# નેપોલીઅન બોનાપાર્ટનું

# જીવનચરિત્ર.



કેટલાએક ગ્રંથો ઉપરથી

લખનાર

ચુનીલાલ બાપુજી મોદી.

---

આવૃત્તિ બીજી

---

પ્રસિદ્ધ કર્તા એન. એમ. ત્રિપાઠી એન્ડ કુંપની.

મુંબાઈ.

# નેપોલીયન બોનાપાર્ટનું જીવનચરિત્ર



કેટલાએક ગ્રંથો ઉપરથી

લખનાર

**ચુનીલાલ બાપુજી મોદી**

આવૃત્તિ બીજી

**પ્રસિદ્ધકર્તા—એન. એમ. ત્રિપાઠી એન્ડ કુંપની**

**મુંબાઇ.**

# પ્રસ્તાવના.

———:o:———

ઇંગ્રેજી ભાષાની લિપિમાં એક અક્ષરના અનેક ઉચ્ચાર કરે છે, એક જ ઉચ્ચાર અનેક અક્ષરોથી દેખાડે છે, કેટલાક શબ્દોમાં કંઈ અક્ષર મુગા હોય છે, એટલે તે કાગળ ઉપર માત્ર લખવાના, પણ બોલતી વેળા તેના ઉચ્ચાર થતા નથી. એવી માથાકુટ હોવાને લીધે યુરોપખંડના પુરૂષોનાં તથા સ્થળ વગેરેનાં વિશેષ નામો ગુજરાતી ભાષામાં લખતી વખત સંશય ઉત્પન્ન થાય છે. તે બાબત કેટલાક કહે છે કે, લખેલા શબ્દો ઉપરથી ઉચ્ચાર થાય, તે ગુજરાતી ભાષામાં લખવો. અને કેટલાક કહે છે કે તે તરફના લોકો વાતચિત કરતાં જે ઉચ્ચાર કરતા હોય, તે લખવા. આ બંનેમાંથી એકે મત સર્વાંશે કબૂલ રાખી શકાય એમ નથી. કારણ લખેલા અક્ષરનો ઉચ્ચાર થાય, તે પ્રમાણે ગુજરાતીમાં શબ્દ લખ્યો, તો મૂળ ઉચ્ચારથી બિલકુલ ઉલટો ઉચ્ચાર થઇને કોઈ વાર તો તે ઘણો જ કર્ણકુટો થાય. તેમ જ તેણી મેરના લોકોના ભાષણસંપ્રદાય પ્રમાણે ગુજરાતી શબ્દ લખવાની અડચણ છે. કેમકે ત્યાં પણ દેશભેદથી અને પ્રાંતભેદથી એક જ શબ્દના અનેક ઉચ્ચાર થાય છે, એમ તે તરફના લોકોનું કહેવું છે. એને લીધે ઉપરના બંને મતો ગુજરાતી ગ્રંથકારો કબૂલ રાખીને આજ સૂધી લખતા આવ્યા છે. તેમ આપણે પણ કરીએ છીએ. માત્ર ગુજરાતી ભાષાભિજ્ઞ વાંચનારાએ એવા પ્રકારના નામનો એક માણસ હતો, એમ માનીને ચલાવી લેવું જોઇએ છે. એ સિવાય મૂળ નામનો ખરો ઉચ્ચાર જાણવાનો બીજો કોઈ માર્ગ નથી. ઇંગ્રેજી પુસ્તકોમાં પણ એવો જ ઘોટાળો છે. હિંદુસ્તાન, ગ્રીસ, ઇટાલી, ચીન, વગેરે દેશના પ્રાચીન ઇતિહાસ ઉપર ઇંગ્રેજીમાં ઘણા ગ્રંથો થયા છે, તેમાં ગ્રંથકારની મરજી પ્રમાણે એક જ વિશેષ નામ અનેક પ્રકારે લખેલાં જણાય છે. તેણે કરીને તે શબ્દનો મૂળ ઉચ્ચાર શો થાય છે, તેનો નિવેડો થતો નથી. આ વાતનો ઉપાય ન હોવાથી એ નામનો એક માણસ હતો એમ સમજીને વાંચનાર ચલાવી લે છે.

આ પુસ્તકનો મુખ્ય આધાર, ઇંગ્રેજીમાં 'લાકહાર્ટે' લખેલા નેપોલિયન બોનાપાર્ટના ચરિત્ર ઉપર રાખીને મરેઠીમાં રચાયલા ગોવિંદ

શંકર શાસ્ત્રી બાપટના પુસ્તકનો પણ આધાર રાખેલો છે, પરંતુ તેની સાથે તે મૂળ ઇંગ્રેજી પુસ્તક તથા એક બીજું એ જ બાબત ઉપર લખાયલું ઈંગ્રેજી પુસ્તક, મરેઠીમાં લખેલો હરિ કેશવજીનો ઈંગ્લાંડનો ઇતિહાસ ભાગ બીજો, એ પુસ્તકો સાથે રાખીને આ પુસ્તક લખ્યું છે. તેથી અમારા વાંચનારાઓનાં મન રાજી થઇને કંઈ ગુણગ્રહણ થાય એમ મારી જગત્કર્તા પરમેશ્વરને પ્રાર્થના છે.

સુરત ખપાટીઆ ચકલો. ચૈત્ર સુદ ૧ ગુરૂવાર સંવત ૧૯૪૭. } ચુનીલાલ બાપુજી મોદી.



# અનુક્રમણિકા.

——:o:——

## ભાગ ૧ લો.



## ભાગ ૨ જો.



## ભાગ ૩ જો.



## ભાગ ૪ થો.



## ભાગ ૫ મો.



## ભાગ ૬ ઠ્ઠો.

## ભાગ ૭ મો.



## ભાગ ૮ મો.



## ભાગ ૯ મો.



## ભાગ ૧૦ મો.

## ભાગ ૧૧ મો.



## ભાગ ૧૨ મો.



## ભાગ ૧૩ મો.



## ભાગ ૧૪ મો.



## ભાગ ૧૫ મો.

## ભાગ ૧૬ મો.



## ભાગ ૧૭ મો.





# નેપોલિયન બોનાપાર્ટનું ચરિત્ર.

———:o:———

## ભાગ ૧ લો.

———:o:———

### ઉપોદ્ઘાત.

પરાક્રમી પુરૂષોનાં ચરિત્ર વાંચવાથી જે બહુ ફાયદા થાય છે, તેમાં મનરંજન એ એક સાધારણ ફાયદો છે. એ વગર બીજો જે એક ફાયદો થાય છે તે ઘણો મોટો છે. જ્ઞાન અને ચતુરાઇ માણસને ઘણું કરીને બીજાની પાસેથી પ્રાપ્ત થાય છે. તેથી તેનાં માબાપ વગેરે વડીલો સારાં હોય છે. તે બહુધા તેવાં બને છે. વડીલો, ગુરૂ, ઇત્યાદિની પાસે રહેવું, એ સદ્ગુણ આવવાનું જેમ સાધન છે, તેમ જ મોટા માણસોનાં ચરિત્રો વાંચવાથી ઘણાખરા સદ્ગુણ આવે છે. વાસ્તે જ મોટા માણસનાં ચરિત્રો વાંચવાનો રવૈયો પ્રાચીન કાળથી સર્વ દેશોમાં ચાલતો આવે છે.

મોટાં માણસોએ જ્ઞાન શી રીતે મેળવ્યું, અને કેવાં પ્રાક્રમ કર્યાં, એ જાણવું, એ માણસે મોટાઇ મેળવવા સારૂ જેવું ઉપયોગી છે, તેવું જ એ પરાક્રમી પુરૂષોને હાથે જે કેટલીક મોટી ભૂલો થઈ હોય કે, જેથી કરી તેમનાં સર્વ મોટાં કામો ઉપર પાણી ફરી વળ્યું; અને જો તેવી ચૂકો ન થઇ હોત તો તેમની પ્રખ્યાતિ આજ જૂદા જ પ્રકારની હોત, એવી ચૂકો જાણવી, એ પણ ભારે ફાયદાકારક થાય છે. કેમકે યત્ન કરવાથી તે માણસો સુધારી શકે છે. તેમ જ જે પુરૂષોનો વૃતાન્ત આ પુસ્તકોમાં લખેલો છે, તેના ઉદાહરણ ઉપરથી સમજાશે કે, ઈશ્વિર ઉપર વિશ્વાસ રાખીને સદાચરણે ન ચાલવાથી તેની વિશાળ બુદ્ધિ, ઘણું જ્ઞાન અને અતુલ બળ એ બધું માણસને મહા સંકટમાં નાંખવાને કારણભૂત થાય છે. તેમ જ એ ધ્યાનમાં આવશે કે, પરમેશ્વરે આપેલા મોટપણા ઉપર સંતોષ ન રાખીને

જો માણસ અતિતૃષ્ણા કરવા લાગે છે તો તે પોતાની મૂળની મોટાઈ સુદ્ધાં ગુમાવે છે.

આજ સૂધીમાં યુરોપખંડમાં ઘણા વિજયી પુરૂષો થઈ ગયા છે, તે સર્વમાં સિકંદર બાદશાહ, જૂલિયસ્ સીઝર, અને નેપોલિયન બોનાપાર્ટ મોટા મનાયલા છે. એ ત્રણે વિલક્ષણ બુદ્ધિવાળા અને ઘણા પરાક્રમી છતાં એમની આખર ઘણી માઠી રીતે આવી. આજ બે હજાર વર્ષ થયાં જેના તત્વજ્ઞાનથી લોકો ડોકું ધુણાવે છે, એવો મહા પંડિત જે આરિસ્ટાટલ તેનો મુખ્ય શિષ્ય સિકંદર બાદશાહ, પરાક્રમી પિતાનો પુત્ર અને જાતે પણ મોટો પરાક્રમી છતાં ઇશ્વિરે આપેલી એવડી મોટી રાજ્ય સંપત્તિથી તૃપ્ત ન થતાં રાજ્યવૃદ્ધિના લોભથી હમેશાં પરરાજ્ય ઉપર હૂમલા કરીને જિત મેળવવા લાગ્યો. તે એથી એવો તો ટેવાઈ ગયો કે તેને લડાઈ વગર ચેન પડે નહિ! તેથી આખરે પોતાના વતનથી ઘણે દૂર મરણ પામ્યો. તેને લીધે શૌર્ય સિવાય શાંતિમાં પ્રસિદ્ધિ પમાડનારા તેના બીજા સર્વ ગુણો હતા તે નહિ સરખા થઈ ગયા. અને તેના મરણ પછી પિતાપુત્રે મેળવેલા એવડા મોટા રાજ્યમાં બખેડા થઇને દુર્દશા થઈ.

જૂલિયસ્ સીઝરની દશા એના કરતાંએ ઘણી માઠી થઈ. તેણે પેહેલાંથી બુદ્ધિ અને પરાક્રમ વડે મોટાં મોટાં કામો કરીને સ્વદેશના લોકોની પ્રીતિ મેળવી અને કેટલાક આઘેના દેશો જિતીને રોમન રાજ્ય સાથે જોડી દીધાં. એમ છતાં જ્યારે તેના મનમાં અતિ લોભ ઉત્પન્ન થયો ત્યારે જે લોક એને પોતાનો શુભેચ્છક ગણતા હતા તેમણે જ ભર સભામાં તેને મારી નાંખ્યો. અરે અરે! લોભ અને અસંતોષનું આ કેવું પરિણામ!

નેપોલિયન બોનાપાર્ટની આખર તો એના કરતાંએ વિશેષ માઠી રીતે આવી એમ કહીશું તો ચાલશે. કારણ ઉપર કહેલા બંને પુરૂષો તો મોટા કુળ માંહેના ગર્ભશ્રીમાન છતાં જીવતાં સુધી શત્રુને હાથે તેમની ફજેતી થઇ નહિ. પણ નેપોલિયન બોનાપાર્ટ નાના સરખા બેટમાં ગરીબ માબાપને પેટે જન્મ્યો છતાં આખર યુરોપખંડમાંનાં સર્વોત્કૃષ્ટ દેશનું સાર્વભૌમત્વ પામ્યો, મોટા મોટા રાજાઓને તેણે નમાવ્યા, અને રોમના ધર્માધિકારીને પોતાની મુઠીમાં રાખ્યો. એટલા ઐશ્વર્યથી સંતોષ

ન પામતાં અતિતૃષ્ણા કરીને પદભ્રષ્ટ થઈ શત્રુના હાથમાં આવી તે કેદમાં ઘણાં વર્ષ રહીને આખરે મરણ પામ્યો. ત્યારે "अतितृष्णा न कर्तव्या चक्रं पतति मस्तके" આ મહા વાક્યનું ઉત્તમ ઉદાહરણ નેપોલિયન બોનાપાર્ટ છે. એમ કહેવામાં કશી હરકત નથી.

નેપોલિયન બોનાપાર્ટનું ચરિત્ર લખવાનો વળી એક વિશેષ ઉદ્દેશ એવો છે કે, પાંચ હજાર ગાઉ ઉપરથી આવીને અનેક દુઃખો વેઠીને જે પરાક્રમી પુરૂષોએ ભોજવિક્રમાદિ રાજાઓથી ન મેળવાયલા ભરતખંડનું સામ્રાજ્ય મેળવ્યું, તેમના વતનીઓનાં પરાક્રમનું વર્ણન એમાં સહજ થાય છે. અલંકારશાસ્ત્રમાં વર્ણન કરવાના બે પ્રકાર કહ્યા છેઃ એક સાક્ષાત્ રાજાનો વૈભવ, પરાક્રમ ઇત્યાદિનું વર્ણન કરવું; અથવા શત્રુનું પુષ્કળ વર્ણન કરીને તેને જિતનાર એમ કહેવું એટલે સહજ વર્ણનીયનું વર્ણન થાય છે. એ જ વાત આને લાગુ પડે છે. જે પરાક્રમી પુરૂષે આખો યુરોપખંડ સ્વાધીન કરી નાંખ્યો હતો અને જેની ગ્રેટબ્રિટન જિતવાની ઘણી ઇચ્છા હતી, તેનો પગ જેમણે પોતાના દેશના કિનારા ઉપર લાગવા ન દીધો, તેમની સ્વદેશપ્રીતિને કયા દેશના લોકોની ઉપમા આપીએ વારૂ ?

આજ સુધીમાં દુનિઆમાં એ પ્રકારના બે જ બનાવ બનેલા છે. પ્રાચીન કાળમાં હાનિબલ નામે રોમન રાજ્યના વારામાં એક મહા વીર થઈ ગયો. આજ સુધી એના જેવા શૂરા અને યુદ્ધકલાકુશળ પુરૂષો દુનિઆમાં ઘણા થોડા નિપજ્યા છે. શત્રુએ તેનો નાશ કર્યા છતાં પણ તેની કીર્તિનો ઝુંડો હજી ફડફડયાં કરે છે, એવા યોદ્ધા સાથે લડતાં લડતાં રોમન લોકોને પણ લાગ્યું હતું કે આ વીર પુરૂષ આગળ આપણું કશું ચાલવાનું નથી. તથાપિ તેમણે હિંમત ન હારતાં મારવું કે મરવું એવો દ્રઢ નિશ્ચય કરીને પોતાના દેશનું રક્ષણ કર્યું. એવી જ નેપોલિયન બોનાપાર્ટ અને ઇંગ્લાંડની બાબત છે. જેણે નાના મોટા યુરોપખંડના સર્વ દેશ જિત્યા તથા જેને ઇંગ્લાંડ દેશ જિતવો ઘણો કઠણ નથી એમ તે વખત કોઈ ધારતું નહોતું, તેના પગનો સ્પર્શ ઇંગ્રેજ લોકોએ પોતાની જમીન ઉપર લાગવા ન દીધો, એ તે લોકોની વિલક્ષણ સ્વદેશપ્રીતિ જ કહેવી જોઇએ. નહીં તો ફ્રેંચ લોક કાંઈ તેમના કરતાં ઓછા શૂરા નહોતા. નેપોલિયને જિતેલા દેશો હાલ સ્વતંત્ર છે; તેવો જ ઇંગ્લાંડ પણ તેણે જિત્યો હોત તો આજ સ્વતંત્ર હોત તથાપિ

નેપોલિયન સરખા શત્રુ આગળ ક્ષણ માત્ર ન નમવાની જે કીર્તિ આજ ઇંગ્લાંડને છે, તે યુરોપના બીજા દેશોને નથી. એ ઇંગ્રેજ લોકોની કીર્તિ અક્ષય રહેશે.

—:o:—

## ભાગ ૨ જો.

નેપોલિયન બોનાપાર્ટ કાર્સિકા બેટ માંહેના અજેશિયો નામે શેહેરમાં તા. ૧૫ મી આગષ્ટ સને ૧૭૬૯ ને રોજ જન્મ્યો. તેનો બાપ ચાર્લસ બોનાપાર્ટ ત્યાં એક પ્રખ્યાત વકીલ હતો અને નેપોલિયનની મા લિટીશિઆ રામોલિની એ ઘણી બુદ્ધિમાન, હિંમતવાન, ચતુર અને પરાક્રમી બાઈ હતી. તેના ઘણાખરા ગુણ આ છોકરામાં આવ્યા હતા. કાર્સિકા બેટના લોકો પોતાના ઉપરની ફ્રેંચ જુંસરીને ફેંકી દઇને સ્વતંત્ર થવાને મથતા હતા, તેમાં જે લડાઇઓ થઈ તેમાં પોતાના ધણી સાથે એ બાઈ લડાઇમાં જતી હતી. એની ત્રીશ વર્ષની ઉંમરે તેનો ધણી મરણ પામ્યો. એટલામાં એને તેર છોકરાં થયાં. તેમાંનાં પાંચ નાનપણમાં મુવાં. બાકી રહેલાંમાંથી મોટો છોકરો જોસેફ હતો. એને પછીના વખતમાં નેપોલિયને સ્પેનનો રાજા બનાવ્યો હતો. બીજો નેપોલિયન હતો. બાકીના ત્રણ છોકરાના નામ લુશિયન, લુઇસ, અને જેરોમ એ હતાં. એ વગર ત્રણ છોકરી હતી તેનાં નામ ઇલિઝા, કારોલાઇન અને પાલાઇન હતાં.

અગાડી નેપોલિયનની ચઢતી કળા થઈ ત્યારે ઘણા ખુશામતીઆ લોકો નેપોલિયન પરંપરાથી રાજકુળમાં ઉત્પન્ન થયો છે એવી વંશાવલિ ગણાવવા લાગ્યા. પણ તે તેને ગમતું નહોતું. અને કહેતો કે માંતીનાતીમાં જે મેં પ્રથમ જય મેળવ્યો તે જ મારી મોટાઇનો આરંભ છે. વળી જ્યારે નેપોલિયને આસ્ટ્રીઆની શાહનશાજાદી સાથે લગ્ન કર્યાં ત્યારે તેનો સસરો પણ તમારા પૂર્વજ મોટા હતા એ મતલબનું બોલતો હતો, ત્યારે નેપોલિયન બોલ્યો કે "મારા વંશનો રોડાલ્ફ* હું જ છું."

નેપોલિયનની નાનપણની પુષ્કળ વાતો પ્રસિદ્ધ છે. તેની નાનપણની ઘણી વહાલી રમવાની વસ્તુ એક પીતળની તોપ હતી. વળી દરિઆ કિનારે

---

* રોડોલ્ફ આસ્ટ્રીઆના બાદશાહી વંશનો સ્થાપન કરનાર મૂળ પુરૂષ હતો.

એક નાની સરખી ગુફા હતી ત્યાં તે ઘણી વાર એકલો જઇને બેશી વિચાર કરતો અને નાનપણથી જ તે પોતાની માને ઘણું માન આપતો હતો તથા તેનો પોતા ઉપર મોટો પાડ થએલો માનતો હતો અને કહેતો હતો કે, ડહાપણ અને ચતુરાઇથી ચલાવ્યાને લીધે જ મારામાં શૌર્યાદિ ગુણો ઉત્પન્ન થયા છે. વળી તે ખાત્રીથી કહેતો કે છોકરાં સારાં કે નઠારં નીકળે એ માના સ્વભાવ અને તેની કેળવવાની રીતિ ઉપર આધાર રાખે છે. તે સેંટ હેલીનામાં હતો ત્યારે તેણે પોતાના બચપણ વિષે કહ્યું છે કે, "હું બચપણમાં ઘણો હઠ્ઠી હતો, હું કોઇથી બીતો નહોતો, હું લડાઇખોર અને જીદ્દી હતો, અને કોઇને મારતો કોઇને ચુંટી ખણતો, તેથી ઘરનાં સર્વ માણસો મારાથી બીતાં હતાં. માત્ર મારી મા મારે માટે ઘણી જ કાળજી રાખતી હતી. તે મને કાંઈ પણ હલકી વાત કરવા દેતી નહોતી. જેણે કરીને મન મોટું અને ઉદાર થાય એવી છોકરાની વૃત્તિ થાય તેને માટે તે ઘણી સંભાળ રાખતી અને તેને જુઠાણાંનો ઘણો તિરસ્કાર હતો ને કોઈ છોકરૂં કહ્યું ન માનતું ત્યારે તેને ઘણો સંતાપ થતો અને છોકરાનો કોઈ પણ ગુન્હો માફ કરતી નહોતી.

કેટલાએક ધર્મનિષ્ઠ ગ્રંથકારોનું કહેવું એમ છે કે, આવી ઉત્તમ કેળવણી છતાં નેપોલિયનનમાં મહત્વાકાંક્ષાદિ જે દોષ ઉત્પન્ન થયા તેનું કારણ તેને નાનપણમાં ધર્મ સંબંધી કેળવણી ન મળવાનું હશે. આ કેહેવું કેટલેક દરજ્જે ખરૂં છે. કારણ ધર્મશિક્ષણનો ઉત્તમ વખત બચપણ છે. નેપોલિયનની અક્કલ, હોંશિઆરી લોકોને તેના નાનપણથી માલમ પડવા લાગી. તેનાં સગાં માંહેનો એક સંભાવિત વૃદ્ધ માણસ હતો તે મરવા પડયો ત્યારે તેણે એનાં સર્વ ભાંડુઓને પાસે બોલાવીને કહ્યું કે, "જોસેફ! તું વડીલ છે ખરો. પણ કુટુંબનો મુખ્ય નેપોલિયન થશે, એમાં સંદેહ નથી. આ મારૂં બોલવું ધ્યાનમાં રાખજે." એ શબ્દ નેપોલિયન કદી ભૂલ્યો નહિ.

નેપોલિયન નહાનપણથી બોલવામાં ઘણો હોંશિઆર હતો. એક દિવસ એક બાગમાંનાં અંજીર તેણે ચોર્યાં ત્યારે બાગના માલીકે તેને, તારી માને કહી દઉં છું એમ કહીને, તેનો હાથ ઝાલ્યો, ત્યારે નેપોલિયને તેને એવું કંઈ કહ્યું કે તરત તેનો હાથ છોડી દીધો.

ફ્રાન્સ દેશમાં અસલથી યુદ્ધકલા શિખવામાં મોટું ભૂષણ મનાયલું છે. તેથી નેપોલિયનના બાપે તેને બ્રિનીની યુદ્ધકલા શીખવાની નિશાળમાં મોકલ્યો. તે કહેતો કે નિશાળમાં દાખલ થવા સારૂ ફ્રાન્સ જવાને નિકળતી વેળા મને મારી માના વિયોગથી ઘણું દુ:ખ થયું. બ્રિની પાઠશાળામાં રહેવાને વિદ્યાર્થિને સારી સોઈ નહોતી; તો પણ ત્યાં રહેવાને તેને ગમતું હતું. તે ફ્રાન્સ દેશનો બાદશાહ થયા પછી પણ એમ કહેતો કે હું બ્રિનીમાં સુખી હતો. પાઠશાળામાં દાખલ થયો ત્યારે તેને માત્ર ઇટાલિયન ભાષા આવડતી હતી. કારણ તે વખતે કાર્સિકા બેટને ફ્રાન્સ સાથે જોડી દીધાને થોડાં જ વર્ષો થયાં હતાં, પણ તેણે પાઠશાળામાં થોડી મુદતમાં ફ્રેન્ચ ભાષાની ઘણી માહિતી મેળવી. તે પેહેલવેહેલો બ્રિનીમાં આવ્યો ત્યારે છેક થોડાબોલો અને એકલશૂરો હતો. તેને ફ્રેન્ચ ભાષા સારી આવડતી નહોતી એ આ વાતનું કારણ હોતું જોઇએ, એમ કેટલાકનું કહેવું છે. નેપોલિયન ગરીબ હોવાને લીધે તેની સાથે ત્યાંના વિદ્યાર્થિ ઉદ્ધતપણે વર્તતા હતા, તેથી તેને ઘણો કંટાળો આવતો હતો. એ લાટિન ભાષા વગેરે પુષ્કળ વિષય શીખતો હતો; પણ યુદ્ધકલામાં ઉપયોગી વિષયોમાં તે ઘણો જ હોંશિયાર હતો અને ગણિત શાસ્ત્ર શિખવનારા ગુરૂને તે ઘણો વહાલો હતો. એ ઘણો ક્રોધી હતો. એક દહાડો તેના એક શિક્ષકે તેના એક ગુન્હા બદલ થોડી સજા કરી, તે અપમાનથી તેને એવું માઠું લાગ્યું કે, ઓકીને બેશુદ્ધ થયો. એટલામાં ત્યાં તેનો ગણિત શિક્ષક આવી લાગ્યો. તેણે કહ્યું કે, એનો સ્વભાવ હજી સુધી લોકો જાણતા નથી એમ કહીને તેણે તેને ટાઢો પાડ્યો. કાર્સિકા બેટ ફ્રેન્ચ લોકોએ પોતાના રાજ્યમાં જોડ્યો તે વખત ત્યાંના પ્રસિદ્ધ અને પરાક્રમી પુરૂષ પઓલીએ સ્વદેશપ્રીતિથી સ્વતંત્ર થવાને ઘણી મેહેનત કરી પણ તે વ્યર્થ ગઈ. એક વાર તે વિષે કંઈ નિંદાનું ભાષણ તે પાઠશાળાના મુખ્ય અધિકારીને બોલતો સાંભળીને નેપોલિયનને ગુસ્સો લાગ્યો ને તે બોલ્યો કે, “ તે મોટો માણસ હતો, તેની સ્વદેશ ઉપર ઘણી પ્રીતિ હતી. મારો બાપ તેના હાથ નીચે છતાં તેણે તેનો પક્ષ છોડયો, એ ઘણું ખોટું કર્યું.” આ પાઠશાળામાં બોરીન નામના છોકરા સાથે તેને ઘણો સ્નેહ થયો અને પછીથી તે એનો ખાનગી કાર-

ફૂન થયો. તેણે પણ નેપોલિયનનું ચરિત્ર લખ્યું છે. પિચેગ્રુ નામે એ શાળામાં એક એનો શિક્ષક હતો તે અંગાડી નેપોલિયનની વિરૂદ્ધ જે દગો થયો તેમાં મુખ્ય હતો. તેની નેપોલિયનની હિંમત અને દૃઢ નિશ્ચય વિષે એવી તો પાકી ખાત્રી હતી કે, અગાડી ફ્રાન્સ દેશમાં બુર્બોન વંશના રાજ્યકુટુંબને પદચ્યુત કરવા સારૂ લોકોએ બંડ કર્યું, તે વેળાએ નેપોલિયનને રાજ્યપક્ષમાં મેળવી લેવાને વિષે યત્ન કરવાને તેને કોઇએ સિફારસ કરી, ત્યારે તે બોલ્યો, "એ બાબત યત્ન કરવો મિથ્યા છે. હું નાનપણથી જ તેના સ્વભાવને જાણું છું. તે જે પક્ષમાં મળશે તે પછી કદી તેને છોડશે નહિ."

એક વેળાએ બ્રિનીની પાઠશાળાની પાસેના એક ગામડામાં કંઇ તમાસો હતો તે જોવા જવાનું ત્યાંના કેટલાક વિદ્યાર્થિ અને નેપોલિયનના મનમાં આવ્યું, પણ શિક્ષકોએ ત્યાં જવાની મના કરી, ત્યારે નેપોલિયને પાઠશાળાના બાગની આજુબાજુની ભીંતના પાછલા ભાગમાં એવી યુક્તિથી બાકોરૂં પાડ્યું કે તેમાંથી કોઈ ન જાણે એવી રીતે બધા છોકરા બહાર ગયા. તે જોઈ ત્યાંના લોકોને મોટી નવાઈ લાગી. નેપોલિયનને નાનપણથી જ યુદ્ધ ઘણું ગમતું હતું. તેની રમત પણ લડાઈ જેવી જ હતી. એક વાર તેણે તે નિશાળીઆનાં ટોળાં બાંધી તેમાં પોતે મુખ્ય થઈ પંદર દિવસ સુધી ખોટી લડાઈ ચલાવી. તેમાં શત્રુને ઘેરો ઘાલવો, હલ્લો કરવો વગેરે કામમાં તેણે ઘણી ચતુરાઈ બતાવી. વળી નિશાળમાં રજા હતી ત્યારે નેપોલિયન એક વાર કાર્સિકા બેટમાં ગયો હતો. ત્યાં પેલો પ્રખ્યાત શૂરો પઓલી હતો તેને તે વારંવાર મળતો, અને તે કહેતો કે "નેપોલિયન! તું હાલના યોદ્ધા જેવો નથી. પણ પ્લૂટાર્ક* જે યોદ્ધાઓનું કહ્યું છે તેના જેવો છે."

નેપોલિયનને પંદરમું વરસ બેઠું નહિ એટલામાં તેને બ્રિનીની નિશાળમાંથી પારિસની પાઠશાળામાં મોકલવામાં આવ્યો. એ તેને ઘણું શોભા આપનારૂં થયું. તેના ગુણ બાબત બ્રિનીની પાઠશાળાના શિક્ષકોએ લખેલું

---

*** એ એક પ્રાચીન નામાંકિત ગ્રંથકાર હતો. તેણે ગ્રીસ દેશના પ્રસિદ્ધ પુરૂષોનાં ચરિત્રો ઘણી જ મનોરંજક રીતે લખેલાં છે.**

સર્ટીફિકેટ ઘણુ ઉત્તમ છે. તેમણે તેમાં લખ્યું છે કે, "નેપોલિયન શરીરે મજબૂત અને નિરોગી છે. ચાલચલણ સારી, સ્વભાવ ગરીબ, ધીટ અને કૃતજ્ઞ છે. તે મોટો નિયમિતપણાવાળો, અને ગણીત શાસ્ત્રમાં ઘણો જ નિપુણ છે. તેનું ઇતિહાસભૂગોળનું સારૂં જ્ઞાન, અને લાટિન ભાષાનું સાધારણ જ્ઞાન છે. તે સમુદ્ર ઉપરની અરમારનો ઉત્તમ કામદાર બનશે અને પારિસની પાઠશાળામાં જવાને લાયક છે."

પારિસની પાઠશાળામાં ફ્રેંચ શ્રીમંત સરદારોના છોકરા હતા. તે અતિશય મોજશોખ કરતા પણ નેપોલિયનને તે બીલકુલ ગમતું નહોતું. એ જાતે મોટો નિયમિત અને બીજાને નાદે લગાડનારો નહોતો. જો એની જગાએ બીજો કોઈ સાધારણ ગરીબ હોત તો તે પૈસાદારની સંગતમાં પડીને ખરાબ થાત; પણ આ તેમ ન થતાં ઉલટું એમ બન્યું કે તેણે જાતે પાઠશાળાના અધિકારીને એક અરજ કરી સૂચવ્યું કે અહીંના વિદ્યાર્થિઓની વર્તણુંક સિપાઈપણાની છેક વિરૂદ્ધ છે, માટે એમને ખાવાને માત્ર સાદો ખોરાક આપવો અને હજુરીઆ ચાકર ન આપતાં પોતાનો પોષાક સાફ કરવો વગેરે જરૂરનાં કામ જાતે કરવાની ટેવ પાડવી. આ અરજની કંઈ અસર થઈ નહિ. પણ નેપોલિયનનો દૃઢ નિશ્ચય અને નિયમિતપણું ઇત્યાદિ ગુણો લોકોને દાખલો લેવા લાયક પૂર્ણપણે હતા, એમ સ્પષ્ટપણે જણાવા લાગ્યું.

સત્તરમું વર્ષ પૂરૂં થતાં જ નેપોલિયનનું શિખવાનું કામ પતી રહ્યું અને તેણે પાઠશાળા છોડી. એ જ અરસામાં તેનો બાપ પેટપાકાના રોગથી મરણ પામ્યો. અને એ જ દરદથી અગાડી નેપોલિયનની આખર આવી. નેપોલિયન પાઠશાળામાં હતો ત્યારથી એ વિલક્ષણ બુદ્ધિનો છે, એમ તેના સઘળા શિક્ષકો જાણતા હતા અને તે ઉપરથી તે મોટી પદવી મેળવશે, એમ તેઓ ધારતા હતા. નેપોલિયનના ચરિત્રમાં કેટલીએક સારી વાતો છે. તેમાંની એક એ છે કે, જે ગુરૂઓથી તેને જ્ઞાન પ્રાપ્ત થયું તેને પોતે વૈભવે ચઢ્યા પછી ભૂલ્યો નહિ, પણ સારી રીતે તે સર્વના ઉપકારનો બદલો વાળ્યો.

નેપોલિયન રૂપાળો હતો. તેની આંખો ઘણી ચળકતી હતી અને બાંધો ઘણો મજબત હતો. એનામાં ચપળપણું અને તીખાશ વધારે

હતી. ખોટો દમામ કરવાનો તેને ઘણો કંટાળો હતો, તથાપિ પ્રસંગ પડે ત્યારે લોકોને વહાલો થવાનો ગુણ તેનામાં વર્ણનીય હતો. બચપણથી જ અતિ અભ્યાસી, ઉદ્યોગી અને દૃઢ નિશ્ચયના પુરૂષ નેપોલિયન જેવા જગતમાં ઘણા જ થોડા હશે, એમાં કાંઈ સંદેહ નથી.

પાઠશાળા છોડયા પછી તરત જ એને ફ્રેન્ચ લશ્કરમાં અધિકારીની એક જગા મળી. તે વખત વાલન્સમાં રહેવાનું હતું. ત્યાંના લોકોમાં તે થોડા દહાડામાં જ પ્રિય થઈ પડયો. ત્યાં હતો ત્યારે એક સભાએ એવું જાહેરનામું કહાડયું કે, કેવું રાજ્ય અને કેવા કાયદા હોય તો માણસ સુખી થાય, એ વિષય ઉપર જે એક ઉત્તમ નિબંધ લખશે તેને ઈનામ મળશે. તે પ્રમાણે તે નિબંધ લખીને નેપોલિયને મોકલાવ્યો. અને તે સર્વોત્તમ ઠરીને તેને ઈનામ મળ્યું. પણ તે છપાઇને પ્રસિદ્ધ થયો નહોતો. અગાડી નેપોલિયન રાજગાદીએ બેઠા પછી એક મોટા કામદારને એ નિબંધનો હસ્તલેખ હાથ લાગ્યો. તે તેણે બાદશાહને ખુશ કરવાને સારૂ દેખડાવ્યો. તે તેણે હાથમાં લઈ બે ત્રણ પાનાં વાંચી સર્વ વાત એક જણાથી બનતી નથી, એમ બોલી તે નિબંધ નેપોલિયને બાળી નાંખ્યો. તેનું કારણ એવું કહેવાય છે કે, એ નિબંધ લખતી વેળાએ એ પ્રજાસત્તાક રાજ્યને વખાણનારો હતો. પણ આ વખતે પોતાને બાદશાહી મળવાને લીધે તેના વિચાર નિબંધથી ઉલટા થયા હતા, માટે તેણે એ નિબંધ બાળી નાંખ્યો. વાલન્સ શેહેરમાં નેપોલિયન હતો, ત્યારે ફ્રાન્સની બીજી પ્રજા પ્રમાણે લશ્કરી લોકોમાં પણ રાજ્યસત્તા વિષે બે પક્ષ પડયા હતા. કેટલાએક લોકો રાજાનું રાજ્ય પસંદ કરનારા હતા અને કેટલાએક જણા પ્રજાસત્તાક રાજ્યના કાયદા સાબીત કરનારા હતા. તેમાં નેપોલિયને પ્રજાસત્તાક રાજ્યને પસંદ કરનારાઓનો પક્ષ સ્વીકાર્યો. અગાડી નેપોલિયન પદભ્રષ્ટ થયા પછી કહેતો હતો કે, તે વખત હું લશ્કરમાં મોટો કામદાર હોત તો હું રાજાનો પક્ષ પકડત, પણ હું છેક જ હલકી પાયરીનો અપ્રસિદ્ધ હોવાથી જ પ્રજાપક્ષમાં સામેલ થયો હતો. પોતે હલકો કામદાર હતો, એમ કહેતાં તે શરમાતો નહીં. વળી એક દહાડો કેટલાક માંડલિક રાજાઓ બેઠા હતા ત્યાં પોતા વિષે વાત કરતાં પોતે જે વખત પલટ-

ણમાં હતો ત્યાંથી આરંભ કરીને વાત કહી હતી. જે લશ્કરમાં ચાકરી હતો તેમાં ઘણાં વરસ સુધી તેને વધારે પગારની જગા મળી નહોતી. તે દાખલો પોતે રાજા થયા પછી જે લોકો ઘણા દિવસ થયાં મોટી જગા ન મળવા માટે બડબડતા હતા તેને કહેતો. એક વાર લશ્કરની તપાસ ચલાવતાં એક કામદાર બોલ્યોઃ "મેં આટલું પરાક્રમ કર્યું; પાંચ વર્ષ થયાં, પણ હજી મારી દાદ લાગતી નથી." તેનો બાદશાહ નેપોલિયને જવાબ દીધોઃ "મારી સાત વરસ સુધી દાદ લાગી નહોતી, તો પણ હું નાઉમેદ થયો નહોતો."

લશ્કરી ચાકરી કરતાં ફુરસદ મળતી ત્યારે ગ્રંથ લખવામાં તે પોતાનો વખત કહાડતો. તેણે કાર્સીકા બેટનો ઇતિહાસ લખ્યો હતો, પરંતુ તે કોઈ કારણથી છપાયો નહોતો. નેપોલિયનની લખવાની શક્તિ વિષે અલિસન્ નામે એક વિદ્વાન ઇતિહાસકર્તા એમ કહે છે કે "નેપોલિયન આર્વાચીન કાળમાં પેહેલા પ્રકારનો વિજયી યોદ્ધો ન થયો હોત તો તે મોટો વિદ્વાન, વિચારવંત અને પેહેલા પ્રકારનો ઉત્તમ ગ્રંથ-કાર થાત." દેશનિકાલ થયા પછી સેંટ હેલીનામાં નેપોલિયન પોતે પોતાનું લખેલું વાંચીને કહેતો કે, "કેવી તાજુબી ! આવું સારૂં લખાયું છતાં મને લખતાં આવડતું નથી, એમ લોકો શા માટે કહેતા હશે ?"

નેપોલિયન લશ્કરી ચાકરીમાં હતો ત્યારે એક સ્ત્રી સાથે તેને પ્રીતિ બંધાઈ હતી. પરંતુ તેની સંગત તેણે ઝટ છોડી દીધી. જુવાનીની યોગ્યતા નેપોલિયન સારી પેઠે જાણતો હતો. માટે તેણે એ ઉત્તમ કાળ ક્ષણ-ભર સુદ્ધાં ફોકટ જવા દીધો નહીં. તે રાનમાં, જંગલમાં પોતાના સોબતીઓ સાથે જ્યાં જતો ત્યાં ત્યાંની વનસ્પતિની શોભા અને ફળફુળની શોભા તરફ તેનું મન લાગતું નહિ. પણ લડાઈની જગા કઈ સારી, લશ્કરને લઈ જવાનો કયો રસ્તો સારો, વગેરે વિચાર હમેશાં તેના મનમાં ઘોળાતા હતા. આ તો તે મોટે પદે ચઢ્યા પેહેલાંની વાત થઈ. એના પછી જે વાત તેના શૌર્ય આદિ ગુણો અગાડી પડવાને કારણો મળ્યાં તે વિષે સંક્ષેપમાં બીના લખીએ છીએ, જેથી અગાડીનું વૃત્તાંત ઠીક સમજાશે. નેપોલિયન જાતે મહા શૂરો હતો ખરો, તથાપિ પ્રસંગ

સિવાય શૂરાતન જણાતું નથી માટે તે જણાઈ આવવાનું ફ્રાન્સ દેશની ઊથલપાથલથી બન્યું છે. તેનું ટુંક વૃત્તાંત આગલા ભાગમાં આપ્યું છે.*

——:o:——

## ભાગ ૩ જો.

ઇસવી સનના અરાઢમાં સૈકામાં ફ્રાન્સ દેશની સ્થિતિ ઘણી જ નઠારી થઈ હતી. ઘણાખરા લોકો નીતિભ્રષ્ટ થયા હતા. જમીનદારો અને શ્રીમંતો ખેતી અને મજુરી કરીને પેટ ભરનારાં ગરીબગુરબાંને ઘણા પજવતા હતા. કાયદા પણ ગરીબો ઉપર જુલમ થાય એવા હતા. રસ્તા બાંધવા વગેરે સાર્વજનિક ખર્ચ થાય તે સરકારી અમલદાર પોતાની મરજીમાં આવે તેવી રીતે જબરાઇથી તેટલા પૈસા લેતા. એવાં એવાં કારણોથી ગરીબોની દુર્દશા થઇને ખેતી વગેરે ઉદ્યોગ બંધ પડયા. ઘણી જમીન પડતર રહી. તેથી ખોરાકની તંગી પડવા લાગી. વળી સરકારે મીઠા ઉપર ભારે કર બેસાડયો, તેથી ગરીબ લોકો તેની જકાત આપવામાં ઘણી લુચ્ચાઈ કરવાથી આશરે ચાર પાંચ હજાર માણસો આખા વરસમાં આ જરૂરના પદાર્થને માટે તુરંગમાં જવા લાગ્યા. એ વગર બીજા પણ કરો હતા. ઇન્સાફના કામમાં ઘણી અવ્યવસ્થા હતી અને ગુન્હેગારના શરીરને ઘણાં દુ:ખ દેવાનો વહીવટ હતો. એક વાર એક ગાંડા માણસે રાજાના શરીર ઉપર શસ્ત્ર ફેંકયું, માટે તેના શરીરમાં તપાવેલા લોઢા વડે છિદ્ર પાડીને માંહે શિશાનો રસ રેડીને આખરે તેના શરીરને જંગલી ઘોડાઓ પાસે ફડાવી નાંખ્યું. એ રાક્ષસી કામ કરતાં એ વધારે દુષ્ટ કર્મ સાંભળીને યુરોપના સર્વ લોકોના રૂવાટાં ઉભાં થયાં. વળી મરજીમાં આવે ત્યારે જોઇએ તે માણસને પકડીને કેદમાં નાંખવાનો રાજાને અધિકાર હતો. તેને લીધે પાસેના દુષ્ટ માણસો પોતાનો સ્વાર્થ

---

*** આ બાબતની સવિસ્તર હકિગતનું એક પુસ્તક આ લખનારની કલમથી લખાયલું ગૂજરાત વર્નાક્યુલર સોસાઈટીએ છપાવ્યું છે, તે દરેક સ્વદેશશુભેચ્છકે વાંચવા જેવું છે.**

સાધવાને ગમે તે માણસો ઉપર તોહોમત મૂકતા. એથી પંદરમા લુઇના રાજ્યમાં એવાં પંદર હજાર માણસો પકડાયાં હતાં, એમ એક ગ્રંથકારે લખ્યું છે. એકાદી વાર પૈસાની ગરજ પડી, એટલે પૈસાવાળા પાસે પૈસા લઇને તે કહે તેને પકડવાનો રાજા હુકમ આપતો. તેનો બદલો લોકોને પૈસા ખર્ચીને લેવો પડતો. વળી મરજીમાં આવે ત્યારે ન્યાયાધીશને અધિકાર ઉપરથી કહાડવાની રાજાને સત્તા હોવાથી ન્યાયાધીશની સ્વતંત્રતા જઇને ઘણો અન્યાય થવા લાગ્યો. લાંચ લઇને ઇન્સાફદારો ઇન્સાફ કરવા લાગ્યા. તેથી ગરીબને ઇન્સાફની અછત થઈ. કેટલીક વાર તો ન્યાયાધીશ પક્ષકારોને ખુલ્લી રીતે પૂછતા હતા કે તમારી તરફેણમાં ઇન્સાફ ઉતરે તો તમે શું આપશો?

રાજ્યક્રાન્તિની પેહેલાં લોકોની એવી સ્થિતિ છતાં રાજ્યકુટુંબનાં માણસોનાં એવાં આચરણ હતાં કે લોકો તેનો દ્વેષ કરવા લાગ્યા. ખજાના માંહેના પૈસા તેની યથેચ્છ વર્તણુંકથી ઘટી ગયા. આવી માઠી સ્થિતિમાં પણ રાજા જાતે નિર્લજ્જપણાથી દુરાચાર કરતો. તેમાં તેના વ્યભિચારથી તો સીમા જ થઈ. તેથી લોકોના મનમાં તેના વિષે એટલો ધિઃકાર આવ્યો કે, એક વાર રાત્રે શેહેરનાં કેટલાંક છોકરાં ચોરાયાં ત્યારે એવી ગપ્પ ઉડી કે રાજા દુરાચારથી ક્ષીણ થયો છે તેને કોઈ દુષ્ટે એવી સલાહ આપી કે, માણસના રક્તનું સ્નાન કરવાથી શરીરમાં શક્તિ આવે છે; માટે એ કામ સારૂ છોકરાં ત્યા ગયાં હશે. એ ગપ્પ સઘળા ખરી માનવા લાગ્યા. પંદરમો લુઈ અને તેના બાપના રાજ્યમાં આ દુષ્ટ વ્યસનમાં અને બીજાં ખર્ચ મળીને રાજકુટુંબે વીસ કરોડ રૂપિયાની ધૂળધાણી કરી નાંખી હતી. એ બધાં દુષ્ટ કૃત્યોનું પ્રાયશ્ચિત્ત તેના કુટુંબને ભોગવવું પડ્યું.

રાજકુટુંબ અને ગરીબોની ઉપર કહી તેવી સ્થિતિ સાથે દેશના મોટા લોકો, જાગીરદાર, જમીનદાર વગેરે માતબર લોકોની સુધ્ધાં છેક નઠારી હાલત હતી. ગરીબોને પજવનારા અને અનેક હક્કો તેમને હતા. તેમની ઉપર સરકારના કરનો બોજો પડતો નહોતો. સર્વ મોટી મોટી મુલ્કી અને લશ્કરી જગા તેમને જ મળતી. ફ્રાન્સમાં તે વખત બે પ્રકારના અમીર લોકો હતા; નવા અને જુના. પેહેલા પ્રકારના અમીરો

વેપાર વગેરે કરવામાં હલકું સમજતા, તેથી ધંધારોજગારથી અજાણ્યા હતા. તેમની મોટાઈ જઇને દરિદ્રતા આવ્યાથી તેઓ પૈસા મેળવવા માટે સરકારી કામમાં ઘણો અન્યાય કરતા. બીજા પ્રકારના અમીરો હલકા કુળના છતાં પૈસા વડે અથવા બીજા કાંઇ કુભાંડ કરીને રાજાની મેહેરબાની મેળવી અમીર બન્યા હતા, તેમનું દરબારમાં ઘણું ચલણ હતું. એથી આખા દેશમાં ઘણો જુલમ ગુજરતો હતો.

કોઈ પણ દેશના લોકોમાં નીતિ વધારવાને ધર્મની સ્થિતિ સારી જોઇએ. ફ્રાન્સ દેશમાં રાજા, પ્રજા અને અમીરોની સાથે ત્યાંના ધર્મની સ્થિતિ પણ બગડી હતી. આખા દેશનો સર્વમાન્ય ધર્મ રોમન કથોલિક હતો. તેમના પાદરી લોકોનાં આચરણ ઘણાં માઠાં હતાં. તેઓ દુરાચારી અને નાસ્તિક હતા. કેટલાક પ્રોટેસ્ટાંટ મતના લોકો હતા, તેમને ઘણી હરકત વેઠવી પડતી હતી. લોકો પણ એવા અજ્ઞાન અને ધર્મભોળા એટલા હતા કે, લોલકવાળાં ઘડીઆળો શરૂ થયાં ત્યારે બ્રિટની નામે પ્રાંતના લોકોએ એથી પાપ લાગશે. એવું માનીને બંડ કર્યું હતું. ફ્રાન્સ દેશ માંહેની ભયંકર રાજ્યક્રાંતિનાં જે કેટલાંક કારણો છે તેમાંનું એક ધર્માધિકારીઓનાં નઠારાં આચરણ છે.

ધર્માધિકારીઓની ઉપર કહેલી હાલત હોવાથી ધર્મ ઉપરથી લોકોની આસ્થા ઉઠીને તે નાસ્તિક થવા લાગ્યા. અને દેશમાંથી ખ્રિસ્તી ધર્મ સમૂળો કહાડી નાંખવાને કેટલાક વિદ્વાનમાં ખપનારા નાસ્તિક લોકો યત્ન કરવા લાગ્યા. વળી 'પેલા લુચ્ચાને (ઇસુ ખ્રિસ્તને) નસાડી મૂકો' એમ લોકો ખુલ્લી રીતે બોલવા લાગ્યા, વ્હાલ્ટેર અને રોસ નામે બે મોટા ગ્રંથકાર થયા. તેમના ગ્રંથ વડે ઘણા લોકોનાં મન બગડયાં અને દેશમાં અનેક બીભત્સ ગ્રંથો પ્રસિદ્ધ થવા લાગ્યા.

દેશ આવી ખરાબીમાં હતો, એટલામાં અમેરિકન લશ્કરમાં ચાકરી કરીને કેટલાંક માણસો આવ્યાં. તેમણે અમેરિકન લોકોએ ઇંગ્રેજ લોકોથી સ્વતંત્ર થઇને પ્રજાસત્તાક રાજ્ય સ્થાપ્યું તે બાબત ઘણી રસભરી વાતો કરવા લાગ્યા. તે એવી હતી કે રાજાના રાજ્ય કરતાં પ્રજાસત્તાક રાજ્યમાં લોકોને ઘણું સુખ હોય છે, એ અમે નજરે જોયું છે. આવી આવી વાતો કહીને તેઓ લોકોની આસ્થા રાજા ઉપરથી ઉઠાડવા લાગ્યા. અમેરિકામાં વસનારા

સઘળા નવા ગયલા લોકો હોવાથી ત્યાં પ્રજાસત્તાક રાજ્ય સ્થાપવું સહેલું હતું. પણ જ્યાં સેંકડો વર્ષથી રાજા, પ્રજા, અમીરો અને મધ્યમ પ્રતિના લોકોના વર્ગ પડયા હતા, ત્યાંની સઘળી વાતો એકદમને બદલવાનું કામ કાંઈ સેહેલું નહોતું. આ મુદ્દો મનમાં ન રાખી અવિચારી માણસો રાજકુટુંબનો દ્વેષ કરીને પ્રજાસત્તાક રાજ્યની ઇચ્છા કરવા લાગ્યા. તે પેહેલાં ફ્રેંચ લોકોમાં પોતાની રાજ્ય વ્યવસ્થા વિષે એટલી પ્રીતિ હતી કે, વ્હર્સેલિસના રાજ્યમેહેલની ભીંત ઉપર તેમણે એવો લેખ કોતરાવ્યો હતો કે, "પૃથવી ઉપર ફ્રાન્સ સરખો દેશ નથી, પારિસ સરખું શેહેર નથી, અને લુઈ સરખો રાજા નથી." ઇંગ્લાંડની રાજ્યવ્યવસ્થાની તે વેળાના લોકો ઘણી જ મસ્કરી કરતા હતા. પણ આ વખતે એમ બન્યું કે ઇંગ્રેજની સર્વ વાતો તેમને ઘણી જ ગમવા લાગી. માત્ર રાજ્યરીતિ જ નહીં પણ ઇંગ્રેજો સરખા પોષાક પેહેરવા, ઇંગ્રેજી ગ્રંથો વાંચવા, ઇંગ્રેજી ઘોડા ખરીદ કરવા, અને ઇંગ્લાંડથી નોકરો બોલાવવા લાગ્યા.

ઉપર લખ્યા ઉપરથી સમજાયું હશે કે, ફ્રાન્સ દેશના સંબંધમાં જે અનર્થ અને રક્તસ્રાવ થયો તેનાં મુખ્ય કારણો રાજા, અમીર અને ધર્માધિકારીઓનું દુરાચરણ, કર વગેરે જુલમથી આવેલી લોકોની દરિદ્રતા, ઇન્સાફમાં પક્ષપાત અને નાસ્તિકપણું, એ હતાં. આવી દેશની સ્થિતિ હતી તેવામાં પંદરમો લુઈ રાજા મરણ પામ્યો અને સોળમો લુઈ ગાદીએ બેઠો. એ ઘણો દયાળુ, નીતિમાન, વિદ્વાન, સારા સ્વભાવનો, નિર્વ્યસની અને પ્રજાનું ભલું ઇચ્છનાર હતો. તથાપિ એવું બગડેલું રાજ્ય ચલાવવાને જે એક ગુણ જોઇએ તે તેનામાં બીલકુલ નહોતો. તે ગુણ તે ખરી અને સારી વાતને પાર પાડવાનો પાકો ઠરાવ. એ જ ગુણ તેનામાં નહોતો. જો દેશની સ્થિતિ સારી હોત તો એ રાજ્યને મોટું ભૂષણ થઇ પડત. તથાપિ આવી વખતે ઉપર કહેલો ગુણ તેનામાં ન હોવાથી બગડેલી દુષ્ટ પ્રજાએ તેનો ઘાટ ઘડયો. સઘળાનું કલ્યાણ કરવાની ઇચ્છા એ તેની પડતીનું કારણ હતું. કોઈ પણ સારી વાતને માઠી કહેનાર મતલબી લોકો બધે ઠેકાણે હોય છે. તેમ જ ભોળાં માણસને તેને નઠારી વાતને સારી કરી દેખાડનાર લબાડ લોકો પણ ઘણા હોય છે. એવા લોકો એના દર-

ભારમાં ઘણા હતા. રાજાએ પ્રજાના ભલા સારૂ એકાદ ઉપાય કર્યો, તે સારો છે એવું કોઈ મતલબી લબાડ કામદારે કહ્યું એટલે રાજાનું મન નિરભિમાની હોવાથી તે તેને સોંપતો. અને તે ખરેખરૂં નઠારૂં હોય એટલે તે લોકોને ગમે નહીં. અને તેનું ખરૂં કારણ તે જાણે નહિ એટલે માને કે તે રાજાએ કર્યું. એથી રાજાનું કૃપાળુપણું ન જાણીને ઉલટા તેને દુષ્ટ ગણવા લાગ્યા અને એથી આખી પ્રજા અસંતુષ્ટ થઈ. લુઇમાં સઘળા લોકોના મનનો ભાવ જાણવાની શક્તિ નહોતી. આ ઉદાહરણથી આ વાત સઘળાએ ધ્યાનમાં રાખવા જેવી છે કે, માણસના, અને વિશેષે કરીને જેના હાથમાં હજારો લોકોનું ભલું કરવાની સત્તા છે તેમના મનમાં માત્ર સારી ભાવના જ હોવાથી ફાયદો નથી, પણ તે પાર પાડવાનું બળ અને દૃઢ નિશ્ચય જોઇએ, નહિ તો તે હોય અને ન હોય એ સરખાં છે. લુઇને વિદ્યા ઘણી ગમતી હતી. તે હંમેશાં રાજ્યકાર-ભારમાં રોકાવાનો વખત ભૂગોળ ને યંત્રશાસ્ત્રના ગ્રંથો વાંચવામાં કહાડતો. એથી તેનું ઘણું માઠું થયું. એ ઉપરથી સમજવું જોઈએ કે, ગમે તેવી સારી વાત હોય પણ પોતાની ફરજનાં કામ પડતાં મૂકીને તે કરવાથી કાંઈ ફાયદો થતો નથી. સોળમા લુઇની રાણી મેરીઆંટાઇનેટી પણ સારી ભણેલી, સારા સ્વભાવની અને પરોપકારી હતી. તથાપિ રાજ્યાસન ઉપર બેઠા પછી મોટાઈના સુખમાં નિમગ્ન થઇને તે ઘણો જ ખર્ચ કરવા લાગી. તેને લીધે રાજખર્ચના આઠ વરસમાં ચોત્રીસ કરોડ રૂપીઆ થયા.

લુઈ રાજા ગાદીએ બેઠા પછી તેના ઉપર જે સંકટો આવવા લાગ્યાં તેમાં પેહેલું સંકટ ખજાનામાં લાગેલી ખાધ હતી. રાજ્યભંડાર ઉપર બે અબજ રૂપિયાનું દેવું થયું. મોટા લોકો ઉપર કર ન પડવાને લીધે વસુલમાં દિવસે દિવસે તુટ પડવા લાગી. તે વખતે ઇંગ્લાંડની પાર્લામેંટ જેવી ફ્રાન્સ દેશમાં પણ પ્રજાના પ્રતિનિધિ અને મોટા લોકોની સભા હતી, તથાપિ ઇંગ્લાંડની પાર્લામેંટ જેવો રાજ્યપ્રકરણમાં તેનો અમલ ચાલતો નહોતો. એવા બારીક વખતમાં રાજાએ ટાર્ગો નામે એક મહા પંડિતને પોતાનો પ્રધાન બનાવ્યો. એ ઘણો દૂરદર્શી, વિચારવંત અને ચતુર હતો. તેણે સૂચવેલી સઘળી બાબતો અમલમાં આવી હોત તો ફ્રાન્સ દેશની થઈ તેટલી માઠી

દશા થાત નહિ. તેણે ગરીબ લોકો ઉપરના જુલમી કરો બંધ કર્યા, અને માતબરો પાસે કર લેવાનું ઠરાવ્યું. ફોજદારી અને દિવાની કાયદા સુધારવાની મેહેનત કરી. ગુન્હેગારને મારફાડ કરવાનું બંધ કર્યું. પ્રોટેસ્ટંટ લોકોને સરકારી નોકરી આપવાની મના હતી તે રદ કરી. એ સઘળી વાતો રાજાને પસંદ પડી. રાજાએ આગલા રાજ્યમાં અન્યાયથી તુરંગમાં નાંખેલા કેદીઓને છોડી દીધા. અને પોતાની જાતના ખર્ચમાં ઘણો ઘટાડો કીધો. તેથી ઘણા લોકોનો ધંધોરોજગાર બંધ પડયો. એથી જેમને નુકશાન થયું તે રાજા અને નવા પ્રધાનનું બુરૂં બોલવા લાગ્યા અને દરબારી લોકોએ ઘણી તદબીરથી રાજાનું મન ભમાવીને ટાર્ગોને પ્રધાનપણા ઉપરથી દૂર કરાવ્યો. રાજા પાકા ઠરાવનો નહોતો, એ વાત તો ઉપર કહેલી જ છે. તથાપિ તે ટાર્ગોની યોગ્યતા સારી પેઠે સમજતો હતો. તેને કામ ઉપરથી કહાડતી વેળાએ બોલ્યો હતો કે, "મારા અને ટાર્ગોના જેવી ફ્રાન્સ દેશ ઉપર કોઈની પ્રીતિ નથી." તેણે ટાર્ગોને કહાડીને નેક્કર નામે પ્રખ્યાત માણસની નિમણુંક કરી. એ પ્રધાન પૈસાની વ્યવસ્થાના કામમાં ઘણો કાબેલ હતો. તેણે ટાર્ગોની યોજેલી કેટલીક સૂચનાઓ અમલમાં આણી. તેથી જેમનું નુકસાન થયું તે એનું ભુંડું બોલવા લાગ્યા, તેને લીધે તેણે પણ કંઈ પણ શ્રમનો બદલો લીધા વિના આખરે પોતાની જગાનું રાજીનામું આપ્યું. એના પછી કલોની નામે પ્રધાન થયો, તે ઘણો ઉડાઉ હતો માટે તેણે અગાડીના બંને પ્રધાનોએ કરેલી યોજનાઓ રદ કરી. તેથી તે રાજાના ખાનગી મંડળમાં વહાલો થઈ પડયો. કેમકે તે રાજાની મેહેરબાનીવાળો માણસ ગમે તેટલા પૈસા માગે તો આપતો હતો. જો રાણીએ કોઈના રોજગાર વિષે શિફારસ કરી કે તેની પાસે જગા તૈયાર છેજ. એક દિવસે તેને રાણીએ કહ્યું: "હું કંઈ કહેવાની હતી. પણ તે બનવું ઘણું કઠણ છે." તેનો કલોનીએ જવાબ દીધો. "આપના મોંઢામાંથી તે નીકળવા માત્ર દો, એટલે થએલું સમજજો, નહિ બને એવું હશે તો પણ થશે." એવા બનાવોને લીધે પૈસાની ઘણી તાણ પડી તે વારે આગલા પ્રધાનોની પેઠે એણે પણ માતબરો ઉપર કર લેવાની ગોઠવણ કરવા માંડી. તેથી તે પણ તેમને અળખામણો થયો.

અને આખરે તેણે પણ રાજીનામું આપ્યું. તેના પછી એક બીજા માણસે આઠ મહિના સુધી કામ કર્યું, તે પણ એના જેવો જ નઠારો હોવાથી કામ નિભી શકયું નહિ અને આખરે તેની સૂચના ઉપરથી ફરીને નેક્કરને મુખ્ય પ્રધાન બનાવ્યો. તેણે કામ ઉપર આવતાં જ ફરીથી રાજ્યભંડારની સારી વ્યવસ્થા કરી.

નેક્કર એટલો હુશિયાર હતો, તો પણ તેને રાજ્યસુધારો કરવાનું કામ ઘણું કઠણ લાગ્યું. કેમકે ચારે તરફ દેશમાં ઘણી અવ્યવસ્થા હતી. ખજાનામાં પૈસા ઘણા જ કમી એટલે સુમારે લાખ–સવા લાખ રૂપીઆ હતા. માટે તેણે રાજા, અમીરો અને પ્રજાના મુખ્ત્યારોની ઈંગ્લાંડની પાર્લામેંટ જેવી એક સભા ભરવાની યુકિત કાઢી. આ સભામાં રાજા, અમીરો અને પ્રજાના પ્રતિનિધિઓએ મળીને રાજ્યવ્યવસ્થા વિષે વિચાર કરવાનું ઠરાવ્યું. આ સભામાં દેશના વિદ્વાનોને પણ આમંત્રણ કર્યાં હતાં. એ માત્ર નામની સભા ફ્રાન્સ દેશમાં ઘણા વરસથી હતી. પણ રાજ્યકારભાર ઉપર તેનો કંઈ દાબ નહોતો, એમ તો આગળ અમે કહી ગયા છીએ. સો દોઢસો વરસમાં એ સભાએ કંઈ કામ કર્યું ન હોતું. નેક્કરે આ સભામાં પ્રજાના પ્રતિનિધિઓની મોટી સંખ્યા રાખી એ તેણે મોટી ભૂલ કરી અને એ જ રાજ્યક્રાંતિ થવાને મોટું કારણ મળ્યું, એવું ઘણા ગ્રંથકારોનું મત છે. કારણ તેને લીધે જ રાજા અને અમીરોની વિરૂદ્ધ હલકા લોકોને ઘણો અધિકાર મળ્યો અને જે તે સ્વતંત્રતાને માટે ઉશ્કેરાયા. રાજ્યવ્યવસ્થા વિષે વર્તમાનપત્રમાં અનેક તરેહનાં, લોકોનાં મન બગાડનારાં સ્વતંત્રતા વિષે લખાણો આવવા લાગ્યાં. પણ ફ્રાન્સ દેશ આ વખતે સ્વતંત્રતાને માટે બીલકુલ અયોગ્ય હતો. ધર્માધિકારી વગેરે લોકોનાં આચરણ અને નીતિ વિષે તો ઉપર કહી ગયા છીએ અને લોકો પણ એવા અભણ હતા કે સેંકડે બે ત્રણ જણ પણ વાંચી લખી જાણતા ન હોતા. એ વાત ધ્યાનમાં રાખીને કેટલાક નેક્કરના મિત્રોએ નેક્કરને કહ્યું કે લોકોને ઘણો હક્ક આપવો, એ રાજ્યને અપકારક છે. તેનો તેણે જવાબ દીધો કે, “માણસનાં મન એટલાં દુષ્ટ હશે, એવું મને લાગતું નથી.” સજ્જન હોય છે તે પોતાના અંતઃકરણ

ઉપરથી બીજાની પરીક્ષા કરીને ફસાય છે. માણુસનાં અંતઃકરણ કેવાં દુષ્ટ છે, તે ઇતિહાસ ઉપરથી સહેજ માલમ પડવા જેવું છે. તારીખ ૫ મી મે સને ૧૭૮૯ ને રોજ આ મોટી રાજ્યપ્રકરણી સભા ભરવાનું ઠરાવ્યું. એને આગલે દિવસે રાજા અને પ્રજાએ નોટ્રદામના દેવળમાં જઇને ઘણા ઠાઠમાઠથી ઈશ્વિરપ્રાર્થના કરી અને ધર્મોપદેશકે દેશના સુખને સારૂ ઉત્તમ ભાષણ કર્યું.

ઠરાવ પ્રમાણે વ્હર્સેલિસના રાજ્યમેહેલમાં સભા ભરાઈ. તેમાં છસેં લોક તરફના પ્રતિનિધિ હતા. તેમાંના ઘણાએક અવિચારી, અભણ અને ઘાતકી લોકો હતા. એમાં રાજાએ શરૂઆતનું ભાષણ કર્યું, તેમાં પોતાની પ્રજાનું ભલું થવા સિવાય બીજી મને કંઈ આશા નથી, એમ સ્પષ્ટપણે મનોભાવથી જણાવ્યું. એ સાંભળીને સજ્જનોને આનંદ થયો, પણ પ્રતિનિધિ માંહેના જે લુચ્ચા લોકો હતા તેમને તે સારૂં લાગ્યું નહી. પણ ઉલટું તેમને માઠું લાગ્યું. તેમના વિચાર પ્રમાણે રાજાએ કહેવું એવું કાંઈ જોઇતું હતું કે મારો હક્ક નથીઃ તથાપિ પ્રજાએ મને અધિકાર આપ્યો, માટે હું રાજા છું. એ પ્રજાના મુખ્ત્યારોએ મિરાબો નામે માણુસને પોતાનો આગેવાન કર્યો. તે ઘણો બુદ્ધિવાન પણ દુરાચારી માણસ હતો. અને તેની ભાષણ કરવાની શકિત ઘણી ભારે હતી. ગમે તેવાં અવિચારી માણસોનું મોટું ટોળું મળ્યું હોય ત્યાં પણ તે પોતાના ભાષણથી તેમને એકદમ શાંત કરતો હતો.

સભાનું કામ શરૂ થયા પછી કોણે કેમ મત આપવો, વગેરે બાબત વિષે ઘણો વાદવિવાદ થયો. કેટલાક કહેતા કે, ઈંગ્લાંડની પાર્લામેંટ જેવી અમીર અને પ્રતિનિધિની સભા જૂદી જૂદી થાય કે તેથી પરસ્પર બંનેનો દાબ રહીને વ્યવસ્થા ઠીક ચાલે. અને પ્રતિનિધિઓ કહેતા કે એક જ સભા થાય; અને તેમ થયું; એટલે આપણા પક્ષના ઘણા લોકો હોવાથી ઘણે મતે આપણે ફાવતી વાતો થઈ શકશે; આખરે એક જ સભા થાય, એવો ઠરાવ થઇને કાયદા ઘડવાની શરૂઆત થઈ. તેમાં કેટલાક દિવસ સુધી મુખ્ત્યારોએ ગડબડ કરી નહીં, પરંતુ એક મહિનો ગયા પછી એકાએક તેમણે 'દેશસભા' એવું નામ રાખીને અમીર વર્ગને પડતા મેલી એકદમ કામનો આરંભ કર્યો. એ જોઇને રાજાએ એવું જાહેર-

નામું કાઢ્યું કે, "ત્રીજે દિવસે હું જાતે આવીને સર્વ કામનો નિકાલ કહાડું ત્યાં સુધી સભા બંધ રહે." એ જાહેરનામાને ન લેખવતાં મુખ્ત્યારો સભાનું કામ જારી રાખવાના ઉદ્દેશથી સભા સ્થળે ગયા. તો ત્યાં સભાગૃહ બંધ અને આજુબાજુ સિપાઇઓનો પેહેરો દીઠો. તેથી નિરાશ થઇને જેઓ ઘેર જતા હતા, એટલામાં રાજાના ખાનગી ખાતા માંહેના કોઇએ તેમની મશ્કરી કરી. તેને લીધે તે ઉશ્કેરાઇને પાસેની બીજી એક ઇમારતમાં ગયા. અને ત્યાં સભા ભરીને સઘળાએ એવા સોગંદ લીધા કે, રાજ્યપ્રકરણ સુધર્યાં વિના સભા બંધ પાડવી નહીં. ત્રીજે દિવસે સભા ભરાઈ અને રાજાએ ભાષણ કર્યું. તેમાં તેણે ટાર્ગોએ સૂચવેલા કેટલાએક સુધારા કરવાનું કહ્યું. આ વેળાએ ઘણી વાતો રાજાએ પ્રજાના કહેવા પ્રમાણે કરી, અને મારી પ્રજાને માટે મેં જેટલું કર્યું છે તેટલું કોઈ રાજાએ પોતાની પ્રજા માટે કર્યું નહિ હોય, એમ કહીને પોતાનું ભાષણ બંધ કરી, આવતી કાલે અમીરો અને પ્રજાના પ્રતિનિધિઓએ જૂદા જૂદા બેશીને વિચાર કરવાનું કહી, સભા બરખાસ્ત કરી. તેથી અમીરો અને ધર્માધિકારીઓ તરત ઉઠી ગયા; પણ પ્રતિનિધિઓ ઉઠ્યા જ નહિ. ત્યારે સભાના સેક્રેટરીએ 'હવે અહીં બેસવાનો રાજાનો હુકમ નથી' એમ કહ્યું, તેનો મિરાબોએ જવાબ દીધો કે, "તું તારા ધણીને કહે કે, અમે લોકોના હુકમથી આવ્યા છીએ; હથિઆર વડે કહાડી મૂક્યા વગર અમે જવાના નથી." બીજે દહાડે કેટલાક અમીરો પણ મુખ્ત્યારો સાથે મળી ગયા. તે જોઇને કેટલાક દરબારી લોકો લશ્કરી સિપાઇઓ પાસે જબરાઇથી મુખ્ત્યારોને કહડાવી મૂકવાનું કહેવા લાગ્યા. તેમને રાજાએ કહ્યું, "એક પણ માણસનો જીવ લેવાને હું કારણ થનાર નથી," એવું કહીને અમીરોને મુખ્ત્યારોની સભામાં જઈ બેસવાનો હુકમ કર્યો. અહીં એમ ચાલતું ત્યારે પારિસ શેહેરમાં ઘણા ભયંકર બનાવો બનવા લાગ્યા. ત્યાં સુથાર, લુહાર, દરજી વગેરે સઘળા હલકા લોકો એકઠા થઇને રાજકીય બાબતોનો રસ્તા વચ્ચે વાદવિવાદ કરીને નાદાન અને ફીતુરી લોકોનાં મનમાં નાના પ્રકારના કુતર્ક આણવા લાગ્યા. અને વર્તમાનપત્ર અને ચોપાનીયાંએ

ત્યાં એટલો ફેર કર્યો કે, આઠ દશ દિવસમાં સો દોઢસો પુસ્તકો રાજ્ય-પ્રકરણ ઉપર પ્રસિદ્ધ થયાં.

એવી રીતે અવસ્થા થઈ, ત્યારે ચંચળ મનના રાજાને લોકો ઘણી તરેહની સલાહ આપવા લાગ્યા. તેથી આજે તે મુખ્ત્યારોનું કહેલું માને, તો બીજે દહાડે અમીરોના કહેવા ઉપરથી તેમનાથી ઉલટું કરે. આખરે તેણે એક લુચ્ચા માણસના કેહેવા ઉપરથી નેકકરને પ્રધાનપદ ઉપરથી દૂર કર્યો. એ પ્રધાન લોકોમાં પ્રિય થઈ પડયો હતો. તેને દૂર કરતાં જ લોકોમાં હોહા થઈ ને તે ખુલ્લી રીતે બંડ કરવા લાગ્યા અને આખરે હજારો બંડખોર લોકોએ એકઠા થઇને બાસ્તિલ નામે પારિસના ઘણા જુના કિલ્લા ઉપર હલ્લો કર્યો, ને ત્યાંના કિલ્લેદાર અને સિપાઇઓને કાપી નાંખીને ત્યાંનું પદાર્થસંગ્રહાલય વગેરે મૂલ્યવાન વસ્તુઓનો નાશ કરી નાંખ્યો. એ કિલ્લામાં આગલા રાજાઓએ ભયંકર અનર્થ કર્યા હતા. તેની કેટલીક નિશાનીઓ બંડખોરોની નજરે પડવાથી તેમને આ જગા વિષે ઘણો ધિઃકાર આવ્યો હતો.

એવી રીતે સુધરેલા ફ્રાન્સ દેશમાં રક્તનો ઝરો શરૂ થયો. 'અમર થવા સારૂ ઝેર ખાવું,' તેમ તેણે રાજાના જુલમમાંથી છૂટીને સ્વતંત્ર થવા સારૂ લોકો ષડ્રિપુના ગુલામ થઈ પરાધીન થવાનાં કામો કરવા લાગ્યા. સર્વ માણસોને સરખાં માનનારા સુધરેલા લોકોએ દેશબાંધવોનાં લોહીની નદીઓ વેહેવડાવી! અરે! અરે! આ તે શો અનર્થ!! એ ઉપરથી સઘળાએ ધ્યાનમાં રાખવા જેવી એક વાત છે કે, નાના છોકરાને સ્વતંત્ર કરીએ તો તે જેમ પોતાનો નાશ કરે છે, તે પ્રમાણે દેશને સ્વતંત્રતાની યોગ્યતા આવ્યા વિના તે મેળવવાની મેહેનત કરીએ, તો તેથી જે થોડી ઘણી સ્વતંત્રતા છે તે પણ જતી રહે છે. સ્વતંત્રતા રૂપી વેલ નીતિ રૂપ સારી ભૂમિમાં રોપીને ધર્મનિષ્ઠા રૂપી નિર્મળ પાણી સીંચીને સારા વિદ્વાન લોકોનાં મન રૂપી ઝાડ ઉપર ધીમે ધીમે ચઢાવવી જોઇએ. પણ જો તેની અનીતિઓ નઠારી ભોંયમાં રોપીને નાસ્તિકપણા રૂપી ગંધાતું ખાતર નાંખીને અભણ મૂર્ખ લોકોનાં મન રૂપી ઝાડ ઉપર ચઢાવવામાં આવે, તો તેથી તેમનો નાશ કરીને આખરે આશ્રય નહીં મળવાથી તેને પોતાનો પણ નાશ થશે. ઝાડ ફેલાયું એટલે તેને છાંટી નાંખીએ તો જ તે ફળે,

નહીં તો તે વાંઝીયું રહીને પાસેના બીજા ઝાડને પણ મારી નાંખે છે. તે જ પ્રમાણે ફ્રાન્સ દેશમાં સ્વતંત્રતાની ઇચ્છા ફેલાઈ તેણે આખા દેશનો નાશ કર્યો.

બાસ્તિલ કિલ્લાની હકીકત રાજાએ મધ્યરાત્રે જાણી ત્યારે તે બોલ્યો, 'હુલ્લડ થયું.' તે વખત તેની પાસે એક સરદાર હતો તે બોલી ઊઠયો: 'હુલ્લડ શાનું? રાજ્યક્રાન્તિની વખત આવી.' બીજે દહાડે સભામાં જઇને રાજાએ કહ્યું કે નેકકરને પાછો પ્રધાન કરીશ. એમ કહી રાજા વ્હર્સે-લિસથી પારિસ જવા નીકળ્યો. ત્યાં રસ્તામાં તેની આસપાસ હજારો ભીખારી લોક હાથમાં હથિયાર લઇને ચાલવા લાગ્યા. તે વારે જે એકલ-પેટા મતલબી દુષ્ટ લોકોએ પ્રજાના પ્રતિનિધિ વિરૂદ્ધ રાજાને સલાહ આપી હતી તે આ બધાં ચિન્હો જોઇને પોતાનું વતન છોડીને પરદેશમાં નાશી જવા લાગ્યા; તેથી રાજાને મદદ કરવાને કોઈ રહ્યું નહિ. આપણા પ્રેમાનંદ કવિએ કહ્યું છે કે, "કઠણ સમય આવે ત્યારે કોઇ મદદ કરતું નથી," એ વાત ખરી છે.

આ હુલ્લડ માત્ર પારિસમાં થયું એમ નહીં, પણ પ્રાંતના ખેડુતો સુદ્ધાં પોતપોતાના અમલદારો સાથે હથિયાર લઇને દોડ્યા. તેમણે કેટલાકને ઠાર માર્યા, કેટલાકનાં ઘરો બાળી નાંખ્યાં, કેટલાએકને કુવામાં ફેંકી દીધા, અને કેટલાએકને જીવતા બાળી મૂકયા. અબળાઓનાં ગળાં દાબીને કે તેમના ઉપર કુહાડી મૂકીને તેમની માલમતા લુંટવા લાગ્યા; તેથી નાશા-નાશ થઈ, તેથી મોટા રસ્તા દોડાદોડીથી ભરાઈ ગયા. શાહુકાર લોકો બીન્યા. વેપારધંધો બંધ પડયો. તેથી દુકાળ પડયો. ત્યારે સરકારે ખોરાક ખરીદ કરીને ઠામ ઠામ લશ્કરી પેહેરામાં રાખીને લોકોમાં વેહેં-ચવાની તજવીજ કરી. એ વેળાએ રાજાએ પોતાની ગાંઠનાં ઘણા પૈસા ખરચ્યા. તો પણ આખરે રાજ્યભંડારનું દેવાળું નીકળવાનો વખત આવ્યો. ત્યારે નેકકરના કહેવાથી લોકોએ પોતાની પદરના પૈસા આપ્યા.

આવી દેશની અવદશા હતી, તેવામાં પ્રતિનિધિઓએ એક અવિ-ચારની વાત એવી કરી કે અમેરિકામાં પ્રજાસત્તાક રાજ્ય થયું તે વેળા ત્યાંની સરકારે લોકોના હક્ક નામે એક દસ્તાવેજ છાપીને પ્રસિદ્ધ કર્યો

હતો, તેવો એક દસ્તાવેજ છાપવાનો ઠરાવીને આખરે એક ઠરાવ પ્રસિદ્ધ કર્યો, તેનો સારાંશ હેઠળ લખ્યા પ્રમાણે છે:—

"માણસના હક્ક ન સમજવા અથવા તેને તુચ્છ માનવા અથવા તે ચલાવવાને આનાકાની કરવી, એ પ્રજાના દુ:ખ અને રાજ્યની અવ્યવસ્થાનાં મુખ્ય કારણો છે, એવું સમજીને દેશસભામાં એકઠા મળેલા પ્રજાના પ્રતિનિધિઓએ હેઠળ લખેલા માણસના સ્વાભાવિક, જન્મથી પ્રાપ્ત થયેલા અને ખેંચી લેવાને અયોગ્ય, એવા હક્ક જાહેર કરવાને ઠરાવ કર્યો છે. કારણ એ હક્ક હંમેશાં લોકોની આંખો આગળ રેહેશે તો એમનું મન હંમેશાં પોતાના હક્ક અને કર્તવ્ય તરફ રેહેશે. અને તેને લીધે કાયદા કરવા તથા તે અમલમાં આણવાનો સરકારનો અધિકાર રાજ્યના બંદોબસ્તના ઉપયોગ સારૂ છે, એવું ઘડીએ ઘડી ધ્યાનમાં આવ્યાથી તેને લોકો વધારે માન આપશે અને હવે પછી પ્રજાના હક્ક ઉપર કહ્યા મુજબ સુલભ અને નિર્વિવાદ થઇને ઠરેલા હોવાથી તે રાજ્યબંદોબસ્ત અને સાર્વજનિક સુખ રાખવામાં ઉપયોગી પડશે.

"એ માટે દેશસભા પરમેશ્વર સમક્ષ તેના પ્રસાદ અને કૃપાની આશા રાખીને આ માણસના અને પ્રજાના અલંધ્ય ઠરાવોને પ્રસિદ્ધ કરે છે:—

"૧. પોતાના હક્કના સંબંધમાં માણસ જન્મથી જ સરખો છે અને સરખો રહે છે. એ માટે પ્રજામાંનું નાનામોટાપણું સાર્વજનિક ઉપયોગ માટે જ માત્ર હોવું જોઇએ.

"૨. સ્વતંત્રપણું, માલમત્તાસંરક્ષણ અને જુલમનો અટકાવ, એ જે માણસના સ્વાભાવિક જન્મથી મળેલા હક્ક છે, તેનું રક્ષણ કરવું, એ જ સર્વ રાજ્યપ્રકરણનો હેતું છે.

"૩. રાજ્યસત્તા ચાલવાનું મુખ્ય સ્થળ દેશ છે. માટે દેશે યોજના કરી આપી ન હોય એવો કોઈ પણ અધિકાર એક માણસને અથવા કેટલાંક માણસોને મળતો નથી.

"૪. જેથી કરીને બીજાનો કશો બીગાડ થતો નથી. એવી કોઈ પણ બાબત કરવાને છૂટ હોય તે જ રાજ્યકીય સ્વતંત્રતા છે. બીજાને

તેવા જ પોતાના હકો યથેચ્છ ચલાવવાને હરકત પડે નહિ, એટલો જ માત્ર માણસને પોતાનો સ્વાભાવિક હક્ક વાપરવાને પ્રતિબંધ હોય. એ પ્રતિબંધ કાયદાથી જ ઠરેલો હોવો જોઇએ.

“૫ લોકોને અપકારક કૃત્ય હોય તે જ માત્ર કાયદાથી બંધ કરવું. જે કાયદાએ બંધ કર્યું નથી તેને કોઇથી હરકત ન થાય. કાયદા પ્રમાણે કરવું જ જોઇએ, એવું ન હોય તે કરવાનો કોઈ ઉપર જુલમ થાય નહિ.

“૬ કોઈ પણ કાયદો ચાલુ થવાને લોકોની સંમતિ જોઇએ. તે સંમતિ આપવા જાતે અથવા મુખ્ત્યાર મારફત મત આપવાનો સર્વ રૈયતને અધિકાર છે. બચાવ કરવાનો હોય કે શિક્ષા કરવાની હોય તેમાં કાયદો સઘળાને સરખો લાગુ થાય. કાયદાની નજરમાં સઘળા સરખા હોવાને લીધે સદ્‌ગુણ અને બુદ્ધિ વિના બીજી કોઈ પણ બાબતનો ભેદ ન રાખતાં સર્વ લોકો પોતપોતાની યોગ્યતા પ્રમાણે સર્વ સન્માન, સર્વ અધિકાર, અને રોજગાર મેળવવાને સરખા પાત્ર છે.

“૭ કાયદાએ ઠરાવેલી બાબત અને રીતિઓ વગર બીજી કોઈ પણ બાબતને સારૂ કોઈ પણ માણસને આરોપી ઠરાવવો નહિ, પકડવો નહિ, અને કેદ કરવો નહિ. જે કોઈ જુલમથી હુકમ ચલાવે અથવા ચલાવવાને કહે, અમલમાં આણે અથવા અણાવે તે સર્વને શિક્ષા થશે. કાયદા પ્રમાણે બોલવામાં આવે અગર પકડવામાં આવે તો દરેક માણસે તે માનવું જોઇએ. તેમાં હરકત કરશે તે શિક્ષાને પાત્ર થશે.

“૮ ખુલ્લી રીતે જરૂરની હોય એટલી જ માત્ર શિક્ષા કાયદાએ ઠરાવવી. એ વગર કોઈ પણ સજા કાયદાસર તથા ગુન્હાની પેહેલાં પ્રસિદ્ધ થએલા કાયદા પ્રમાણે ગુન્હેગારને સજા થાય; એ વિના કોઇને પણ શિક્ષા ન થાય.

“૯ ગુન્હો સાબીત થયા પેહેલાં દરેક માણસ નિરપરાધી છે, એમ માનવું જોઇએ. એ માટે તોહોમતદાર નાશી ન જાય તેને સારૂ જરૂર જેટલી તેના ઉપર બંધી રાખવી પડે, તે વગર બીજી કશી તરેહની પીડા ન આપવાની તજવીજ કાયદાએ કરવી જોઇએ.

"૧૦ કાયદાએ સ્થાપેલી લોકસ્થિતિ બગડતી ન હોય તો કોઈ પણ માણસને તેના મત વિષે પીડા કરવી નહિ, એ વાત ધર્મ સંબંધી મતને પણ લાગુ હોવી જોઇએ.

"૧૧ પોતપોતાના વિચાર અને મતો ખુલ્લી રીતે એક બીજાને જણાવવાના મનુષ્ય માત્રના હક્ક માંહેનો એક ઉત્તમ હક્ક છે. માટે દરેક માણસે પોતાનો વિચાર ખુલ્લી રીતે કહેવો અથવા છાપીને પ્રસિદ્ધ કરવો. પરંતુ જે બાબતમાં તેણે સ્વતંત્રતાનો ગેરઉપયોગ કર્યો એમ કાયદા મુજબ ઠરે, તે વિષે તેણે પોતાને માથે જોખમ લેવું જોઇએ."

"૧૨ માણસ અને પ્રજાના સંરક્ષણ માટે દેશમાં લશ્કરની જરૂર છે. તે લશ્કર જેના તાબામાં છે તે તેને પોતાને સારૂ નથી, પણ સામાજિક કાયદાને માટે છે, એમ સમજવું.

"૧૩ સામાજિક લશ્કરના ખરચ સારૂ અને રાજ્યવ્યવસ્થાના ખરચ સારૂ સઘળાએ ખરચ આપવો જોઇએ. એ માટે સર્વ લોકો પાસે તેમના ગજા પ્રમાણે તે એક સરખો લેવાવો જોઇએ.

"૧૪ પ્રજા ઉપર કર બેસાડવાની જરૂર, તે કયા કામમાં કેટલો ખરચ કરવો તેનું પ્રમાણ, તે વસુલ કરવાની રીતિ અને તે કેટલા દિવસમાં થાય, એ બાબત વિષે જાતે અગર મુખ્ત્યારોની મારફત સ્વતંત્ર મત આપવાનો અધિકાર દરેક માણસને છે.

"૧૫ મુખ્ત્યારોનાં કામની તપાસ કરવાને તેમને નિમનારા તમામ લોકોને અધિકાર છે.

"૧૬ જે લોકસમાજમાં જૂદા જૂદા અધિકાર ઠરીને લોકોના હક્કનું સંરક્ષણ થવાની તજવીજ થઈ ન હોય ત્યાં રાજ્યવ્યવસ્થા કરવી જોઇએ.

"૧૭ દરેક માણસની માલમત્તા સાચવવાના હક્ક અલંધ્ય અને ઇશ્વિરદત્ત છે; એ માટે તે કોઇથી લેવાય નહિ. પરંતુ જ્યાં સાર્વજનિક કામને માટે તે લેવો જોઇએ, એમ ખુલ્લું જણાય ત્યાં કાયદા પ્રમાણે ઠરાવીને અને નુકશાન ભરી આપીને લેવા જોઇએ."

આ લેખ વિષે એક ગ્રંથકાર કહે છે કે, માણસનું સ્વાભાવિક સરખાપણું નથી, એ વાત સાબીત કરવાનું લગારે કઠણ નથી. એવી

સમાનતા દુનિઆમાં કયાં છે? અંગબળ અને બુદ્ધિબળ એ પણ ઇશ્વરે સર્વને સરખું આપ્યું હોય એમ દેખાતું નથી. તફાવત માલમ પડે છે, તે મુજબ અધિકાર અને મોટાઈમાં પણ તફાવત, દુનિઆમાં પણ તફાવત, દુનિઆમાં બે માણસની શક્તિ, ઉદ્યોગ અને બળમાં અંતર છે ત્યાં સુધી એ ભેદ રહેવાનો જ. જો આખા જગતની સંપત્તિ એકઠી કરીને સઘળાને સરખી વેહેંચી આપીશું તોયે થોડા જ વખતમાં તેની બરોબરી જતી રહીને આળસુ અને અવિચારી કરતાં વિચારવંત, ઉદ્યોગી અને દૂરદર્શી પાસે વધશે. પણ માત્ર કાયદા જ સર્વને સરખી રીતે નિસ્પક્ષપણે ચલાવીને પોતાની પ્રજાને સુખ આપવાને સારી સરકારથી બનશે.

એ પછી દેશસભાએ રાજ્યવ્યવસ્થાના નિયમો ઘડવાનું કામ હાથમાં લીધું. તેમાં ઇંગ્લાંડની રાજ્યવ્યવસ્થા પ્રમાણે પ્રતિનિધિઓ અને અમીરોનું કરેલું નામંજૂર કરવાનો અધિકાર રાજાને હોય એમ કેટલાકનું કહેવું હતું. પણ રાજાની વિરૂદ્ધ થએલા લોકોને તે ગમ્યું નહિ અને એવી સૂચના કરનારાઓને તેમણે હસી કહાડયા. દહાડે દહાડે દુષ્કાળ વધવા લાગ્યો. તેને લીધે એવા લોકોને અગાડી થવાના અનર્થનાં બી રોપવાનું ઠીક પડયું. લોકોનાં દુખનું કારણ રાજા અને અમીરો છે, એમ લોકો ખુલ્લી રીતે બોલવા લાગ્યા. અને કેટલાક જણ તો રાજમેહેલ ઉપર હલ્લો કરવાનું કહેવા લાગ્યા. તે સાંભળીને રાજાએ મેહેલની આસપાસ એક પલટણનો પેહેરો રાખ્યો. તેમાંના સિપાઇઓની ઉદ્ધતાઇથી લોકો ઘણા વિફરી ગયા. એવામાં થોડે દિવસે એક મજુરી કરનારી સ્ત્રી ઢોલક વગાડીને રોટલા રોટલા કહીને રસ્તામાં બૂમો પાડવા લાગી. અને તેને બીજી ઘણી સ્ત્રીઓ આવી મળી, ને તે બધાંએ સભાસ્થળ આગળ જઇને ત્યાં ખૂબ તોફાન મચાવ્યું. તે વખત સભા બંધ હતી, તેથી ત્યાં એક સ્ત્રી સભાપતિની ખુર્શીએ બેઠી ને બીજી સભાસદો થઇ અને ત્યાં વાદવિવાદ કરવા લાગી. આખરે ત્યાંથી તેમને કહાડી મૂકયાં ત્યારે તે બધાં રાજમેહેલમાં ગયાં. પેલી મજુરણ બાઈ રાજા આગળ બોલવામાં આગેવાન થઈ હતી. પણ તે રાજા આગળ આવતાં જ બીકની મારી ગર્ભગલિત થઇને અવાચક થઈ પડી. રાજાએ તેમને મીઠાં વચન-

થી ટાઢાં પાડી સર્વને વિદાય કર્યાં. પરંતુ બાહાર આવ્યા પછી પેલી આગેવાન બૈરીને તોફાની લોકોએ ઘણી પજવી. આખરે રાતની વેળાએ તેમણે મેહેલ ઉપર હલ્લો કર્યો. દિવાલ અને દરવાજા ભાંગીને રાજા સુતો હતો ત્યાં સૂધી જઈ પહોંચ્યાં. રાજાએ તેને નરમ પાડવાને કહ્યું કે હું પારિસ આવું છું. બીજે દહાડે રાજાને લઇને ધીમે ધીમે લોકો પારિસમાં આવ્યા. તેમણે રાજ્યમેહેલ ઉપર હુમલો કર્યો ત્યારે જે પેહેરેગીર સિપાઇઓને માર્યા હતા તેમનાં માથાં ભાલાની ટોચ ઉપર ભેરવીને તે ઉંચા કરીને ચાલતા હતા. કેટલાક પલટણના સિપાઇઓ પણ તેમાં સામેલ થયા હતા, તે તેની જોડે ચાલ્યા. તેમાંના હલકા લોકો ઘણાં બીભસ્ત ગીત ગાવા લાગ્યા. રાજાએ પોતાની સાથે સામાનનાં પચાસ ગાડાં રાખ્યાં હતાં. તેણી મેર જોઇને લોકો બોલતા કે, 'ધીરજ રાખો, હવે ખોરાકનો ટોટો શાનો છે?' હવે અમે ભડીઆરો, ભડીઆરી અને તેનાં છોકરાંને લૈ આવ્યા છીએ. શેહેરમાં દાખલ થતાં જ લોકો તેના સામા ગયા. તેમને, તમારા ઉપર ઘણો જ વિશ્વાસ રાખીને હું આવ્યો છું, એમ રાજાએ અહીં કહ્યું, તેને લીધે શેહેરમાં લગારેક શાન્તિ દેખાવા લાગી.

કેટલાક દિવસ ગયા પછી ફરીથી બખેડાનો આરંભ થયો. ખજાનામાં ખોટ લાગી. ત્રણ વર્ષમાં રાજ્યભંડાર ઉપર પચાસ કરોડનું નવું કરજ થયું. એને લીધે દેશસભાએ ઉપાય શોધી કહાડયો, તે એવો કે મઠ, દેવળો વગેરે ધર્મ સંબંધી સ્થળોમાં જે દ્રવ્ય હતું તે રાજ્યવ્યવસ્થામાં લેવું. એથી ધર્માધિકારીઓના પેટ ઉપર પગ પડયો, તેથી તે ઘણા ગુસ્સે થયા. અને તેમાંનો એક સભાને કહેવા લાગ્યો: 'તમારે સ્વતંત્રતા જોઇએ છીએ પણ ન્યાય નથી જોઇતો, એ નવાઈ છે.' તે ઉપર મિરાબો બોલ્યો; 'તમે બળદ છૂટો મૂકયો, હવે તે શીંગડાં મારે તો બોલો નહિ.' એ જ ધર્મોપદેશકોએ બંડ થયા પહેલાં રાજ્યપ્રકરણી લોકોનાં મન ઉપર ખોટા વિચાર બેસે એવાં મતો પ્રગટ કર્યાં હતાં. આખરે ઘણી ગડબડ થઇને એક વાર નવા નિયમો તૈયાર થયા. કસમ ખાઇને રાજાએ તે પ્રમાણે ચાલવાનું કબૂલ કર્યું. દેશસભાના સભાસદોએ તે નિયમો પાળવાના સમ ખાધા, અને પછી કોઈની સૂચના

ઉપરથી પલટણના સિપાઇઓ અને નિશાળના છોકરાઓ સુદ્ધાં દેશનાં તમામ માણસોને સમ ખવડાવ્યા. અને એ કસમ લેવાની મસ્કરી તો કેટલીક મુદત સુધી ચાલી. સઘળા લોકો નવા નિયમોથી ભૂલાવો ખાઈ સ્વતંત્રતા મળી સમજીને ખુશી થયા. બધાએ દેશસભાનો પાડ માન્યો. વળી ફ્રેન્ચ લોકોના ઉતાવળીઆપણાની હદ ન રહી. તેમણે આ લાગલી જ નવી રાજ્યવ્યવસ્થાને માટે પ્રાર્થના કરીને ઇશ્વરનો આભાર માનવાને એક સાર્વજનિક મોટી જગા પારિસ શેહેર આગળ તૈયાર કરવાનો ઠરાવ કર્યો. સઘળાં નાનાં મોટાં, ગરીબ શ્રીમંત, બૈરાં છોકરાં સુદ્ધાં એક ઠેકાણે એક કુટુંબના માણસ પ્રમાણે ત્યાં જાતે કામ કરવા લાગ્યાં. રાજા સુદ્ધાં એક દિવસે તે જોવાને ગયો. તેની જોડે લશ્કરી સિપાઇઓ ખાંધે કોદાળી મૂકીને ચાલવા લાગ્યા. તે વખત લોકોના મનની સ્થિતિ એવી ચમત્કારિક થઈ હતી કે, એક માણસ ત્યાં આવ્યો અને ઘણી ઉતાવળથી અંગરખું કહાડીને ખોદવા લાગ્યો. તેને બીજાએ કહ્યું: 'તમારૂં ઘડીઆળ સંભાળો' તેનો તેણે જવાબ દીધો, 'ઘડીઆળની શી બીક છે? મારા ભાવ વિષે કોઇને કાંઈ સંશય છે?' આખરે ઠરાવેલે દિવસે સમારંભ થયો, તે વખત ચાર લાખ માણસો એકઠાં થયાં હતાં. રાજારાણી બેઠા પછી રીત પ્રમાણે ઉપદેશકનું ભાષણ થયું, તે પૂરૂં થયા પછી રાજાપ્રજાએ રાજ્યવ્યવસ્થાને અનુસરીને ચાલવાના સમ ખાધા. ને કિલ્લા ઉપરથી તોપો ફોડીને આખા દેશમાં તે જાહેર કરવામાં આવ્યું. આ સમારંભ વખતે એકાએક મોટું માવઠું થયું, તેથી લગાર બીગાડ થયો. એ પછી સાત આઠ દહાડા સુધી એ ઠેકાણે લોકો મોજ કરતા હતા. આ સ્વતંત્રતાનું પરિણામ એ આવ્યું કે, તે પછીના રવિવારે પારિસ શેહેરમાં જ્યાં ત્યાં નાચતમાશા થવા લાગ્યા.

ઉપલો સમારંભ થયા પછી થોડા જ દહાડામાં નાન્સિના લશ્કરે બળવો કર્યો, તે ઘણી મેહેનતે બેસાડયો, તથાપિ ત્યાંના લોકો મુવા, તેથી હલકા લોકોમાં ઘણી હોહા થઈ. સરકારે નિર્દયપણાથી તેમને માર્યાં; એમ લોકો બોલવા લાગ્યા. અને કેટલાક વર્તમાનપત્રવાળા તરેહવાર બાબતો લખીને લોકોનાં મન બગાડતા. તેમાં મરાત્ નામે એક દુષ્ટ રાક્ષસ વર્તમાનપત્રકર્તા હતો, તેણે લખ્યું હતું કે, 'શાંતપણે વિચાર કરી જોતાં

લાગે છે કે, 'બે લાખ માતબરોનાં માથાં કાપ્યા વિના સ્વતંત્રતા મળશે નહિ.' વળી દુકાળ ભાગવાનો ઉપાય તે એમ બતાવતો કે, 'દુકાનો ભાંગીને તે દુકાનવાળાને દુકાનની સામા ફાંસી દેવી.' એવા ભયંકર અહેવાલથી અભણ લોકો ઉપર અસર થઇને દેશની સ્થિતિ ભયભરેલી થઈ, તેથી ડરીને લોકપ્રિય પ્રધાન નેક્કર પોતાના હોદ્દાનું રાજીનામું આપીને પરદેશ જઈ રહ્યો. એ પ્રધાનને કેટલીક મુદત સુધી ફ્રેન્ચ લોકો ભૂલ્યા નહોતા. તેને રેહેવાના ઘરના દરવાજા ઉપર 'સન્માનીય પ્રધાન' એવા અક્ષરો કોરીને પીતળનું પત્રું ટાંગ્યું હતું. એવી જ રીતે બીજા હજારો પૈસાદાર લોકો પરદેશમાં નાશી ગયા. દેવળોના પૈસા રાજ્યવ્યવસ્થામાં લેવાનો ઠરાવ રાજ્ય સભાએ કર્યો તે ઉપરથી જે ધર્મોપદેશકો નવા નિયમથી નાખુશ હતા તે પણ પરદેશ ગયા. એથી રાજાની બધી મદદ ગઈ, અને તે મોટા દુઃખમાં પડયો. પરદેશ ગએલા લોકો ફ્રાન્સ ઉપર ચડાઈ કરીને આ બખેડો બેસાડી દેવાનું બીજા રાજાઓને કેહેવા લાગ્યા. અને રાજા પણ પોતાને દુઃખમાંથી છોડવવા સારૂ લશ્કર મોકલવા બાબત બીજા દેશના રાજાઓ સાથે છાનો પત્રવ્યવહાર કરવા લાગ્યો. તેથી લોકો ઘણા ગુસ્સે થયા. આખરે લોકોના મૂર્ખપણાથી કંટાળીને તથા આપમતલબથી મિરાબો રાજાને મળ્યો. રાજાએ તેને દર મહિને આઠ હજારનો દરમાયો કરી આપ્યો! પણ મિરાબોએ રાજાના રક્ષણ વિષે કરેલી મેહેનત ફોગટ ગઈ અને પાછી તે જલદી મરણ પામ્યો. મિરાબો રાજાને મળી ગયો તો પણ તે ઉપરથી લોકનો ભાવ છેક ઘટી ગયો નહોતો. તેના મોતથી બધાને માઠું લાગ્યું. તેની પાયદસ્ત વેળાએ એક લાખ માણસો સાથે ગયાં હતાં. એવી રીતે એ નાસ્તિક પરાક્રમી પુરૂષનો અંત આવ્યો.

મિરાબો મુવાથી કોઈની મદદ ન રહી, ત્યારે તા૦ ૨૦ મી જુન સને ૧૭૯૧ની રાત્રે રાજા છાનોમાનો નાશી ગયો. તેણે ધાર્યું કે, દૂરના પ્રાંતમાં જઇશ, એટલે ત્યાંના લોકોની મને મદદ મળશે. પરંતુ કમનશીબે બંડખોર લોકોએ તેને ઓળખી પકડીને પાછો આણ્યો. અને જાહેરનામાં કર્યો કે, રાજાને જે નમશે તેને ફાંસી દેવામાં આવશે. રાજા નાશી જતો હતો તે જ એના ઉપર અપરાધ મૂકીને તેને પદભ્રષ્ટ કરી, પ્રજાસત્તાક રાજ્ય સ્થાપવાનો લોકોએ વિચાર કર્યો. હલકા લોકો રાજા, રાણી

અને તેના ખાસ માણસોને ઘણું પજવવા લાગ્યા. એક વાર રાણી બારીમાં ઉભી હતી, ત્યારે નીચેથી એક સિપાઇએ એમ કહ્યું કે, "તારૂં માથું કાપી નાંખે તો મને સારૂં લાગે." એવી રીતે તેણે બીજા પણ ઘણા લોકોને ઘણું દુઃખ દીધું હતું.

રાજા પાછો આવ્યા પછી દેશસભાએ એક કાયદા કરનાર સભા સ્થાપન કરી. એ સભાના સભાસદ દેશ સભા માંહેના ન જોઇએ, એવો નિયમ કર્યો હતો. તેને લીધે કાયદા કરવામાં જે અનુભવ અને જ્ઞાન જેને હોય તેવા માણસોને આ સભામાં આવવાની તો સવડ જ ન રહી. સભાના સર્વ સભાસદ પ્રજાસત્તાક રાજ્યને ચાહનારા હતા. તે વખતે જાકોબિનસ નામે એક ભયંકર મસલતી મંડળી ફ્રાન્સ દેશમાં હતી. એ લોકો તરેહવાર ખરાખોટા ગપાટા રાજાના જુલમ બાબત લોકોમાં ફેલાવતા. તેથી પ્રજા વિફરીને રાજાને પદભ્રષ્ટ કરવાને ખુલ્લી રીતે બોલવા લાગી. તા૦ ૨૦ મી જુન સને ૧૭૯૨ ને દિવસે વીસથી ત્રીસ હજાર હલકા લોકો એકઠા મળીને રાજસભા આગળ ગયા અને રાજાને પદચ્યુત કરવાની અરજ કરી અને ત્યાંથી લાગલા રાજ્યમેહેલ આગળ જઇને જબરદસ્તીથી માંહે પેઠા ને અંદરના માણસોને પીડા કરવા લાગ્યા. રાજાના ખાસ ઓરડામાં તો એટલું ધાંધલ મચ્યું કે, હવે આપણે મરી જઇશું એમ રાજાને લાગ્યું. એટલામાં એક ઉંચી જગા ઉપર ચડી ગયો તેથી તે બચ્યો. આ વખતે પણ તે લોકો સાથે મોટા મનથી અને શાંતપણે વર્ત્યો. અમુક વાત કરો એમ લોકો કહેવા લાગ્યા ત્યારે તે બોલ્યોઃ "ભાઇઓ! એમ કરવાની આ જગાએ નથી અને વખત પણ નથી." તેવામાં એક જણ બોલ્યોઃ "લુઈ બીશ! નહિ." ત્યારે રાજા તેનો હાથ પકડી, છાતી ઉપર મૂકીને બોલ્યો, "જો વારૂ હું બીઉં છું કે નહિ." રાતના આઠ વાગતાને સુમારે એ રમખાણ ઓછું થયું, ત્યારે રાજ્યકુટુંબનાં માણસો એક બીજાને મળ્યાં. ઉપરના તોફાનની વખતે એક જુવાન માણસ ત્યાં હતો તે બોલ્યોઃ "આ ફીતુરીઓમાંથી પાંચશે આદમીને કાપી નાંખ્યા હોય તો બીજા લાગલા જ નાશી જાય." એ જ જુવાન માણસ નેપોલિયન બોનાપાર્ટ. આ વાત આપણે હાથે અગાડી થશે, એવું તેના સ્વપ્નામાં પણ આ વેળાએ નહોતું.

ઉપર કહ્યા પ્રમાણે હુલ્લડખોરોને ઉશ્કેરવાનો ઉદ્યોગ મતલબીઆ લોકો કરતા હતા, તેથી વળી તા૦ ૯મી આગષ્ટે રાતની વખતે ટુલરી નામે મેહેલ ઉપર બંડખોરોએ ઘેરો ઘાલ્યો. રાજા પણ એ બાબત આગળથી ચેતેલો હતો, માટે તેણે આઠસેં વિશ્વાસુ અને લડવૈયા લોકો પોતાના રક્ષણ સારૂ મેહેલ આગળ આણી મૂક્યા હતા. રાણીએ બારી-માંથી બંડખોરોને આવતા દીઠા, ત્યારે હિંમતથી રાજાના હાથમાં એક નાની બંદૂક આપી તથા ધીરજ આપીને આ બંડખોરોનો પરાજય કરવા કહ્યું. તથાપિ પોતાની પ્રજા ઉપર હથિઆર ઉગામવાને રાજાનું મન માન્યું નહિ. અહાહા ! કેવું મોટું મન ! આમ પિતા પ્રમાણે પાલન કર-નાર રાજાનો પ્રજાએ આવો દ્વેષ કરવો ઘટે ? અરે ! અરે ! કેવી ખરાબી !! માણસના દુષ્ટપણાની હદ જ નથી. એવી કેટલીક અડચણ વેઠતો રાજા પોતાના કુટુંબના માણસો લઇને દેશસભાના સ્થળ આગળ ગયો. પેલા હુલ્લડખોરોએ રાજા હાથમાંથી ગયો, સમજીને રાજાનું રક્ષણ કરનારા સિપા-ઇઓ ઉપર તુટી પડીને તેમને કાપી નાંખ્યા.

રાજા દેશસભામાં ગયો ત્યારે ત્યાંના કેટલાક દુષ્ટ સભાસદો તેને અંદર લેવાની હરકત કરવા લાગ્યા. તેમની ધારણા હતી કે એને નહીં પેસવા દઇએ તો બંડખોરો એને મારી નાંખશે. પણ તકરાર થઈ અને તેને એક બાજુએ બેસવાની જગા આપી. પછી થોડી વારે તેને કેદમાં મોકલ્યો. એવી રીતે દુઃખમાં દટાયલા રાજાએ દંડવત કરીને પરમેશ્વરની પ્રાર્થના કરી કે, 'પરમેશ્વર ! તારી પરીક્ષા ઘણી ભયંકર છે, તેમાંથી પાર પડવાને અમને હિંમત આપ. જે હાથે અમને વારંવાર સુખ આપ્યું છે, તે હાથને અમે જેવું માન આપીએ છીએ, તે પ્રમાણે જ અમને શિક્ષા કરીને શુદ્ધ કરનારા હાથને પણ માન આપવું જોઇએ.' ત્યાર પછી રાજાને પદભ્રષ્ટ કર્યાનાં દેશસભાએ જાહેરનામાં કાઢ્યાં.

ઉપર કહેલી વાત બન્યા પહેલાં પ્રુશિઆ અને બીજા કેટલાક દેશના રાજા તથા ફ્રાન્સ છોડીને ગએલા લોકોએ લુઈ રાજાને છોડવવા સારૂ ફ્રાન્સ ઉપર ચઢાઈ કરવાનો વિચાર કર્યો. અને તા૦ ૧૦ મી આગષ્ટના તોફાન પછી થોડા જ દિવસમાં પ્રુશિઅન લશ્કરે ફ્રાન્સની સરહદ ઉપરનું લ્લોંગ્વી નામે થાણું લીધું. ને ત્યાર પછી થોડે દહાડે બીજી વરડમ નામે

છાવણી જિતી. એ એકઠું થએલું લશ્કર પારિસ ભણી આવવા લાગ્યું, ત્યારે ફ્રેન્ચ લોકોએ લડાઈની જબરી તૈયારી કરી. પરદેશી લોકો રાજાની મદદમાં આવતા સાંભળીને તેઓ ગભરાયા અને રાજ્યપક્ષના હશે, એવો સંશય લાવીને ચાર પાંચ હજાર માણસોને તેમણે ગરદન માર્યા. બીજી-વાર એવા જ વહેમથી તેમણે ચોવીશ ધર્માધ્યક્ષના કડકા કરી નાંખ્યા. કાયદા કરનારી મંડળીમાં કેટલાક ઓછા દુષ્ટ હતા, તેમણે આ ખરાબી અટકાવવાની મેહેનત કરી પણ તે વ્યર્થ ગઈ. જે કોઈ ઉપર રાજાને તે અનુકૂળ હોવાનો વેહેમ આવે કે તેને લાગલો મારી નાંખે. એમ હજારો લોકોના મોત થયાં. એ બધું વાંચ્યાથી કમકમી આવનારી ખરાબી, ખ્રિસ્તી શકના અરાડમાં સૈકા સરખા સુધરેલા કાળમાં, પૃથ્વી ઉપરનો સુધરેલો ભાગ જે યુરોપખંડ તેમાંએ પૂર્ણ સુધરેલો દેશ જે ફ્રાન્સ તેમાં એ સર્વ સુધારાનું ફળ સ્વતંત્રતા તેને નામે થઈ. એ ઉપરથી ધ્યાનમાં રાખવાનું છે કે, ભળતી વખતે ભળતા જ ઉપાયથી સારી વાત થવાને ચહાનારાએ ચેતવાનું છે. બે માણસના સ્વભાવમાં જેવો અંતર છે તેવો બે દેશોના લોકોમાં પણ છે, એ વાત દુનિઆમાં ઘણી લક્ષમાં રાખવા જોગ છે. ઈંગ્લાંડ અને ફ્રાન્સ એ બંને દેશો સુધારાના કામમાં આગળ પડતા, બંને પ્રજા વિદ્વાન અને શૂર પણ સરખી જ. એ બંને હિંદુસ્તાનમાં રાજ્ય સ્થા-પવાને યત્ન કરતી હતી. તેમાં ઇંગ્રેજો વિચાર કરીને ધીમે ધીમે પણ ખાત્રીથી હાથમાં લીધેલું કામ પાર પાડવાના સ્વભાવવાળા અને ફ્રેન્ચો ઉતા-વળીઆ છે. આ ઉતાવળીઆ સ્વભાવથી ફ્રેન્ચ લોકોને ઘણું નુકશાન થયું. ઇંગ્રેજ લોકોને પેહેલા ચાર્લ્સની વખતે રાજાના કર વગેરેનો જુલમ લાગ્યો, ત્યારે તેમણે પોતાના રાજાને ગરદન માર્યો. પણ તેમના વિચાર-વંતપણાથી રાજ્યક્રાંતિ વેળાએ પ્રજાને જે દુઃખ ભોગવું પડે છે તે તેમને ભોગવવું પડ્યું નહિ. ફ્રેન્ચોએ ઉતાવળા થઇને આગલા રાજાઓના જુલ-મને સારૂ દયાળુ રાજા અને તેની જોડે નિરપરાધી પ્રજાની કતલ કરી. દુપ્લીની વેળાએ હિંદુસ્તાનમાં ફ્રેન્ચોની પુષ્કળ મોટાઈ હતી તેનો નાશ થઇને આજે તેનું નામ પણ ન રહ્યું. પણ ઇંગ્રેજોને આરંભમાં રાજ્યની આશાએ નહોતી. તેમણે ધીમે ધીમે હિંદુસ્તાનનું સાર્વભૌમત્વ સંપાદન કરીને પોતાના દેશના અનેક ફાયદા કરી લીધા. એ ઉપરથી ધ્યાનમાં

આવશે કે, રાજ્યકર્તા અને સ્વદેશાભિમાની પુરૂષોમાં ડહાપણ, વિચાર અને ધીમાશ જરૂરનાં છે, નહિ તો તે પોતાનો અને પ્રજાનો નાશ કરશે.

ઉપર કહેલી ખરાબી થયા પછી દેશસભાએ ફ્રાન્સ દેશમાં પ્રજા-સત્તાક રાજ્ય થયાનાં જાહેરનામાં કાઢ્યાં. અને પ્રજા ઉપર જુલમ કર્યા બદલ ન્યાયસભા આગળ રાજાની તપાસ ચલાવી. તેમણે રાજા ઉપર પુષ્કળ દોષારોપ મૂકયા, તે સઘળાના તેણે હિંમતથી જવાબ દીધા. પરંતુ તા૦ ૧૦ મી આગષ્ટને રોજ પ્રજાનો રક્તપાત કર્યાનું તોહોમત સાંભ-ળ્યું, ત્યારે તેને ક્રુમો ચડી આવ્યો. રાજાએ વકીલ માગ્યો, તેની રજા મળ્યા ઉપરથી એક પ્રસિદ્ધ વકીલને અરજ કરી, તે તેણે નિર્લજ્જપ-ણાથી નાકબૂલ કરી. ત્યાર પછી રાજાના આગલા પ્રધાને પોતાના ઉપરના ઉપકાર યાદ કરીને દુ:ખની વેળાએ તેને છોડવો નહીં, એમ ધારી એક સારા વકીલને પોતાની મદદમાં રાખી કામ ચલાવ્યું. વકીલે ઉત્તમ ભાષણ કરીને રાજા નિર્દોષી છે, એમ સિદ્ધ કરી આપ્યું; તથાપિ સભાના લોકોએ પક્ષપાત કરીને રાજાને ઘણા મતે દોષિત ઠરાવ્યો. ત્યારે પછી તેને દેહાંત શિક્ષા કરવી અથવા જન્મટીપ આપવી અથવા કાળે પાણીએ કાઢવો. એ બાબત સભામાં તકરાર ચાલી તેમાં પણ તેને દેહાંત શાસ-નનો ઠરાવ થયો. દેહાંત વિષે મત આપનારાઓમાં એક રાજાનો પાસેનો સગો હતો. તેનું શિક્ષા ક્રૂર કર્મ જોઇને તેવા બગડેલા લોકોનાંએ રૂવાટાં ઉભાં થયાં, શિક્ષા કેટલા દિવસ પછી અમલમાં આણવી, એ બાબત વિચાર થયો, તેમાં ચોવીસ કલાકમાં અમલમાં આણવાનો ઠરાવ થયો. એ સાંભળીને રાજ્યકુટુંબનાં માણસોની શી દશા થઈ હશે ? એ મનમાં આવવાથી જ કમકમી છૂટે છે. રાજા, રાણી, રાજકુંવર અને રાજ્યકન્યા એ બધાં દુ:ખસાગરમાં નિમગ્ન થઇને મુડદાં જેવાં બેઠાં. તેમનાં મોઢાંમાંથી શબ્દ સરખો નીકળે નહિ. તેમની એ દશા જોઇને કેટલાક દયાવંત લોકોની દુ:ખથી છાતી ફાટી ગઈ. તા૦ ૨૧ મી જાને-વારી સને ૧૭૯૩ને દિવસે રાજાને શિરચ્છેદની જગાએ લાવ્યા. તે વખત પણ તેની હિંમત જોઇને તેના દુશ્મનોને પણ નવાઈ લાગી. વધસ્થાને ગયા પછી તેના મનમાં લોકોને કંઈ કહેવાનું હતું. પણ દુશ્મનોએ વાજાં વગડાવીને તેનો તે મનોરથ પણ ભંગ કર્યો. અને તરત જ જલ્લાદોએ

રાજાનું ડોકું નાંખીને ઉંચું કરીને બતાવ્યું ! એ અતિ નીચ, અતિ ક્રૂર અને માણસપણાને અયોગ્ય કર્મ સાંભળીને પથ્થર જેવાં હૃદયનાં માણસોને પણ કંપારો આવે, છતાં જાકોબિન્સ નામના હઠીલા લોકોને એ કર્મ સારૂં લાગ્યું. 'કામ થયું' એમ કહીને તેઓ એક બીજાને તાળીઓ આપવા લાગ્યા. અને દાતન નામે એક માણસ હતો તે બોલ્યો: 'યુરોપના રાજાઓ એકઠા થઈને અમને બીવડાવે છે, તેમની આગળ અમે આ રાજાનું ડોકું ફેંકી દઈએ છીએ.' એવી રીતે ગુણવાન પણ દુર્ભાગ્યશાલી સોળમા લુઈ રાજાનો અંત આવ્યો. તે વખતે તેની ઉમ્મર આડત્રીસ વર્ષની હતી. તેનામાં ક્ષણિક બુદ્ધિ એ જ મોટો અવગુણ હતો અને એ જ તેના નાશનું કારણ થયું, એમ ઘણાની ધારણા છે.

રાજાના મુવા પછી આપણે આગેવાન થઈશું, એમ કેટલાક દુષ્ટોને લાગતું હતું. પરંતુ મહા પાપનું ફળ કોઈ કોઈ વાર ઘણું ઉતાવળું આવે છે, તે પ્રમાણે દેશસભામાં અનેક પક્ષ અને અનેક મતભેદ થઈને દુશ્મનાઈ વધી, અને લોકો જાદવાસ્થળી પ્રમાણે પરસ્પરના નાશની તજવીજ કરવા લાગ્યા. તેમાં પાછળ કહેલા મરાત, દાંતન અને એક રોબિસ્પિયર નામે હતો, એ ત્રણ જણ સ્વદેશબાંધવોના લોહીનો પ્રવાહ ચલાવવાને કારણભૂત થયા. માણસનું મન કેવું ફરી જાય છે તેનું રાબિસ્પિયર એક એક અતિ ઉત્તમ ઉદાહરણ છે. એ અગાડી ન્યાયાધીશ હતો ત્યારે એક આદમીને દેહાંત શિક્ષા કરવાનો વખત આવ્યો એટલે તેણે પોતાના હોદ્દાનું રાજીનામું આપ્યું. તેનામાં વકતૃત્વશક્તિ સારી હોવાથી રાજ્યક્રાંતિની વખતે તેને મોટા અધિકારીની જગા મળી. ત્યારે જેને ઉપમા નહિ એવાં અત્યંત ઘોર કર્મો એણે કર્યાં. તેણે હજારો માણસોના જીવ વિના કારણે લીધા.

ઉપર કહેલી રાજ્યક્રાંતિ થયા પછી પારિસમાં મોટો દુષ્કાળ પડ્યો; તેથી લોકોએ બીજાં હુલ્લડ કર્યાં, ઘણી કતલ ચાલી, જિરાંદિસ્ત અને માઉંટન્ એ બંને પક્ષ હતા; તેમાંથી જિરાંદિસ્ત પક્ષના ઘણા લોકોનો નાશ થયો. વિરૂદ્ધ પક્ષના મરાત્‌ના લખવાથી દેશમાં ઘણો રક્તપાત થયો એમ માનીને આર્થેની એક બાઈ ખીજવાઈને પારિસ આવી. અને ત્યાં આવીને

કોઈક બાહાને મરાત્‌ને ઘેર જઈ તેની પીઠમાં છરો ઘોંચીને તેનો જીવ લીધો. પોતે હજારો માણસનો જીવ બચાવવા સારૂ તથા દેશમાં શાંતિ કરવા સારૂ એ દુષ્ટ રાક્ષસને માર્યો છે, એમ ચોકશીની વખતે ઉત્તર આપીને ને બાઈ હિંમતથી ફાંશીએ ચઢી. એવી રીતે બંનેને કરેલાં કર્મનાં ફળની શિક્ષા થઈ.

જિરાંદિસ્ત ટોળીનો નાશ થયા પછી માઉંટન પક્ષ ઘણી ખરાબી કરવા લાગ્યો. તેમણે હજારો દુષ્ટ ન્યાયાધીશો નીમીને લોકોની તપાસ કરવા માંડી. તેઓ પોતાની મરજીમાં આવે તે કામને અપરાધ ગણીને શિક્ષા કરવા લાગ્યા. લોકસત્તાક રાજ્ય ચાલશે નહિ એટલું બોલનારને મોટી સજા થતી. ફોકિઅર નામે એક સરકારી અમલદાર હતો તેને માણસનું નામ કહી શકાય નહિ, પણ પુરાણોમાં કહેલા રાક્ષસને વટાવી જાય એવો ઘાતકી હતો. તેના ઘાતકીપણાની હકીગત એકાએક ખરી માનતાં પણ સંશય આવે. તેણે જુવાન, ઘરડાં, રૂપવંતાં, શૂરાં અને ગુણવાન હજારો આદમીઓને મોતના મોંમા નાંખ્યાં ! કોઈ ગમે તેટલું કાલાવાલા કરતું પણ તેની પથ્થરની છાતી પીગળતી નહિ. તોહોમતદાર ગુન્હેગાર ઠરે ત્યારે તેને આનંદ થતો, અને જો દોષમુક્ત થતો તો તેના જીવને મહા આકળવિકળ થતી. તે કહેતો કે, માણસના દુઃખ વગર બીજી કોઈ વાતથી મને મઝા પડતી નથી.

એ નિર્દય ન્યાયાધીશે રાણીને પણ ન્યાયસભા આગળ આણીને ખોટાં તોહોમતો મૂકી તપાસ ચલાવી. રાજા મુવા પછી તેને છોકરાં સહિત સખત કેદમાં નાંખી હતી. ત્યાં લોકોએ તેના ઘણા હાલહવાલ કર્યાં. તેને નાના પ્રકારની ગાળો દે, ખાવાને છેક નઠારૂં થોડું અન્ન આપે, પેહેરવાને જાડાં મોટાં વસ્ત્ર, અને પાસે ઝીણો દિવો. એ પ્રમાણે તેની વિટંબણા માંડી. જેને સારામાં સારો ખોરાક, ઉત્તમ રેશમી વસ્ત્રો અને સોના રૂપાની દિવીઓમાં દિવા થતા, તે મહારાણીની આ દશા ! અરે ! અરે ! દુનિઆઈ સુખ કેવું ક્ષણભંગુર છે ! તપાસની વેળાએ જે જે ત્રાસદાયક તોહોમતો તેની ઉપર મૂકયાં તે સઘળાં શાંતપણે તેણે સાંભળ્યાં પણ જ્યારે તેના ધણીનું નામ દીધું ત્યારે તેની

છાતીએ ડુમો ચઢી આવ્યો. આખરે તેને પણ ગરદન મારવાની સજા ઠરી ને તે તા૦ ૧૬મી ઓકટોબર સને ૧૭૯૩ને દિવસે અમલમાં આવી.

રાજપુત્રને એક ચમારને સ્વાધીન કરવામાં આવ્યો. ચમારે પૂછ્યું કે "આ વરૂના છોકરાને શું કરૂં? કતલ કરૂં? ઝેર દઊં? કે ભુખે મારૂં." "તેનો જવાબ મળ્યો "કે કંઇ નહિ, તને ફાવે તે તું કર." એથી એ રાજકુંવર નાના પ્રકારનો માર અને ભુખથી હાલહવાલ વેઠી ગાંડો થઇને મરણ પામ્યો. તે એટલી નાની ઉમરમાં પણ સદ્‌ગુણી હતો. પેલા દુષ્ટ ચમારે એક દહાડો તેને પૂછ્યું કે, "દૈવયોગે તું કદાપિ ફ્રાન્સની ગાદી ઉપર બેસે તો મને શું કરે?" રાજપુત્રે જવાબ દીધો કે "હું તને માફ કરીશ."

આ બનાવ જોઇને અનેક પ્રસિદ્ધ માણસો પ્રજાસત્તાક રાજ્ય ચહાનારા હતા તેમને આ ભયંકર પરિણામથી માઠું લાગ્યું. તેમના ઉપર પણ કંઈ કંઈ તોહોમતો મૂકીને પેલા દુષ્ટ ન્યાયાધીશે મારી નાંખ્યા.

આ વખતને ઇતિહાસમાં 'ભયનું રાજ્ય કહેલું છે' એ પ્રમાણે લોહીની નીકો વેહેતી હતી. તેમાં નાસ્તિકપણું હદ બહાર ગયું. મોટી મોટી સભાઓમાં વક્તા 'હું નાસ્તિક છું' એમ કહેવા લાગ્યા. કેટલાએક ધર્માધિકારીઓએ ધર્મ, દેવ વગેરે બધું જુઠાણું છે, આજથી અમે એ ખોટો ધંધો છોડીને બીજે સારે રસ્તે લાગીએ છીએ, એમ દેશસભા ઉપર લખી મોકલ્યું. લોકો તેમનાં ઘણા વખાણ કરવા લાગ્યા. જ્યાં ત્યાં સમતા અને સ્વતંત્રાના ઠાલા શબ્દો નીકળવા લાગ્યા. દેવળોનો સરસામાન તેમણે અવટાવી નાંખ્યો. દેવળો વેપારી લોકોની વખારો થઈ અને દેવળોના ઘંટોને ગાળીને તેની તોપો બનાવી. મોટી મોટી ઇમારતો ઉપર "મૃત્યુ એ જ મોક્ષ," એવું મોટે અક્ષરે લખ્યું. લગ્નસંબંધ એ વ્યવહાર સારૂ છે, એમાં કંઇ ધર્મસંબંધ નથી એમ ઠર્યું. તેથી ઘણા છૂટાછેડા થવા લાગ્યા. રવિવારે ધર્મ સંબંધી દિવસ ગણાતો બંધ પડયો અને દરેક દશમો દહાડો છૂટી અને વિશ્રાંતિનો ઠર્યો. એવી બીજી વાતો બની તે લખતાં પણ કંટાળો આવે છે.

ખરૂં જોતાં આ ગ્રંથને સંબંધે ઉપલો રાજ્યક્રાંતિ વિષે લેખ જરા લાંબો થવાથી વિષયાંતર સરખું લાગશે. પણ તેમ કર્યા વિના છૂટકો

નથી. નેપોલિયન બાબત એક બીજાથી છેક વિરૂદ્ધ ઘણાં મતો છે. કેટલાએક તેને ઘણો શૂરો, ઘણો દયાળુ, ઘણો બુદ્ધિવાળો, ઘણો પરાક્રમી અને ઘણો ડાહ્યો કેહેનારા છે. કેટલાક કહે છે કે નેપોલિયનનાં અમથાં જ વખાણ થાય છે, અને કેટલાક તેને ઘણો દુષ્ટ કહે છે. વાસ્તે એનુ ચરિત્ર સારી રીતે સમજાવવાને તથા તે કેવો હતો એ સારી પેઠે મન ઉપર ઠસાવવાને તે વખતની દેશસ્થિતિ અને લોકસ્થિતિ કેવી હતી તે સારી રીતે જાણવું જોઇએ. નહીં તો મનનું વલણ એકતરફી થાય. માટે જ પ્રસંગાનુસાર ઉપર લખેલી હકીગત થોડામાં કહીને હવે ચાલતી બાબત તરફ વળીશું.

ફ્રાન્સમાંથી દેશાવર ગએલા લોકો લુઇ રાજાને છોડવવા સારૂ ફ્રાન્સ ઉપર સ્વારી કરવાને બીજા રાજાઓને ઉશ્કેરતા હતા તે તો પાછળ કહેવામાં આવ્યું છે. આણી મેર ફ્રેન્ચોએ એમ કર્યું કે, કોઇ પણ દેશના લોકો રાજાના જુલમથી છૂટીને સ્વતંત્ર થવાની ઇચ્છા રાખતા હોય તેમને અમે મદદ કરીશું, એવા અર્થનાં યુરોપની સર્વ ભાષાઓમાં જાહેરનામાં પ્રસિદ્ધ કર્યાં. તેથી બીજા દેશના પણ લોકો વિફરીને બંડ કરશે, એવી નિશાનીઓ જણાવા લાગી, તેથી જે યુરોપખંડના રાજાઓ ફ્રાન્સની ગડબડમાં હાથ ઘાલતા નહોતા તે બધા આત્મસંરક્ષણને માટે એકત્ર થયા. રશિઆ, સ્પેન, આસ્ટ્રિઆ, પ્રુશીયા. સાર્ડીનિયા, નેપલ્સ અને ઇંગ્લાંડ એકઠાં થઇને ફ્રાન્સ સાથે લડવા લાગ્યાં. એ જે બધી લડાઇઓ થઇ, તે જ નેપોલિયનના વૈભવરૂપ સૂર્યના ઉદયાસ્તનું કારણ છે. તેમાં ઉપલા દેશમાંથી કેટલાકની નેપોલિયને છેક ધુળધાણી કરી નાંખી. નેપોલિયન ભણીથી કોઇ રીતની મોટી પીડા વેઠયા વિના ઉપલામાંથી એકે દેશ બચ્યો નથી, એ હકીગત અગાડી આવશે.

યુરોપખંડના બધા દેશો સાથે ફ્રેન્ચ લોકોને લડવાનો પ્રસંગ આવ્યો, પણ તે લોકો એથી હઠયા નહિ. દેશનાં તમામ પુરૂષો, સ્ત્રીઓ અને છોકરાં સુદ્ધાં લડાઇની તૈયારીમાં ગુંથાયાં. હથિઆર અને દારૂગોળા બનાવવાનાં સેંકડો કારખાનાં કહાડયાં. પૈસાની તાણને લીધે સરકારે કાગળનાં નાણું ચલાવ્યાં અને જેઓ પ્રજાસત્તાક રાજ્યના વિરૂદ્ધ હતા તેમના પૈસા લુટી લીધા. એમ છતાં પ્રસંગ પડે ત્યારે લશ્કરને જોઇતી જણસો

લોકોએ પૂરી પાડવાનો ઠરાવ થયો. દેશમાં અંધાધુંધી હોવાને લીધે કોનો જીવ ક્યારે જશે, એનો નિયમ નહોતો. તેથી લડાઇમાં જ જે થાય તે ખરૂં એમ માનીને બધા લોકો લડાઇમાં જવાને તૈયાર હતા. એને લીધે આખો દેશ મોટી લશ્કરી છાવણી જેવો દેખાવા લાગ્યો.

જે કેટલાએક પ્રાંત અને શેહેરના લોકો રાજ્યપક્ષને અનુકૂળ હોવાથી પરદેશી રાજા આવીને દેશની ગરબડ મટાડવા ચહાતા હતા તેમની ઉપર હથિઆર પકડવાથી ફ્રેન્ચોની માંહોમાંહેની લડાઈ સળગી. એ લડાઇમાં પણ પ્રજાસત્તાક પક્ષવાળાઓએ સ્વદેશ બાંધવોની ભારે કતલ ચલાવી. એક પ્રાંતના લોકો તેમની જોડે હિંમતથી લડવા માટે કંટાળી દુશ્મનોએ તેમના ઘણાંક ગામોને બહારથી આગ લગાડીને હજારો માણસ અને ઢોરઢાંકને ત્યાં ને ત્યાં જ બાળી મૂક્યાં.

એવી જ રીતે જાણીતા લિઆન્સ શેહેર ઉપર જુલમ ગુજાર્યો. ત્યાંના લોકોએ પ્રજાસત્તાક રાજ્યની વિરૂદ્ધ વર્તણુંક કરવાથી દેશસભાએ તે શેહેરનો નાશ કરવાનો ઠરાવ કર્યો. એને લીધે ત્યાં એવી ખરાબી થઈ કે, તે વાંચવા સારૂ પણ થોડી વાર વાઘના જેવું નિર્દય મન કરવું જોઇએ. ગ્યુલટાઇન નામે જે મારી નાંખવાનો સાંચો ફ્રાન્સ દેશમાં ચાલતો હતો તે વડે હજારો માણસોના જીવ લીધા. તેટલાથી પૂરૂં ન પડ્યું ત્યારે વળી એક બીજો સાંચો એક ઘાતકી માણસે તૈયાર કર્યો તે વડે એકદમ સેંકડો માણસોને ઉભા રાખીને કાપી નાંખવાને બનતું. લિઆન્સનો નાશ કરવાના કામમાં બે અમલદારો હતા. તેને દૈત્ય કે રાક્ષસની ઉપમા પણ આપી શકાતી નથી. કારણ કે દૈત્યોને પોતાના માણસોની પણ દયા આવે છે. પણ આ તો તેથીએ ભુંડા હતા. માણસો મારવાની ગરબડમાં પોતાના બે સિપાઇઓ પેલા સાંચામાં ભૂલથી સપડાયા તેની પેલા અમલદારને ખબર પડી ત્યારે તે બોલ્યો, " અંઃ તેમાં શું ? બે માણસની વિશાદ શી ? તે આજ મરશે તો કાલે મરવું નહિ પડે."

નાંત્સ શેહેરમાં પણ એવું જ બન્યું. ત્યાંના અમલદારે કતલથી કંટાળીને નવો તોડ એવો કહાડ્યો કે, ભાયડા, બાયડીઓ, અને છોકરાં સો બસેં એકઠાં કરી એકદમ વહાણમાં ભરવાં અને લાયર નદીમાં લઈ

જઈને અરધી રાત્રે ધડાધડ તેમાં ફેંકી દેવાં. એથી પેલા કમનસીબ જીવડાંઓના મરણ વખતની ચીસારોડથી આસપાસના ઉંઘતા લોકો જાગતા અને એ નદીમાં એટલાં માણસો મુવાં કે તેમાનું પાણી સુકાઈ જઈને માછલાં પણ મરી ગયાં.

આવી રીતથી જેને ઘોર ભયંકર, ક્રૂર, શરીરનાં રૂવાટાં ઉભાં કરનારૂં, રાક્ષસી વિશેષણ પણ હલકું પડે એવું કૃત્ય જોઈને લોકો કંટાળી ગયા. હમણાં છીએ ને પળમાં શું થશે, કોણ જાણે, એમ સઘળા ધારવા લાગ્યા. એથી લોકોના મનની સ્થિતિ ફરીને બગડી. જે નાસ્તિક, દુષ્ટ, ઘાતકી માણસો પોતાના લખવા અને બોલવાથી રક્તપાતનું કારણ થયા હતા તેમનું ખરૂં સ્વરૂપ ઓળખાયું અને એ જ દેશના શત્રુ છે એમ લોકોને માલમ પડ્યું. કોઈ કોઈ વાર તરત કરીને તરત ભોગવવાનું થાય છે. તેમ આ દુષ્ટ લોકોમાં પરસ્પર વેર ઉત્પન્ન થઈને એક પછી એક એમ બધા જે ન્યાયાધીશ તેમણે જ ઠરાવ્યા હતા તેમને હાથે મોતની શિક્ષા પામ્યા. મરાત, દાંતન, અને રાબિસ્પિયર એ ત્રણે ઘાતકીમાંથી મરાતને તો એક બાઈએ મારી નાંખ્યાની વાત અગાડી આવી ગઈ છે. એક વાર દાંતને ઘણા માણસ વિના કારણે માર્યાં ગયાં એમ રાબિસ્પિયર આગળ કહ્યું, તેથી તેણે ગુસ્સે થઈ દાંતનને પણ મોતની શિક્ષા કરાવી. એ પછી કેટલાક દિવસ સુધી રાબિસ્પિયરથી લોકો વાઘની પેઠે બીતા હતા, અને તે બોલે તે જ કાયદો એમ થયું હતું.

ફ્રેન્ચ લોકો એવા તો વિલક્ષણ છે કે, હજારો માણસ પારિસ શેહેરમાં મરતાં હતાં તો પણ નાટકશાળામાં નાટકની ધમાલ ચાલતી હતી. ચાર ઘડી પછી ફાંસી જનારા માણસ તુરંગમાં ખુશીથી ગાતા વગાડતા હતા. આખરે દુકાળ અને રાબિસ્પિયરના જુલમથી લોકો ઘણા કંટાળી ગયા. સુંદર પારિસ શેહેર મશાણ જેવું અને હસમુખા ફ્રેન્ચો સુતકી જેવા દેખાવા લાગ્યા. પાસે સારાં કપડાં હોય પણ તે લોકો પેહેરવાને ડરતા. કારણ અમુક જણ પાસે પૈસા છે એમ જણાયું તો તેના ઉપર કંઈ પણ તોહોમત લાવીને લાગલો માથું કાપવાનો પ્રસંગ આણતા જ. એવી રીતે કેટલાક શેઠ શાહુકાર મુવા, તેને લીધે બાકીના દેવાળું કહાડીને ભીખારી થઈ બેઠા. છેલ્લી વારે રાબિસ્પિયરને પોતાને પણ જીવવાની બીક

લાગવા માંડી. લોકો શિરચ્છેદથી બીને તેને હિતકર્તા, અવતારી એવાં વિશેષણો આપતા, તથાપિ નાસ્તિકપણાનું ભયંકર પરિણામ તેને જણાવા લાગ્યું. તેથી કોઈ પણ ધર્મની જરૂર તેને જણાવા લાગી. દહાડે દહાડે લોકો પણ તેનું ખરૂં સ્વરૂપ દેખવા લાગ્યા. આશરે સવા મહિનામાં બારસેં–તેરસેં માણસને દેહાંત દંડ થયો. લોહી વહી જવા સારૂ ખાડી ખોદી હતી. રાબિસ્પિયરના ગજવામાં કેટલાએક કાગળપત્રો હતા તે દેશ-સભાના એક સભાસદને જડ્યા. તેમાં કોને કોને ફાંસીએ ચઢાવવાની મેહેનત કરવી તે લખેલું હતું. તેથી સભામાં હોહા થઈ ને રાબિસ્પિયરને પકડ્યો. તેણે પોતાનો જીવ બચાવવાને લોકોના ઘણા કાલાવાલા કર્યા પણ તે ફોકટ ગયા. કેદખાનામાં આપઘાત કરવા સારૂ પોતાની ઉપર તેણે પિસ્તોલ ફોડી પણ તે ચૂકી ગઈ અને આખરે તે, તેનો ભાઈ અને તેનો મિત્ર એ ત્રણને દેહાંત શિક્ષા ઠરી. કેદખાનેથી તેને ફાંસીની જગાએ લઈ જતાં લોકો તેને નાના પ્રકારની ગાળો દેતા હતા. તેણે પોતાની આંખો મીંચી હતી, માટે એક બાઈ તેની પાસે જઇને બોલી; "તું મારાં સગાંઓનો નાશ કરનાર છે. માટે તારા મોતથી હું ખુશી થાઉં છું." તે ફ્રાન્સમાંની દરેક મા અને દરેક સ્ત્રીની ગાળો ખાતો વધસ્થાને જતો હતો ત્યારે બીજો એક માણસ બોલ્યો; 'રાબિસ્પિયર પરમેશ્વર છે. તે ખરો દેવ છે," રાબિસ્પિયરના મોતથી માત્ર ફ્રાન્સ દેશ નહિ પણ આખો યુરોપ-ખંડ ખુશી થયો. એવી રીતે સ્વતંત્રતાને માટે ફ્રેન્ચ લોકોએ કરેલા ઉદ્યોગનું ભયંકર પરિણામ થઇને નેપોલિયન બોનાપાર્ટે પાછી રાજ્ય સત્તા કેવી રીતે સ્થાપી, તેની હકીગત હવે આવશે.

—:o:—

## ભાગ ૪ થો.

—:o:—

ફ્રાન્સ દેશની રાજ્યક્રાંતિની ગરબડમાં નેપોલિયને પ્રજાપક્ષ સ્વીકાર્યો, એ તો આપણે પાછળ કહ્યું. તે પ્રમાણે તે પ્રજાપક્ષનો હતો, તો પણ પાછળ કહેલા દુષ્ટ લોકોનાં નીચ કર્મોને તે ખોટાં માનતો હતો. આ

વખતે તે છેક જ ગરીબીમાં હતો. એક વાર તો તેને પૈસાની એટલી અડચણ પડી હતી કે, તેને પોતાનું ઘડીઆળ ગીરો મૂકવું પડ્યું. તે વખતે તેની એવી ધારણા હતી કે લોકોનાં ઘરો પોતે ભાડે રાખીને બીજાને વધારે ભાડે આપવાં અને પૈસા પેદા કરવા. આ વખતે જ કાર્સિકા બેટના લોકો ફ્રેન્ચ લોકોના અમલમાંથી છૂટીને સ્વતંત્ર થયા એને લીધે નેપોલિયનને પોતાના સ્વદેશીઓ સાથે લડવાને જવું પડ્યું. એ લડાઇમાં તેને ઘણું દુખ વેઠવું પડ્યું. કેટલાક દિવસ સુધી તો માત્ર તેને ઘોડાનું માંસ ખાઇને દહાડા કહાડવા પડયા. આ લડાઇમાં નેપોલિયનનું યુદ્ધકૌશલ્ય ઘણું સારૂં જણાઈ આવ્યું. ફ્રાન્સ દેશમાં બંડ થયું, ત્યારે પછાડી કહેલો પઑલી ઈંગ્લાંડની મદદથી કાર્સિકા બેટને ફરીથી સ્વતંત્ર કરવાને ધારતો હતો, તેણે નેપોલિયનને મેળવી લેવાને ઘણી ખટપટ કરી, પણ તે વ્યર્થ ગઈ. નેપોલિયન કહેતો કે કાર્સિકા બેટ ઘણો નાનો છે માટે સ્વતંત્ર રહી શકશે નહિ. ઈંગ્લાંડ અગર ફ્રાન્સ બેમાંથી એકના અમલમાં તેને રહેવું પડશે તો ફ્રાન્સના અમલમાં રહેવાથી તેને ફાયદો છે. આખરે બોનાપાર્ટના આખા કુટુંબને કાર્સિકામાંથી કહાડી મૂક્યું, તેથી નેપોલિયનની મા અને બેનો ઘણા દિવસ સુધી ગરીબીમાં માર્સેલ્સમાં રહેતાં હતાં.

તુલોં શેહેરના લોકોએ પ્રજાસત્તાક રાજ્ય સામા બંડ કરયું, એ વાત તો પાછળ આવી ગઈ છે. તે લોકોને ઇંગ્રેજોની મદદ હતી તથા તે જગા પણ લડાઇના કામને ઉપયોગી હતી. તુલોંના બળવાખોરોને હરાવવાને દેશસભાએ જે લસ્કર મોકલ્યું તેમાં નેપોલિયન હતો. ત્યાં ઘણી મોટી મોટી લડાઇઓ થઈ પણ લોકો હઠયા નહિ. તેમાં મુખ્ય સેનાપતિ હતો તેના આગળ નેપોલિયનનું કાંઈ ચાલતું નહોતું, તેથી ઘણા દિવસ શેહેરને ઘેરો રાખીને આખરે ઉઠાવવાનો વખત આવ્યો, પરંતુ નેપોલિયને હિંમત અને યુક્તિથી ઇંગ્રેજોને નસાડી મૂકીને શેહેર તાબે કરયું, આ મોટી લડાઇમાં તેની પીઠમાં ગોળી લાગી ત્યારે મ્યુરન નામે શૂરા માણસે તેને ઉંચકી લીધો. આ તુલોંની ફતેહનો બધો જશ નેપોલિયનને હતો છતાં દેશસભાને હકીગત જણાવનારાઓએ તેનું નામ પણ ન લખ્યું, પણ જે અધિકારીઓ નાસવાની તૈયારીમાં હતા તે જ પોતાનાં નામ

આગળ પાડવા લાગ્યા. તથાપિ આખરે નેપોલિયનના પરાક્રમથી સભા જાણીતી થઇ.

તુલોંમાં પાછળ કહેલી જે ખરાબી થઈ તેમાં નેપોલિયનનો કશો સંબંધ નહોતો. તેના હાથમાં હોત તો એવી ખરાબી થવા દેત જ નહિ. પણ તેનું કંઈ ચાલતું નહોતું. તુલોંના ઘણા રહેવાશીઓ ઘરબાર છોડીને ઇંગ્રેજી લશ્કર જોડે નાસી ગયા. બાકીની હકીગત પાછળ આવી ગઈ છે. રાજ્યપક્ષના કેટલાક લોકો તેમાંથી નાસતા પકડાયા, તેમને લશ્કરના માણસો મારી નાંખવાની તૈયારીમાં હતા, તેમને નેપોલિયને કહ્યું કે, એમને મારે સ્વાધીન કરો, કાલે સવારે ઘણાં લોકો દેખતાં એમને દેહાંત સજા કરીશ, એમ કહી તેમને તાબામાં લઇને છાનામાના રાતની વખતે નસાડી મૂક્યા. એ ઉપરથી નેપોલિયન ક્રૂર નહોતો, એમ જણાય છે.

વિગ્રહની વેળાએ તે યુદ્ધની તૈયારીમાં ગુંથાયો હતો તેને કંઈ હકીકત લખી મોકલવાની હતી માટે તેણે જૂનો નામે હાથ નીચેના એક અમલદારને લખવા બેસાડ્યો. તે લખે છે એટલામાં તોપનો ગોળો તેની પાસે આવી પડીને ધૂળ ઉડી, તે જોઈ લગાર હસીને જૂનો બોલ્યો કે, 'ઠીક થયું. આપણે કાગળ ઉપર ધૂળ નહિ નાંખવી પડે.' એ તેનું બોલવું સાંભળી નેપોલિયનને નવાઈ લાગી, અને અગાડી તેને મોટી પદવીએ ચઢાવ્યો. એ લડાઇ પછી જૂનોએ પોતાના બાપને એમ લખ્યું કે, "અમારા નવા સેનાપતિ સરખા માણસ દુનિયામાં ઘણા જ થોડા ઉત્પન્ન થાય છે. એવા માણસો સેંકડો વરસે પૃથવી ઉપર એક વાર જન્મે છે." ડૂરોક નામે એક નેપોલિયનની મેહેરબાનીવાળો સરદાર હતો, તેની અને નેપોલિયનની આ લડાઇમાં સારી રીતે ઓળખાણ થઈ.

તુલોંની લડાઇ પછી નેપોલિયનની ચઢતી થઈ ને તેના યુદ્ધકૌશલ્ય અને બહાદૂરીનાં ચોમેર વખાણ થયાં ત્યારે તેને મોટી જગા આપીને ઇટાલી દેશમાં ફ્રેન્ચ લશ્કર મોકલ્યું. આ લશ્કરે પણ નેપોલિયનની યુક્તિથી ઘણે ઠેકાણે જિત મેળવી. સાર્ડીનિયાના લોકોની છેક જ હાર થઈ અને કેટલાંક શેહેરો લડાઇના સરંજામ સુદ્ધાં ફ્રેન્ચ લોકોને મળ્યાં.

પાછલા ભાગમાં કહ્યા પ્રમાણે રાબિસ્પિયરને માર્યા પછી તેના દુશ્મનો નેપોલિયન વિષે સંશય ખાવા લાગ્યા. કારણ રાબિસ્પિયરના ભાઈ

સાથે તેને દોસ્તી હતી. એ માટે તેને કેદમાં નાંખ્યો. ફ્રાન્સ દેશની સ્થિતિ પાછલા ભાગમાં કહી તેવી હતી. તેથી કોનું માથું કયારે જશે, તેનો નિશ્ચય નહોતો, તેને લીધે ઘરમાં બેઠેલા લોકોનાં મન પણ ફીકરમંદ હતાં તેમ છતાં નેપોલિયનને કેદમાં રહીને પોતાનો વખત કેવી રીતે કહાડયો, તે જાણવાથી કોઇને પણ વિલક્ષણ આશ્ચર્ય લાગ્યા વિના રહેશે નહીં. એક દહાડો તુરંગનો અધિકારી નેપોલિયન શું કરે છે તે જોવા ગયો. તો તેની નજરે પડયું કે, ઈટાલી દેશનો નકશો મોં આગળ રાખીને લશ્કર લઈ જવાનો સેહેલો રસ્તો કયો તેની તપાસમાં નેપોલિયનનું મન ગરક થઇ ગયું છે! એક દહાડો સાંજને સમે નેપોલિયનને કંઈ ગમતું નહોતું, માટે એકાદ સારૂં પુસ્તક વાંચવાને જડે માટે તે આમ તેમ જોતો હતો એટલામાં તેને રોમન લોકોના દિવાની કાયદાનું પુસ્તક મળ્યું. તે તેણે ધ્યાનથી વાંચ્યું. અને તેમાં જે સમજવા જેવું કઠણ અને સુધારવા જેવું લાગ્યું તે જગા ઉપર તેણે સેહેલથી સમજાય એવી ટીકા લખી અને આખા કાયદાનો સારી રીતે અભ્યાસ કર્યો. પ્રસંગનો ઉપયોગ કરવો, એ જ વિલક્ષણ ઉદાહરણ બધાએ ધ્યાનમાં રાખવા જેવું છે. નેપોલિયનને બાદશાહ થયા પછી જ્યારે નવાઈ જેવા મોટા અને સર્વોત્કૃષ્ટ કાયદાના સંગ્રહનું પુસ્તક તૈયાર કર્યું ત્યારે એ જ્ઞાન તેને ઘણું ઉપયોગી થઇ પડયું. એ વખતે નેપોલિયનની કાયદાની વાકિફગારી જોઇને મોટા મોટા અનુભવી પંડિતોને પણ નવાઈ લાગી.

આખરે કેદમાંથી કંટાળીને તેણે અધિકારીઓને અરજ કરી કે, 'તમે સ્વદેશાભિમાની કહેવડાવો છો, અને તમારા દેશને ઉપયોગી પડનાર વીરોના આવા હાલ કરો છો?' આ અરજ ઉપરથી નેપોલિયન મુક્ત થયો અને પારિસમાં ગયો. ત્યાં ગયા પછી તેને લાવ્હેંદીના બંડખોરો ઉપર લશ્કર મોકલવાનું ઠર્યું. તેનો અધિકાર તેને આપતા હતા તથાપિ સ્વદેશી બાંધવો ઉપર શસ્ત્ર પકડવા અઘટિત સમજીને તે જગા નાકબૂલ કરી, અને તોપખાના ઉપર મોટી જગા જોઇતી હતી તે તેને મળી નહિ. લશ્કરી કામદારોની નિમણુંક કરવાનું જેના હાથમાં હતું તેને નેપોલિયનનાં પરાક્રમની ખબર નહોતી. તેથી તેણે તેને કહ્યું કે તમારી ઉમર નાની છે, તેનો નેપોલિયને

તતડીને જવાબ દીધો કે, 'લશ્કરમાં કરવાનાં પરાક્રમ ઉમરની હદમાં રાખવાં,' આ જવાબથી તે અમલદારને ગુસ્સો ચઢ્યો, અને લશ્કરના કામદારોની યાદીમાંથી તેનું નામ કહાડી નાંખ્યું. લશ્કરી જગા જવાથી અને તે ગરીબીમાં હોવાથી તેની ઘણી દુર્દશા થઈ. એનો ભાઈ જોસેફ એક શ્રીમંત વેપારીની છોકરી સાથે પરણ્યો હતો. તેને લીધે તેને ઘણા પૈસા મળ્યા. એ જોઈ નેપોલિયનને કહ્યું: "જોસેફ ઘણો ભાગ્યવાન છે. મને એક નાનું ઘર અને એક ઘોડાની ગાડી પણ મળે તો હું જાણું કે મોટાઈની ટોચે પહોંચ્યો." એ પ્રમાણે અવસ્થા થવાથી તુર્કસ્તાનની ફોજમાં જગા મેળવવાનો વિચાર કરવા માંડયો હતો; જે મહત્વ તેને અગાડી મળ્યું, તે આ વેળાએ તેના સ્વપ્નામાંએ નહોતું.

ઈ૦ સ૦ ૧૭૯૫ માં રાજ્યક્રાંતિ થઈને થએલા નવા પ્રજાસત્તાક રાજ્યથી લોકો કંટાળ્યા હતા. રાજ્યબંધારણમાં સુધારો કરવાનું સઘળા ધારતા હતા. કેટલાકને ફરીથી રાજાનું રાજ્ય સ્થાપન કરવાનું સારૂં લાગતું હતું. દેશસભાના આગેવાન લોકોનો પ્રજા દ્વેષ કરતી હતી, તેથી તેમને પણ રાજ્યબંધારણમાં ફેરફાર કરવો એમ લાગતું હતું. રાજવંશના કોઈ પણ પુરૂષને ગાદી ઉપર બેસાડવો એમાં તો ઘણી હરકતો હતી. લોકસત્તાક રાજ્યની વેળાની નવી તૈયાર થએલી ફોજની રાજવંશ ઉપર ઘણી દાઢ હતી. તેમ જ દેવસ્થાનો, અને મોટા લોકો તથા રાજાની માલમતા દેશસભાએ વેચેલી તે જેમણે રાખેલી તેમને પણ બીક લાગી. કારણ રાજ્યવંશ ફરીથી સ્થાપન થાય તો એવા લોકોનો ઘાણ નીકળી જાય તેમ જ રાજ્યક્રાંતિ વખતે જે આગેવાન હતા તેમના પણ જીવ જાય એમ સૌ જાણતા હતા. માટે રાજસત્તા ન થવા દેવાની ઘણાઓની મરજી હતી. પણ ચાલતું રાજબંધારણ બદલવાને લોકો આતુર હતા. તેને લીધે દેશસભાએ ઈંગ્લાંડના જેવી પ્રતિનિધિ અને અમીરોની બે સભા કરવાનો વિચાર કર્યો.

બંને સભાને પરસ્પર ધાક રહીને રાજ્યવ્યવસ્થા ઠીક ચાલત પણ આ સભાના બે તૃતીયાંશ સભાસદ પહેલાંની સભામાંથી ચુંટી કહાડવાનો દેશસભાએ ઠરાવ કર્યો, તેથી લોકોને એમ લાગ્યું કે, એ રાજ્યબંધારણ બહારથી જ માત્ર જૂદું દેખાય છે, પણ બે તૃતીઆંશ

સભાસદ આગલી સભા માંહેના હોવાથી બહુ મતે ઠરાવ તેમના મત પ્રમાણે થશે. લોકો તો તેમના જુલમથી કંટાળેલા હતા તેથી તેમણે બંડ કર્યું. દેશસભા તેથી બીધી. એ હુલ્લડ બેસાડી દેવાને કોઈ ચતુર અને શૂરો પુરૂષ જોઈએ, એમ તેમને લાગ્યું. આખરે બારાસ નામે તે વખતનો મુખ્ય કારભાર કરનાર હતો, તેને નેપોલિયનનાં કરેલાં પરાક્રમની ખબર હતી. તેણે બીજા કામદારોને કહ્યું. આ માણસને આગળ પાડો નહિ તો તે તેમને મેલીને અગાડી થશે. તેમની સીફારસ ઉપરથી નેપોલિયનને લશ્કરનો મુખ્ય અધિકાર આપ્યો.

નેપોલિયનને દેશસભા તરફથી અધિકાર આપવાને તેડું આવ્યું ત્યારે તે આપણે કયા પક્ષને મળવું તેનો ઘણો વિચાર કરતો હતો. આખરે કયો પક્ષ બળવાન છે, આખરે કયા પક્ષમાં મળવાથી આપણને ફાયદો થશે, એનો પૂર્ણ વિચાર કરીને નેપોલિયને દેશસભાએ આપેલો અધિકાર સ્વીકાર્યો. અને પોતાની મરજીમાં આવે તેમ કરવાનો પૂર્ણ અખ્ત્યાર તેણે સભા પાસે માગી લીધો. અને લાગલો જ પારિસથી થોડે છેટે તોપખાનું હતું તે સ્વાધીન કરવાને અડધી રાત્રે એક અમલદારને રવાને કર્યો. તે બંડવાળા આવી પહોંચવાની પહેલાં થોડા વખત આગમચ જઈ પહોંચ્યો; નહિ તો મહા પંચાત પડત. પછી પાંચ હજાર માણસનુ લશ્કર લઈને પારિસ શેહેરના મુખ્ય રસ્તાઓ ઉપર તોપો ગોઠવીને હુલ્લડખોરોને શેહે આપી શેહેરનો બચાવ કરવાની ગોઠવણ કરી. બીજે દહાડે બંડવાળાએ પેહેલાં પ્રમાણે તુલરીના રાજમેહેલ ઉપર હલ્લો કર્યો, તથાપિ આ વખતે તેમને સોળમા લુઈ કરતાં જુદા જ માણસ જોડે કામ પડયું હતું, તે તેઓ જાણતા નહોતા. બીજે દિવસે સવારના પહોરમાં ત્રીસ હજાર હુલ્લડખોરો હુમલો કરવાને આગળ પડયા. પરંતુ નેપોલિયનનો હુકમ થતાં જ તોપોના ભડાકા થવા માંડયા, તેથી સર્વ લોકો ત્રાહે ત્રાહે પોકારતા ગાંડા જેવા ચારે મેર નાસવા લાગ્યા. બધા રસ્તા તેમાંના મુવેલા અને જખમી થએલા લોકોથી ભરાઈ ગયા. ચારસેં પાંચસેં માણસો કાપી કહડાયા, તો બાકીના નાશી જશે એમ પેહેલાં નેપોલિયને જે કહેલું હતું તે જ આ વખત તેને હાથે બન્યું. તેના લશ્કરે હુલ્લડખોરોની પીઠ

પકડી ને તેમનાં હથિઆર છીનાવી લીધાં અને મધ્યરાત થવા પહેલાં ચારેમેર શાંતિ કરી નાંખી.

નેપોલિયને બજાવેલી કામગીરીથી દેશસભાએ કૃતજ્ઞ થઇને તેને મુખ્ય સેનાપતિની જગા આપી. આજ સુધી તે બધો કારભાર કરતો હતો ખરો પણ મુખ્ય અધિકાર બારાસ પાસે હતો, અને નેપોલિયન તેનો આસિસ્ટંટ ગણાતો, તે હવે મુખ્ય થયો. તેથી તેની ગરીબી ગઈ અને મોટાઈ મળી. તે પોતાનું નાનું ઘર છોડીને મોટા સુંદર મેહેલમાં રહેવા ગયો અને લશ્કરની ઉત્તમ ગોઠવણ કરી તેથી તેની કીર્તી ચારેમેર પસરી. તોપણ તે લોકોમાં ઘણો ન ભેળાતાં હમેશાં એકાંત વાસમાં રહીને પોતાનો વખત વિદ્યાભ્યાસમાં કહાડતો. આ વખતે એક બનાવ બન્યો તે વડે તેના વર્તનકર્મમાં ફેરફાર થયો.

એક દહાડો નેપોલિયન કચેરીમાં બેઠો હતો ત્યાં બારેક વરસના યુજિન નામે એક મનોહર છોકરાને એક અમલદારે આણ્યો. તે છોકરાનો બાપ રાજ્યક્રાંતિની વખતે લશ્કરી અમલદાર હતો. તેને રાબિસ્પિયરે મારી નાંખ્યો. તે છોકરાએ વિનતી કરી કે મારા બાપની તરવાર મને પાછી આપો. તે તેણે કબૂલ રાખીને તેની તરવાર તેને પાછી અપાવી. તરવાર છોકરાની નજરે પડતાં જ તેની છાતી ભરાઈ આવી. અને ડસકાં ખાઇને રોવા લાગ્યો તે જોઇને નેપોલિયનને દયા આવી તેથી હેતથી મીઠાં વચન કહીને તે છોકરાને ટાઢો પાડ્યો. તેને લીધે બીજે દિવસે તેની મા જોસેફાઇન તેનો ઉપકાર માનવાને તેની પાસે આવી. તેની બોલવાચાલવાની મોહક છટા અને સુંદર રૂપ જોઇને નેપોલિયન છેક મોહિત થયો.

જોસેફાઇન કહેતી કે, હું નાની હતી ત્યારે એક બાઇએ ભવિષ્ય કહ્યું હતું કે, 'એ છોકરી રાણી કરતાં મોટી થશે, પણ પછી તે વૈભવથી હેઠી પડીને રહેશે.' તેનો આગલો ધણી મુવા પછી રાબિસ્પિયર મુવો ત્યાં સુધી કેદમાં હતી, પણ પછી બારાસ અને તેના ધણીને સ્નેહ હોવાથી તેણે તેને છોડી મૂકી. ઉપર કહેલો પ્રસંગ થયા પછી નેપોલિયને તેને પોતાની સાથે વરવાનું માગું કહાવ્યું. ત્યારે તેણે કેટલી વાર સુધી ના ના કહી ને પછી તેની જોડે પુનર્લગ્ન કર્યું. તે કહેતી કે, પ્રત્યક્ષ જોયા

પહેલાં તેની કીર્તિ સાંભળીને નેપોલિયન ઉપર મારી પ્રીતિ બેઠી હતી. જોસેફાઈન અસલથી જ ઘણા કોમળ મનની અને ઉદાર હતી અને તેની નેપોલિયન ઉપર બહુ જ પ્રીતિ હતી.

પોતાના સૌંદર્યથી ભોળવીને નેપોલિયનના મન ઉપર અસર કરવાને ઘણી સ્ત્રીઓએ યત્ન કર્યો, પણ તેણે એકને પણ દાદ ન દીધી. સ્ત્રીઓના કોમળ, પ્રેમાળ મુખકમળ તરફ જોઈને મન સ્વાધીન રાખનાર પુરૂષો ઘણા જ થોડા હોય છે. કોઈ પણ સ્ત્રીના કહેવાથી નેપોલિયને પોતાના મનમાં ન હોય એવી વાત કદી કરી નથી. મૅાડમ સ્ટાએલ નામે પ્રસિદ્ધ વિદ્વાન અને પાછળ કહેલા નેક્કર પ્રધાનની છોકરી રૂપવંતી હતી. તે નેપોલિયન મારી તરફ આંગળી કરશે એવી ધારણાએ નેપોલિયનને પૂછવા લાગી કે, ‘ અતિ ઉત્તમ સ્ત્રી કઈ?’ તેનો તેણે ઉત્તર વાળ્યો કે, ‘ જેને ઘણાં છોકરાં થાય તે.’ આ જવાબનો મર્મ વાંચનારનાં ધ્યાનમાં આવશે જ.

જોસેફાઈનનો જ માત્ર નેપોલિયનના દૃઢ મન ઉપર અમલ બેઠો હતો. પરંતુ તેનો તે સર્વદા સારા કામમાં ઉપયોગ કરતી. નેપોલિયન એકાદિ વાર ક્રોધાદિ રિપુને સ્વાધીન થાય તો જોસેફાઈન પોતાના કોમળ સ્વભાવથી તદબીરે તેને શાંત કરીને તેને હાથે ખોટું કામ થવા દેતી નહિ. વળી નેપોલિયન પાસે ન હોય તો તેને ચેન પડતું નહિ. એને લીધે ઘણી લાંબી અને જોખમની મુસાફરીમાં પણ તે સાથે જતી. નેપોલિયન કહેતો કે, હું ગમે તેટલો દૂર એકલો જવા નીકળ્યો, પણ જોઇએ તો જોસેફાઇન સાથે આવવાને તૈયાર જ. ‘તું શી રીતે આવીશ? ઘણું આઘું જવાનું છે. તારે ઘણું દુઃખ વેઠવું પડશે,’ એવું નેપોલિયન કહે, ત્યારે તે કહે કે, “અઃ એમાં કંઇ નહિ.” નેપોલિયન કહે કે “હું હમણાં જ નીકળવાનો છું,” ત્યારે તે કહે ‘હું તૈયાર જ છું.’ નેપોલિયન કહે ‘તારે ઘણો સરંજામ લેવાનો હશે.’ તે વારે તે કહેતી કે, ‘સર્વે તૈયાર છે.’ તેથી આખરે તેને સાથે લઇ જવા પડતી હતી. એવી રીતે તે પ્રસિદ્ધ સ્ત્રી ઘણી ગુણવાન હતી ખરી તો પણ તેનામાં કેટલાક અવગુણ હતા. એ મોટી એશઆરામી અને ઉડાઉ હતી. તે એટલી કે કોઇ વાર તો તે ધણીને પણ ફસાવતી. તે નેપોલિયનને સારૂ

મનાવવા માટે તેના કરતાં ઉમરે કંઇ મોટી છતાં તેનાથી નાની ઉમર તેને કહેતી. વળી નેપોલિયન ઘણો સાચવીને ખરચ કરનારો હોવાથી વસ્ત્રાભૂષણનો વધારે ખરચ થાય તે તેને ન ગમે માટે તેને ખોટો હિસાબ બતાવતી.

નેપોલિયનને પરણ્યાને દશ બાર દહાડા થયા, એટલામાં તેને પોતાની નવી વહુથી જૂદા પડવાનો વખત આવ્યો. દેશમાં સમાધાની થયાથી ઉપરી અધિકારીઓએ ઇટાલી દેશમાં પ્રજાસત્તાક રાજના શત્રુ સાથે લડવાનું ઠરાવીને તેને ત્યાં મોકલવાનો ઠરાવ કર્યો. રસ્તે માર્સેલ્સમાં તેની માતુશ્રીને મળીને ઘણાં ઉમંગથી નાંત્સમાં પોતાના લશ્કરનો પડાવ હતો ત્યાં ગયો. આ વખતે નેપોલિયન અને તેની સ્ત્રીએ એક બીજાને કાગળો મોકલેલા તે છપાયા છે. તે ઉપરથી એકમેક ઉપર ઘણી મમતા હતી એમ જણાઈ આવે છે. જોસેફાઇન જાતે ઘણી હુશિયાર હતી. પોતાના વહાલા ભરથારની છબી હમેશાં પોતાની આંખો આગળ રહે માટે તેણે જાતે તેની એક સરસ છબી ચીતરી હતી. નેપોલિયનના વૈભવનો આરંભ થઇને અત્યાર સુધીમાં હળવે હળવે વધ્યો. અને પછી તેમાં એકદમ વધારે થયો તેની હકીગત આગળના ભાગમાં આવશે.

——:o:——

## ભાગ ૫ મો.

——:o:——

મુખ્ય સેનાપતિપણું લઇને નેપોલિયન ઇટાલીમાં લડવાને ગયો, ત્યારે તેની ઉમ્મર છવ્વીસ વરસની હતી. પોતાને એવડો મોટો અધિકાર મળ્યાથી ઘણો આનંદ થયો. તેને લાગ્યું કે, આપણે જે પેહેલાં પ્રરાક્રમ કર્યાં તે બીજા સેનાપતિના હાથ તળે રહીને કર્યાં. તેને લીધે તમામ કીર્તિનો લાભ આપણને મળ્યો નહિ, પણ હવે તો જય મળશે તેનો બધો યશ આપણને જ છે, એવા વિચારથી મનથી ઉસ્કેરાઇને તે બોલ્યો: "હું ત્રણ મહિનામાં મિલાન જઇશ, નહીં તો પાછો પારિસ આવીશ." તે વેળા એક

ગૃહસ્થ બોલ્યો, "તમે ઘણી નાની ઉમરના છો." એ સાંભળી નેપોલિયન બોલ્યો: "હું એક વરસમાં ઘણો મોટો થઇશ અથવા મરી જઇશ."

નેપોલિયને સેનાપતિપણું લીધું ત્યારે તેની પાસે માત્ર પચાસ હજાર સિપાઇઓ ઇટાલીમાં લડવા જવાને તૈયાર હતા. પણ શત્રુની ફોજ ઘણી મોટી હતી. એ ઉપરાંત નેપોલિયનના લશ્કરને ખાવા પીવાની અને ઓઢવા પેહેરવાની ઘણી તંગી હતી. એમ છતાં ઇટાલીમાં ધુસીને ફળવંત પ્રદેશ જિતી લેવાના વિચારથી લશ્કરને વિરશ્રી આણવાને તે બોલ્યો: 'શૂરાઓ! તમે ભૂખ્યા અને ઉઘાડા છો. પ્રજાસત્તાક રાજ્યનું તમે ઘણું હિત કર્યું. પણ તમને ઇનામ આપવાને તિજોરીમાં પૈસા નથી. પૃથ્વી ઉપર જે ફળવંત પ્રદેશ છે, ત્યાં તમને લઈ જવાને હું આવ્યો છું. ફળવંત દેશ, ધનાઢ્ય નગર એ બધું તમારૂં છે. બહાદુરો! એવો લાભ નજરે જોઇને તમે હિંમત અને દૃઢ નિશ્ચય છોડશો કે?' આ નવા, જુવાન અને શૂરા સેનાપતિનું ભાષણ સાંભળીને પેહેલાં હારેલા અને નિરાશ થએલા લશ્કરને એકાએક ઘણું શૂર ચડી આવ્યું.

નેપોલિયનને લાગ્યું કે, મારી પાસે લશ્કર થોડું છે. માટે આસ્ટ્રિઆના મોટા લશ્કર અને તેની મદદે આવેલાં બીજાં લશ્કર સાથે ચાલતી રીતે લડવાથી કંઈ લાભ નથી. દુશ્મનને હાલચાલની ખબર પડવા ન દેતાં નવો રસ્તો કહાડીને ત્યાંથી ધશી જઈ તેમના ઉપર એકદમ છાપો મારવો; એ વગર તેમની હાર થશે નહિ. માટે જે પ્રદેશમાં લશ્કર જશે ત્યાં જે સામગ્રી મળવાની હોય તે મળો, એવો ભરોંસો રાખીને સાથેના તંબુ અને ખોરાકી મૂકી વીણી કહાડેલા શૂરા સિપાઈઓની ટોળી દોડ કરવાને તૈયાર જોઇએ, એ વગર ગુપ્ત રીતે એકાએક હલ્લો કરવો ફાવશે નહિ એમ તે જાણતો હતો. તેમ જ પુષ્કળ દિવસ ફતેહ ન પામેલા લોક જે દેશમાં જશે ત્યાંના રેહેવાશીઓને લુંટશે તો ફ્રેન્ચ લોકોની અપકીર્તિ થવાનો ઘણો ભય હતો. પણ ઉપર કહેલા ઉપાયથી હબકી જઇને આપણને જય મળશે, એમ નેપોલિયનની પક્કી ખાત્રી હતી. માટે તેણે પોતાનો મનસૂબો પાર પાડવાનો ઠરાવ કર્યો.

આ વખતે તેના આ સ્વારી કરવામાં ત્રણ ઉદ્દેશ હતા: પેહેલો સાર્ડિનિયાના રાજા અને આસ્ટ્રિઆના બાદશાહે એક બીજાને મદદ

આપવાને જે તહ કર્યો હતો તે તોડી નાંખવો; બીજો, લાંબર્ડી પ્રાંત ઉપર સ્વારી કરીને આસ્ટ્રીઆની ફોજને તોબા પોકરાવીને બાદશાહના તાબામાં ઇટાલીના જે પ્રાંતો હતા તેમાંના લોકોને સ્વતંત્ર થવા ઉત્તેજન આપવું; ત્રીજો, રોમના પોપનું મહત્વ ઘણું હોવાથી તેનો ફ્રાન્સ દેશના રાજપક્ષના લોકોને આશ્રય હતો, માટે તેનું મહત્વ કમી કરવું; એ ઉપરાંત ત્રણ વરસ પહેલાં પ્રજાસત્તાક રાજ્યનો એક વકીલ બાસેવિહલી નામે રોમ શેહેરમાં હતો તેને લોકોએ મારી નાંખ્યો ત્યારે પોપના લસ્કરે તેનું રક્ષણ કર્યું નહિ અને પોપે તે મારનારાને સજાએ ન કરી, માટે ફ્રાન્સના પ્રજાસત્તાક રાજ્યપક્ષના લોકોના મનમાં પોપ ઉપર વેર લેવાનું હતું.

જિનોઆ શેહેર આગળ આસ્ટ્રીઆ અને સાર્ડિનિઆના લસ્કરનાં મોટાં ત્રણ ટોળાં હતાં. અસલથી આલ્પ્સ પર્વતમાંથી જવાના જે રસ્તા હતા તેણી મેર ન જતાં બીજી આડ વાટે જઈ પોતાનું લસ્કર એકઠું કરીને નેપોલિયને શત્રુની એક ટોળી ઉપર એકદમ હલ્લો કરીને તેની છેક જ દણાદાણ કરી નાંખી. અને વિસામો ન લેતાં વિખરાયલા લસ્કરને એકઠું કરીને બીજી ટોળીનીએ એવી દશા કરી. એવી રીતે થોડી વારમાં એક બીજાની ખબર જાણવાનો અવકાશ ન આપતાં શત્રુનાં બંને લસ્કરોને તેણે હરાવ્યાં. એના દુશ્મનના લસ્કરમાં ઘણા જે મોટા મોટા અનુભવી બહાદુર લડવૈયા હતા, તેઓ એમ ધારતા હતા કે લડાઈની સર્વ કળા અમેજ જાણીએ છીએ, પણ તે બધાને એણે આંજી નાંખીને તેમના લસ્કરની દાણાદાણ કરી કેટલાકને તો રાનમાં નસાડી મૂકયા.

આ પ્રસિદ્ધ લડાઇને માન્તીનાતીનું મહા યુદ્ધ કહે છે. જે લડાઈની જિત મેળવવા માટે નેપોલિયન મોટું અભિમાન ધરાવે છે તે જ આ લડાઈ. આ લડાઈમાં કોનું કોનું લસ્કર કેઈ મેરથી આવ્યું, તે કેમ પડયું હતું, એક બીજા ઉપર કેવી રીતે ચાલી ગયા, કઈ કઈ જગાએ કતલ ચાલી, વગેરે વાતોનું અથઇતિ વર્ણન ગ્રંથકારોએ કર્યું છે. પરંતુ યુરોપખંડનાં સ્થળોની સારી માહિતી વગર તેમાં સારી મીઠાશ લાગશે નહિ, એમ સમજીને અહીં અતિ સંક્ષેપમાં એ લડાઈની હકીગત લખી છે.

આ યુદ્ધમાં શત્રુનાં હજારો માણસ મુવાં, કેટલાકને ફ્રેન્ચ લોકોએ કેદ કર્યાં. દુસ્મમની ઘણી તોપો અને બીજો સામાન તેમને મળ્યો. અને કેટલાએક જોરાવર કિલ્લા તેમને સ્વાધીન થયા. સાર્ડિનિઆના રાજાના લશ્કરના તો છેક જ હાલહવાલ થયા. એ રાજા સોળમા લુઈ રાજાના ભાઇનો સસરો થતો. જમાઇના કુટુંબની દુર્દશા અને પોતાની આવી હાર જોઇને તે નિરાશ થઈ મનમાં ને મનમાં ઝુરીને થોડા દિવસમાં મરણ પામ્યો. પરાભવ થયા પછી નેપોલિયનની સાથે કોલકરાર થયા તેમાં આસ્ટ્રીઆના બાદશાહ અને આ રાજાને ઘણી અપમાનભરેલી કલમો કબૂલ કરવી પડી.

ઉપર કહેલી લડાઈ પછી કેટલાક દિવસ વિસામો લેવાને નેપોલિયન સ્તબ્ધ બેઠો હતો, તથાપિ ઇટાલીમાંના અત્યંત ફળવંત અને સુશોભિત પ્રાંત લાંબર્ડી ઉપર તેની નજર હતી. માટે લશ્કરને ઉત્તેજન આપવાને તે ફરીથી બોલ્યોઃ "આજ સુધી તમે ઉજ્જડ પ્રદેશને માટે લડતા હતા, તેમાં તમારૂં પરાક્રમ જણાઈ આવ્યું ખરૂં, પણ તમારા દેશને કંઈ ફાયદો થયો નહિ. પરંતુ આ વેળાનાં તમારાં પરાક્રમ હોલાંડ અને ર્‍હાઇનના લશ્કરના પરાક્રમ જેવાં છે. આજ સુધી તમારી પાસે કાંઈ ન હોતું. પણ હવે તમને કશાની વાણ નથી. પાસે તોપ ન છતાં તમે લડાઇઓ જિતી, પુલો વિના મોટી મોટી નદીઓ ઓળંગી, ખાધા પીધા વિના ઘણું દુઃખ ભોગવ્યું. આ બાબત પ્રજાસત્તાક રાજ્યના લશ્કર વગર બીજા કોઇથી બને નહિ. બહાદૂરો! તમારા દૃઢ નિશ્ચય માટે તમને શાબાશી આપવી જોઇએ, પણ હજી કંઈ થયું નથી. હજી ઘણું કરવાનું છે હજી સુધી મિલાન શેહેર આપણે હાથ આવ્યું નથી."

આ લડાઇમાં ફ્રાન્સે નેપોલિયનની અજાએબ જેવી ચતુરાઇથી મહા યશ મેળવ્યો, તો પણ ફ્રાન્સના સત્તાવાળાઓને તેણે તેની હકીકત ઘણી જ નમ્ર ભાષામાં લખી મોકલી. એથી તેનાં ઘણાં વખાણ થયાં અને આખા યુરોપ ખંડમાં તેની કીર્તિ ફેલાઈ. આ વખતે તેનો કીર્તિચંદ્ર નિષ્કલંક હતો.

ઉપર કહેલું પરાક્રમ કરીને પોતાનું નામ ગજાવી મૂક્યું, તો પણ તે નિરાંત બેઠો નહિ. અનેક પ્રકારની યુક્તિ કરીને ઘણી હિંમતથી

તેણે તૂરિન, મિલાન અને પેવ્હિઆ પાસે દુશ્મનનાં મોટાં મોટાં લશ્કરનો પરાભવ કરીને તે શેહેરો જિતી લીધાં. ઘણે ઠેકાણે હાર થવાથી આસ્ટ્રીઅન બાદશાહ ઘણો બીધો. અને તેણે ઘણા ચતુર અને અનુભવી વર્મ્સર નામે સેનાપતિને નવા ૮૦,૦૦૦ સિપાઇઓને આપીને નેપોલિયન સામા લડવા મોકલ્યો. તે વખતે નેપોલિયન પાસે માત્ર ૩૦,૦૦૦ સિપાઇઓ જ હતા. આગલા સેનાપતિ પ્રમાણે જ આણે પણ ત્રણ ટોળીઓ કરી, તેથી નેપોલિયનને આ વખતે પણ ઠીક ફાવ્યું. અને પોતાનું લશ્કર એકઠું કરીને એક પછી એક એમ આખા લશ્કરને હરાવી નાંખ્યું. થોડા દિવસમાં પોતાના લશ્કરની ખરાબી થએલી જોઇને વર્મ્સરને ઘણું આશ્ચર્ય લાગ્યું અને પોતે આશ્રાને માટે માંટુઆ શેહેરમાં ગયો. આ હારથી ન ડરતાં આસ્ટ્રીઅન બાદશાહે બીજો એક નવો સેનાપતિ નીમીને બીજી ફોજ મોકલી. નેપોલિયનને પણ ફ્રાન્સથી બીજી કુમક આવી પહોંચી. આ નવા સરદારે પણ જુના વહીવટ પ્રમાણે સૈન્યના ભાગ કર્યા. વળી એ ભૂલથી નેપોલિયનને લાભ થયો. અને તેને વળી દુશ્મનને હરાવીને માંટુઆમાંથી વર્મ્સરને નસાડી મૂક્યો. વળી આર્ચ ડ્યૂક ચાર્લ્સ નામે એક જુવાન સરદાર હતો તેને લશ્કર આપીને એક વાર આસ્ટ્રીઅન સરકારે નેપોલિયનને હરાવવાનું ધાર્યું. તેમાં પણ તે ઉપર મુજબ નિષ્ફળ થયો.

હવે ખુદ મારા દેશ ઉપર દુશ્મન ચડાઈ કરશે, તેમાં હાર ખાઇને આપણી ગેરઆબરૂ ન થાય એવું ધારીને બાદશાહે નેપોલિયન જોડે સલાહ કરવાનું કહેણ મોકલ્યું. નેપોલિયનનો વિજયધ્વજ ધૂમકેતુ સરખો ચારેમેર પસરવા લાગ્યો તે જોઇને ઇટાલી દેશના માંડલિક રાજાઓ ગભરાઈ ગયા, કેટલાકે નેપોલિયનને શરણે જઇને પોતાનો બચાવ કર્યો. રોમના પોપે નેપોલિયનને મોટાં મોટાં શેહેરો આપી તેની જોડે નમ્રતાથી ચાલીને પોતાનું રક્ષણ કર્યું. વ્હેનિસમાં જૂનું પ્રજાસત્તાક રાજ્ય હતું તેના લોકો પણ નેપોલિયનની મેહેરબાની મેળવવાને મથતા હતા. પણ તેની મેહેનત ફોકટ ગઈ. તેનો મુલક આસ્ટ્રીઆ અને ફ્રાન્સે વેંહેચી લીધો.

આવી રીતે ઈટાલી દેશમાં મોટી લડાઇઓ લડીને નેપોલિયન પોતાની કીર્તિ ફેલાવતો હતો. પરદેશી લોકોને ઈટાલી દેશનાં સ્થળોની મજબુતાઈની કલ્પના મનમાં આણવી કઠણ છે તેને લીધે આ લડાઈના સવિસ્તર હેવાલનું વર્ણન વાંચીને ચમત્કાર લાગે એમ નથી. માટે એટલું જ કહેવું બસ છે કે, યુરોપના મોટા મોટા લડવૈયાઓને પણ આ લડાઈની હજી મોટી નવાઈ લાગે છે. આ લડાઇમાં નેપોલિયનની ચતુરાઈ વધારે જણાઈ આવી. તેવી જ તેની ચપળતા, ઉત્સાહ, ભયની વેળાએ સમયસૂચકતા, એક ઉપર એક ઘણા વિચાર એકી વખતે કરવાની શક્તિ, કોઈની મદદ વિના એકાદું મોટું કામ પાર પાડવાનું તેનું સામર્થ્ય, એ ગુણો હોવાથી નેપોલિયન કોઈ અલૌકિક પુરૂષ છે, એમ લોકો માનવા લાગ્યા એને ઠામઠામ ફત્તેહ મળવાનાં ઘણાં કારણો છે, તેણે સ્વારી કરવાના સઘળા જુના પ્રકાર છોડીને નવા શરૂ કર્યા.

યુદ્ધકળા પૂર્ણ સુધરેલી છે; તેમાં વળી કંઈ સુધારો થવો જોઇએ એવું, તે વેળાના લડવૈયાઓને લાગતું નહોતું. એક ઋતુમાં એક અથવા બે જ લડાઇઓ લડવાનો તે વખતે ચાલ હતો. શિયાળામાં લશ્કર એક ઠેકાણે છાવણી નાંખીને રહેતાં હતાં. એ સર્વ રીતિઓ નેપોલિયને બદલી નાંખી. મોટી મોટી મજલો કરવાની તેણે પોતાના લશ્કરને ટેવ પાડી. ફત્તેહ મળતાં જ વિસામો ન ખાતાં મોટી ત્વરાથી દૂરના શત્રુઓ નેપોલિયન ઘણો આઘો છે, એમ માનીને નિરાંતે બેસી રહેતા, એટલામાં જ તે એમના ઉપર ધસી જતો. એવી રીતે એક પછી એક એમ તેણે ઘણી લડાઇમાં જિત મેળવી. નેપોલિયને લડાઈના દેખાવનાં ચિત્રો કહાડવાને પોતાની સાથે એક ચીતારો રાખ્યો હતો. તેને સુદ્ધાં એક ઉપર એક એમ ઘણી લડાઇઓ થવાથી ગભરામણ થઈ. આ ઉપરથી શત્રને કેવી વિટંબણા થઈ હશે તે સેહેજ ધ્યાનમાં આવશે. આસ્ટ્રીઆના લશ્કરના જે સિપાઇઓ કેદ પકડાયા હતા તેમાં એક સરદાર હતો, તેને હું જેની સાથે બોલું છું તે નેપોલિયન જ છે, એવી ખબર ન હોવાથી બોલ્યો :— "આ નવો જુવાન યોદ્ધો આવ્યો છે, તેને લડાઈના કશા કાયદા માલમ નથી. તે

આજ અમારી સામા હોય છે, ને કાલે જોઇએ છીએ તો પાછળ હોય છે, એમ લડાઇના નિયમોનો ભંગ સહન કરવો ઘણો કઠણ છે."

લડાઈમાં બીજા લોકોને જોખમમાં નાંખીને પોતે નીકળી જાય છે, એવી કેટલાંક માણસોએ અદેખાઇથી જે બૂમ ઉરાડી હતી, તે કેટલાક વિકટ પ્રસંગે નેપોલિઅને સંકટમાં ઝોકાવી દીધું હતું તે ઉપરથી ખોટી ઠરે છે. એ પ્રસંગમાંથી લોંદી અને આર્કોલા એ બે ઠેકાણે નેપોલિયનના સાહસની હદ થઈ. લોંદીના પુલ આગળ ઘણી તોપો ગોઠવીને શત્રુએ ગોળાઓનો વરસાદ વરસાવવા માંડયો. ફ્રેન્ચ સીપાઇઓએ તોપો લેવાને ઘણી વાર હિંમતથી ધસારો કર્યો. પણ ફોકટ; આગળ એમ બન્યું કે જેથી થોડી વારમાં તે બધાની કતલ થશે, એવો મામલો આવ્યો. તેથી આખરે નેપોલિયને એક ટોળી સાથે હાથમાં નિશાન પકડી અગાડી થઇને એવો જોસબંધ ધસારો કર્યો કે એકદમ શત્રની તોપો હાથ આવી. એ બનાવ બન્યા પછી ઘણે વરસે લડાઇની વાત નીકળી ત્યારે લોંદીની ભયંકર લડાઈ એમ પોતે કહેતો હતો. એની જીંદગીમાં એવાં સંકટો થોડાં આવ્યાં હતાં. આ વેળાએ ઘણી ચમત્કારિક રીતથી એના જીવનું જોખમતું અટકી રહ્યું.

આર્કોલાના પુલ આગળ પણ એવો જ ભયંકર બનાવ બન્યો હતો. ત્યાં એ ત્રણ મોટી લડાઇઓ થઈ હતી. એક વાર તો દુશ્મનોએ જબરો મારો ચલાવ્યો તેની સામા ટકાયું નહિ, તેથી ફ્રેન્ચ સિપાઇઓ પાછા હઠવાની તૈયારીમાં હતા. એટલામાં જયનું નિશાન હાથમાં લઇને નેપોલિયન આગળ ધસ્યો, તેને લીધે યોદ્ધાઓને હિંમત આવી ને ફરીથી લડવા લાગ્યા. તથાપિ શત્રુઓએ આ વખતે પણ એવો જબરદસ્ત હલ્લો કર્યો કે, ફ્રેન્ચોમાં ગરબડ થઈ રહી. આ ગરબડમાં પેહેલાં તો આપણો સેનાપતિ જ કયાં છે, એ ફ્રેન્ચોને જણાયું નહિ. નેપોલિયન એક પાણીના વેહેળા આગળ સપડાઇને મરવાની તૈયારીમાં હતો, એટલામાં તે સંકટમાં છે એમ કેટલાક શૂરાઓને જણાતાં જ 'સેનાપતિને તારો' એવી ચિસ પડી. યોદ્ધાઓએ જીવની દરકાર ન રાખી. અગાડી ધસીને શત્રુઓને હઠાવી તેને છોડાવી આણ્યો, તે જોઇને આસ્ટ્રીઅન લોકો નેપોલિયનનું નામ સાંભળીને વધારે બીવા લાગ્યા. નેપોલિયન જ્યારે સેંટ હેલિનામાં હતો

ત્યારે તેણે એ પ્રસંગ વિષે એમ કહ્યું કે, 'પચીસ સ્વારો વડે મેં આર્કોલાની લડાઈ જિતી. બંને લસ્કરના લોકો થાકયા હતા. મોટા મોટા શૂરા યોદ્ધાઓને પણ તંબુમાંથી બહાર નીકળવાનો કંટાળો આવ્યો હતો. અમારા સઘળા લોકો જ્યાંત્યાં રોકાયા હતા. છેલ્લે મારી પાસે પચીસ સ્વાર હતા. તેમને શત્રુની બાજુએ જઇને જોરમાં રણવાદ્ય વગાડીને હલ્લો કરવાનું કહ્યું, ને તેમણે તેમ કરતાં જ 'ફ્રેન્ચ ફોજ' આવી, એવી ચીસ નાંખીને શત્રુએ નાસવા માંડયું.'

આર્કોલાની લડાઇમાં મિત્રે પોતાને માટે જીવ આપવાનું એક ઉદાહરણ બની આવ્યું. મ્યૂરન નામે એક લસ્કરી કામદાર હતો તેની જોડે નેપોલિયનને ઘણો સ્નેહ હતો. ત્યાં એક વાર દુસ્મન ભણીથી એક ગરભછાંટનો ગોળો આવીને નેપોલિયનના શરીર ઉપર ફાટવાનો હતો; તેમ જોતાં જ વચ્ચે મ્યૂરન કૂદી પડયો તેથી નેપોલિયન બચ્યો અને મ્યૂરન માર્યો ગયો. તે જીવ્યો ત્યાં સુધી મ્યૂરન જ્યારે યાદ આવતો ત્યારે ઘણો દલગીર થતો હતો.

સેનાપતિ એવો કૃતજ્ઞ હોવાથી સર્વ લોકો તેના ઉપર ઘણું હેત રાખતા હતા. તેમને તે પોતાના જીવ જેવો વહાલો લાગતો તેથી ઘણા ખુલ્લા મનથી વર્તતા. કેટલાક તો તેને લડાઇના કામમાં સલાહ પણ આપતા અને તે પણ ખરી સલાહ હોય તો તે પ્રમાણે કરતો. એક વાર તોપના મારાની જગા ઉપર જતાં નેપોલિયન આગળ થયો ત્યારે તેને પાછળ હડસેલીને એક કામદાર બોલ્યોઃ “ તમે જશો તો અમને સંકટમાંથી છોડાવશે કોણ ? ”

માંટુઆ શેહેર આગળ ફ્રેન્ચ લસ્કર હતું ત્યારે દુસ્મનનું લસ્કર પાસે હોવાથી એક રાત તેમને મોટા દુઃખમાં કહાડવી પડી. સઘળા સિપાઇઓ જાગતા રહીને પેહેરો ભરતા હતા અને નેપોલિયન વચ્ચે તપાસ રાખવાને બધે ઠેકાણે ફરતો હતો. એવામાં એક હવાલદારને એક ઝાડ નીચે લગાર ઉંઘ આવી. એ જોઈ તેને ન ઉઠાડતાં તેની બંદુક લઇને જાતે અર્ધા કલાક સુધી પેહેરો ભર્યો. એટલામાં તે પેહેરેગીર જાગ્યો, ત્યારે સેનાપતિને જોઇને ગભરાઈ જઈ તેને પગે પડવા લાગ્યો,

ત્યારે તે બોલ્યો: “ મિત્ર ! આ બંદુક લે, તું ઘણી લડાઈ લડયાથી અને ઘણું ચાલવાથી ઊંઘી ગયો માટે તને ક્ષમા થવી જોઇએ. તથાપિ આ વેળાએ લગાર ભૂલ કરીએ તો આખા લસ્કરનો નાશ થાય. હું જાગતો હતો માટે તારૂં કામ મેં કર્યું. હવે તું સાવધ રહે.”

નેપોલિયનના હાથ નીચેના લોકો તેની જોડે ખુલ્લા મનથી વર્તતા હતા તો પણ તેમના ઉપરનો તેનો દાબ લગારે ઓછો થયો ન હોતો. એકાદ વાર હારીને સિપાઇઓ આળસ કરતા જણાય તો તે કહેતો કે, ‘તમે મને નાખુશ કર્યો. આ ટોળીના નિશાન ઉપર ‘આ ફ્રેન્ચ સિપાઇઓ ન હોય,’ અથવા ‘ઇટાલી દેશ માંહેના લસ્કરના આ સિપાઇઓ નથી’ એમ લખવાનું જણાવતો. તે આવા શબ્દો કહેતો કે તે સિપાઇઓ શરમથી રડવા માંડતા અને એક વાર ક્ષમા કરો એમ નેપોલિયનને કાલાવાલા કરી વિનવતા.

નેપોલિયન ઘણો સાહાસિક હતો, પણ આવેલી આફત સાહસથી ટળવાની નથી એવું જાણતો ત્યારે લુચ્ચાઈ કરવાને આઘું પાછું જોતો નહિ. એક વાર મોટી લડાઈ થવાની હતી પણ પોતાની તૈયારી નહોતી અને દુસ્મનો ઘણી તૈયાર હાલતમાં હતા એવું જોઈ, કોલકરાર કરવાનું નિશાન ઉભું કરીને તેણે આફત ટાળી.

એ એક પ્રસંગે થોડા માણસો સાથે એક ગામડામાં તે રહ્યો હતો, ત્યાં એકાએક આસ્ટ્રીઆનું મોટું લસ્કર આવી પોહોંચ્યું. તેના સરદારને નેપોલિયન પાસે છે તેની ખબર નહોતી. વાસ્તે તેણે ફ્રેન્ચોને પોતાને સ્વાધીન થવાનું કહાવી મોકલ્યું, ત્યારે નેપોલિયને એવી યુક્તિ કરી કે, પોતાના તમામ લોકો પોતાની આસપાસ ઉભા કર્યા. પછી દુસ્મન તરફના આવેલા જાસુસની આંખે પાટા બાંધ્યા હતા તે છોડાવી તેને પૂછ્યું: ‘તું કોની સાથે બોલે છે, એની તને ખબર છે?’ તે નેપોલિયનનું નામ જાણતાં જ તેના હાંજા ગગડી ગયા અને તેણે પોતાના લસ્કરમાં પાછા જઇને પોતાના લોકોને કહ્યું કે, ‘નેપોલિયન તમામ લસ્કર સાથે અહીં રહેલો છે.’ તે સાંભળતાં જ આસ્ટ્રીઅન લોકો ભયથી જ પોતે ફ્રેન્ચોને તાબે થયા.

પછી કેટલીક વારે પોતાની ભૂલ થએલી જોઈ દુશ્શન ભણીના લોકો પણ ઘણી લુચ્ચાઈ કરતા. પોપના મુલકમાં લડાઈ ચાલતી હતી ત્યારે આંકોનાના પાદરી લોકોએ લોકોને આવેશ ચડાવવાને એવી યુક્તિ કરી હતી કે ઈશુ ખ્રીસ્તની મા મેરીની મૂર્તિ હતી તેની પાછળ કાંઈ યંત્ર મૂકીને તેની આંખોમાંથી આંસુ વેહેતાં દેખડાવ્યાં. તેથી લોકો જીવ ઉપર આવીને લડયા; તો પણ આખરે એ ઠેકાણું ફ્રેન્ચોએ લીધું ત્યારે પાદરીઓની એ યુક્તિ જણાઈ આવી.

ઉપર કહેલી લોંદીની ભયંકર લડાઈ પત્યા પછી થોડા જ દિવસમાં નેપોલિયને ઈટાલી દેશનો અતિ ઉત્તમ ફળદ્રુપ પ્રાંત લાંબર્દી જિતીને પ્રાચીન કાળથી પ્રસિદ્ધિ પામેલું મિલ્લાન શેહેર લીધું અને પછી ઈટાલીનાં બધાં સંસ્થાનો એક પછી એક તેણે જિતી લીધાં. ત્યાંના માંડલિક રાજાઓ પોતાની મેળે ફ્રેન્ચ લોકોને મળી ગયા. તે એમ ન કરે માટે આસ્ટ્રીઅન બાદશાહે ઘણી મેહેનત કરી પણ તે ફોગટ ગઈ. કેટલાક પ્રાંતના લોકો ફ્રાન્સ દેશ પ્રમાણે પોતાના દેશમાં પ્રજાસત્તાક રાજ્ય થવાનું ચાહતા હતા. તેમને તેણે પોતાના દેશના જેવું પ્રજાસત્તાક રાજ્ય સ્થાપી આપ્યું. તે બધાને સ્વતંત્ર કરવાનું તેના મનમાં નહોતું. પણ તે મનનો વિચાર તેણે બહાર દેખડાવ્યો નહિ,

ઉપર કહેલા તમામ પ્રાંત પાસેથી નેપોલિયને ખંડણીના આશરે એક કરોડ રૂપીઆ એકઠા કર્યા. તેણે ખંડણીમાં પૈસા જોડે બીજી વસ્તુઓ પણ લીધી તેને માટે ઇતિહાસકારો તેને દોષ દે છે. તે દોષ એવો છે કે જે રાજ્યો તેણે જિત્યાં તેમના રાજા પાસે જે ઘણાં ઉત્તમ જુનાં ચિત્રો હતાં તેમને તેઓ પૂજ્ય બુદ્ધિથી પાસે રાખતા હતા. એ ચિત્રો તેણે તેમની પાસેથી ખંડણી બદલ જુલમથી લીધાં. એમાં ઊંચી જાતની ચિત્રકળાવાળાં ચિત્રો ચુંટી કહાડવાને સારૂ તેણે પોતાની જોડે ઉત્તમ ચીતારા રાખ્યા હતા. એ ચિત્રો ઘણાં કિમતી હતાં. ડ્યૂક ઓફ મોડેના નામે ઠાકોર પાસે સેંટ જેરામ નામે મૂર્તિ હતી તે નેપોલિયન લેવા લાગ્યો ત્યારે તેને માઠું લાગ્યું. તે મૂર્તિના તે આઠ લાખ રૂપિઆ આપવાને કબૂલ થયો. તે નેપોલિયનની સાથેના માણસો લેવાને રાજી હતા, અને તે લેવાનો તેને આગ્રહ કરવા લાગ્યા, પરંતુ

નેપોલિયન બોલ્યો: 'છી: પૈસા ગમે તેટલા હોય તો પણ તે ખરચાઈ જાય, પણ મૂર્તિ હમેશાં ફ્રાન્સમાં રહેશે, અને તેથી ફ્રેન્ચ કળાકૌશલ્યને ઉત્તેજન મળશે.

વ્હેનિસ શેહેર જિત્યું ત્યારે તેની પાસેથી ખંડણી બદલ પૈસા અને ચિત્રો ઉપરાંત ત્યાંનાં પુસ્તકાલયમાંથી પાંચસો હાથનાં લખેલાં પુસ્તકો લીધાં. એવી રીતે તે ઘણી મૂર્તિઓ અને ચિત્રો ફ્રાન્સ દેશમાં લાવ્યો. ફ્રેન્ચ લોકોએ તે વસ્તુઓને પોતાની જિતની નિશાની ગણીને એક મોટી ઈમારત બાંધી, તેમાં ગોઠવી. મોટી મોટી લડાઇઓ જિતીને લાખો રૂપીઆની ખંડણીના બદલામાં મૂર્તિઓ વગેરે વસ્તુ લીધાનું આણીમેરના રાજાઓની લડાઇના ઇતિહાસમાં ઘણું જડશે નહિ. તેથી વાંચનારને એમાં કંઈ વિશેષ લાગશે નહિ; પણ યુરોપમાં એ વાતથી ઘણાના મનમાં ખેદ ઉત્પન્ન થયો. નવા જિતેલા દેશમાં કેટલાએક નેપોલિયનના મિત્રો હતા તેઓ પણ આથી તેના દ્વેષી થયા. આ કામ તેણે રાજ્યાધિકારીઓના હુકમથી કર્યું કે પોતાની મરજીથી કર્યું તે કહી શકાતું નથી, તથાપિ તે માત્ર સોના રૂપામાં ભૂલો પડે એવો નહોતો, પણ તેને કારીગરી ઘણી ગમતી હતી, એ તો સ્પષ્ટ છે-

ઉપરની લડાઈ પછી નેપોલિયનમાં કેટલાએક ઉત્તમ ગુણ જણાઈ આવ્યા. આસ્ટ્રીઆના બાદશાહે તેને ફરી જવા સારૂ ઘણા પૈસા અને જર્મની માહેનો એક ફળવંત પ્રાંત જાગીરમાં આપવાને કહાવ્યું. પણ નેપોલિયને એ વાત ના કબૂલ કરીને કહ્યું કે, 'મને મોટાઈ મળવાની હશે તો તે ફ્રાન્સમાંથી મળવી જોઇએ. એક વાર તેનો એક મિત્ર બોલ્યો:— 'તમારી મેહેનત પ્રમાણે તમને અધિકારીઓએ ઈનામ આપ્યું નહિ, માટે અમુક રાજ તમને પૈસા આપે છે તે તમારે લેવા જોઇએ.' તેનો નેપોલિયને જવાબ દીધો કે, 'પૈસાને માટે હું તેનો ઓશીઆળો થવાનો નથી.' દુશ્મન તરફના લોકોએ કેટલીક ઉત્તમ ઉત્તમ સુંદર સ્ત્રીઓને તેને ભુલવણીમાં નાંખવાને મોકલી. પણ તેની મોહિનીમાં નેપોલિયનનું દૃઢ મન ડગ્યું નહિ. તે સેંટ હેલિનામાં હતો ત્યારે બોલ્યો: 'એવી જાળમાં ન ફસાય એવું મારૂં મન દૃઢ હતું. એ રાખમાં ઢંકાયલો દેવતા છે એમ હંમેશ હું માનતો હતો.' અહાહા! કેવો મનોનિગ્રહ અને કેવી જિતેંદ્રિયતા! એવા

દૃઢ મનનો નેપોલિયન રાજ્યલોભથી આંધળો થાય, એ શો વિલક્ષણ ચમત્કાર! અક્કલ દંગ થઈ જાય છે!

માંટુઆમાં હાર્યા પછી આસ્ટ્રીઅન સેનાપતિ વર્મ્સરે સલાહને માટે કોલકરાર કરવા સારૂ ફ્રેન્ચ લોકો પાસે વકીલ મોકલ્યો, તે આવા પ્રસંગની ચાલ પ્રમાણે યુક્તિથી બોલ્યો કે, 'તમે સારી સરતો કહેશો તો અમારો સેનાપતિ સલાહ કરવા કબૂલ છે, નહિં તો તે ઘણા દિવસ સુધી થાકશે નહિ.' આવી વાત બીજા કામદાર સાથે થતી હતી તે વખત નેપોલિયન આગળ આવીને બોલ્યો: 'તમારો સેનાપતિ શૂરો છે, તેને અમે આ રસ્તો કહીએ છીએ.' (એમ કહીને કાગળ બતાવ્યો) તે આજે, આઠ દહાડે અથવા મહિને જ્યારે કોલકરાર કરશો ત્યારે અમે આ કરતાં વધારે માઠી સરતો કરવાના નથી. તેને કહો કે, સેનાપતિ નેપોલિયન હાલમાં રોમ તરફ જવા સારૂ નીકળ્યો છે. વકીલે પેલો સરતનો કાગળ જોયો તો તેમાં જેની આશા નહોતી એવી સારી માનભરેલી સરતો લખેલી હતી. તે ઉપરથી તરત જ સલાહ થઈ અને વર્મ્સરે માંટુઆ શેહેર છોડી દીધું. ઠરાવ પ્રમાણે સર્વ સિપાઇઓનાં હથિઆર ફ્રેન્ચ લોકોએ લીધાં; તથાપિ મુખ્ય સેનાપતિની તરવાર લેતી વેળા એવા ઘરડા બહાદૂર સરદારનું અપમાન આપણી આંખે ન જોવું માટે તે લેવાને ફકત એક કામદારને તેની પાસે નેપોલિયને મોકલ્યો. એ ઉપરથી એના મનની મોટાઈ જણાઈ આવે છે.

ફ્રેન્ચ રાજ્યાધિકારીઓના મનમાં એવી સેહેલી સરતો કરવાનું નહોતું. તેમના મનમાં આસ્ટ્રીઅન સેનાપતિની ફજેતી કરવાનું હતું. તથાપિ નેપોલિયને લખી મોકલ્યું કે, શૂરા શત્રુનાં નામને તથા ફ્રાન્સના પ્રજાસત્તાક રાજ્યની આબરૂને યોગ્ય જે શરતો મને લાગી તે મેં કરી.

નેપોલિયન મિલાનમાં થોડા જ દિવસ રહ્યો એટલામાં જ તેને માંટુઆ અને વ્હેનિસ ઉપર હલ્લો કરવો પડયો. આણી મેર ફ્રાન્સ દેશના રાજ્યાધિકારીને પોતાના લશ્કરની ચારે મેર જિત થતી તેથી સારૂં લાગતું. તથાપિ નેપોલિયનની કીર્તિની તે અદેખાઈ કરવા લાગ્યો. તેમને લાગતું હતું કે, કેટલીક વાર પછી એ આપણી સર્વ સત્તા છીનવી લેશે. માટે એને કંઇક દાબમાં રાખવો જોઇએ. તેથી તેણે તેને એવો હુકમ કર્યો કે, અર્ધું લશ્કર લઇને

તમારે પોપ અને નેપલ્સના રાજા ઉપર સ્વારી કરવા જવું, અને અરધા લશ્કર ઉપર કેલ્લરમનને નીમેલો છે. તેણે આસ્ટ્રીયન લશ્કર સામા જવું, એવો હુકમ પહોંચતાં જ નેપોલિયને પોતાને રાજીનામું લખ્યું અને તે જોડે લખ્યું કે 'અર્ધા લશ્કરથી આસ્ટ્રીઅન લશ્કર સાથે આરંભેલી લડાઈની આખર આવશે નહિ. મારી પાસે બધું લશ્કર હોવાથી જ હું આટલી લડાઈઓ જિતીને મિલાન શેહેરમાં આવ્યો છું. બે સારા સેનાપતિઓ કરતાં એક નઠારો ભલો.'' તેના આવા લખાણથી જેના પરાક્રમથી પોતાને આટલી ફતેહ મળી તેને છોડી દેવાની તે અધિકારીના છાતી ચાલી નહિ. તેથી આખરે તેણે તેને ફરીથી આખા લશ્કરનો મુખ્ય સેનાપતિ બનાવ્યો. અને પછી તેનો અખ્ત્યાર લઈ લેવાની વાત કોઈ વાર કરી નહિ.

પોતે ઈટાલીમાં હતો ત્યાં લોકપ્રિય થવાનો નેપોલિયને ઘણો પ્રયત્ન કર્યો. ત્યાંના લોકોની અને તેની ભાષા એક હોવાથી તે સઘળા સાથે મીઠાશથી બોલતો, તથાપિ ઘણી લુટ કરવાને લીધે કેટલાક ઠેકાણાની પ્રજા તેનાથી કંટાળેલી હતી. ત્યાંના ૩૦,૦૦૦ માણસોએ બંડ કર્યું. અને પેવિહઆના લોકોએ તો ફ્રેન્ચોને ઘણા પજવ્યા. પણ આખરે નેપોલિયને જાતે તેના ઉપર હુમલો કરીને તે શેહેર લીધું. શેહેર તાબે કીધા પછી ત્યાં ફ્રેન્ચ લોકોએ ઘણી લુટ અને કતલ ચલાવી હતી. પણ નેપોલિયનના મનમાં તે લોકોની દયા આવી ને તેમ કરતાં પોતાના સિપાહીઓને કેટલીક વાર અટકાવ્યા. પણ કેટલાએક આગેવાન લોકોને દેહાંત શિક્ષા કરી. તે ઉપરથી નેપોલિયનના નામને ઝાંખ આવી.

અગાડી આસ્ટ્રીઅન લોકો સાથે લડતાં એક વાર તે શત્રુના હાથમાં સપડાતો હતો, પણ લગારમાં બચી ગયો. લડાઈ થઈ રહ્યા પછી દુશ્મનોને નસાડીને એક ઠેકાણે થોડાંક માણસો સાથે જમવા બેઠો. તે મોંઢામાં કોળીઓ લેતો હતો એટલામાં પાછળથી શત્રુની બીજી ટોળી આવી. એ સાંભળતાં જ તે બીજે રસ્તે ઘોડા ઉપર બેશીને નાશી ગયો. આ આફતમાંથી છૂટયા પછી તે પોતાની પાછળ વીણી કાઢેલા શૂરા સિપાહીઓનો પેહેરો હમેશાં રાખતો હતો.

પછી તેણે વ્હેનિસના લોકોએ સોળમા લુઈ રાજાના ભાઇને પોતાના રાજ્યમાં રાખ્યો એવો દોષ તેના ઉપર મૂકીને ત્યાંનો પ્રજાસત્તાક મુલક જિતી લીધો. નેપોલિયનની બીકથી લુઈ રાજાના ભાઇને દેશમાંથી બહાર જવાનું કહીને વ્હેનિસના અધિકારીઓએ અમે ફ્રાન્સ અને આસ્ટ્રીઆ વચ્ચેની લડાઈની અંદર કોઈ પક્ષમાં ન મળતાં તટસ્થ રહીશું, એવો સદેશો કહેવાને વકીલ મોકલ્યો. તે ઉપરથી નેપોલિયને કહાવ્યું કે, તમારા જેવા નિર્બળ લોકોના તટસ્થપણામાં માલ શો ? એમ કહીને તેણે તેમને હરાવીને કેટલોક મુલક લઈ લીધો.

તેવી જ રીતે તેણે નેપલ્સના રાજાને હરાવીને ખંડણી લીધી, ને પછી પોપને સપાટામાં લીધો. તેણે તેના કેટલાક દેશ ઉપર હલ્લો કરતાં જ પોપે તેની સાથે સલાહનું કહેણ મોકલ્યું. ત્યારે તેની પાસે નેપોલિયને એક કરોડ ખંડણી રોકડી, એક સો ચિત્ર અને મૂર્તિઓ તથા લશ્કરને સામાન પૂરો પાડવાનું તથા આંકોના, ફેરાસ અને બાલોંગા એ શેહેર અને તેને લગતો દેશ એટલું માગ્યું.

પછી તેણે ટસ્કની શેહેરની ખબર લેવાનો વિચાર કર્યો. એનો ધણી આસ્ટ્રીઆના બાદશાહનો ભાઈ હતો. તે અસલથી જ નેપોલિયન સાથે સ્નેહથી ચાલતો હતો માટે તેનાં ચિત્રો વગેરે લીધાં નહિ. પરંતુ તેના દેશમાંના લેઘોર્ન શેહેરમાં ઈંગ્રેજ વેપારીઓનો માલ ઘણો હતો તે લૂંટયો. તેથી ઘણા વેપારીઓનું નુકસાન થયું. અને ઈંગ્લીશ વહાણો બીને નાશી ગયાં. ડ્યૂકે મન માંહેનું દુઃખ બહાર ન દેખડાવતાં નેપોલિયનનો સારો આદરસત્કાર કર્યો. ત્યારે નેપોલિયને તેને કહ્યું: “ તમારા ભાઇને હવે લોંબર્ડી પ્રાંતમાં એક તસુ જગા પણ રહી નથી.” આગળ કેટલેક વર્ષે એ ઉદ્ધતાઈ વિષે બોલતાં તેણે કહ્યું કે, ‘ તરુણ માણસમાં મદ ચડે એટલે મોટી પંચાત.’

ફ્રાન્સ દેશના રાજ્યાધિકારીઓના મનમાં એ બધા દેશોને પોતાના જેવા પ્રજાસત્તાક કરવાનું હતું. માટે તેમ કરવાને નેપોલિયન ઉપર આગ્રહ કરતા. પણ તે કહેતો કે, લોકોને લૂટવા અને અમે તમારા મિત્ર છીએ કહેવું, એ બંને વાતો એકદમ કરી શકાશે નહીં. એ વગર નેપોલિયનને એમ લાગતું કે, પ્રજાસત્તાક રાજ્ય કરતાં પોપ જેવા માંડલિક રાજા

હોય તો ફ્રેન્ચ લોકોને ખંડણી મેળવવાનું ઠીક પડે. એવી રીતે આસ્ટ્રીઆ અને ઇટાલી દેશનાં સર્વ સંસ્થાનોને હરાવીને બધા પાસે ખંડણી લઈ તેમના ઉપર પોતાનો દાબ બેસાડયો.

નેપોલિયન લિઓબેનમાં હતો ત્યારે તેનો નિશાળનો સોબતી બોરીન ત્યાં આવ્યો. તેને નેપોલિયન ઘણા દિવસ થયાં પોતાનો ખાનગી કારભારી કરવા સારૂ બોલાવતો હતો. જે નેપોલિયન 'મારે એક નાનું ઘર અને એક ઘોડાની ગાડી એટલું મળ્યું એટલે બસ' એમ પારિસમાં કહેતો હતો તે આ વખતે ઘણી રાજલક્ષ્મીવાળો થઇને મોટા મોટા કામદારો ઉપર અમલ બજાવતો હતો. નેપોલિયને પોતાના મિત્રને જોયો કે, આગળ મુજબ ખુલ્લા દીલથી વાતો કરી, અને આખરે એક વાર તો આવ્યોની, એમ કહ્યું. બોરીન ઘણો ચેતેલો હતો. તેને દુનિયાની માહિતી સારી હતી. માટે બીજી વાર આવ્યો ત્યારે બરોબર આ પ્રમાણે ન બોલતાં તેણે સેનાપતિને નમ્રપણે દૂરથીજ સલામ કરી. મિત્રની એ રીત નેપોલિયનને પણ પસંદ આવી. એવી રીતે મોટપણે ચઢયા પછી પણ નેપોલિયન પોતાના પહેલાંના મિત્રો વિષે મમતાળુ હતો તથાપિ પોતાને પ્રાપ્ત થએલા મહત્વને શોભવા જેવી ગંભીરાઈ રાખવાને તે તેની સાથે પહેલાં જેવો હળીમળીને ચાલતો નહોતો.

———:o:———

## ભાગ ૬ ઠો.

——:o:——

આગલા ભાગમાં કહ્યા પ્રમાણે આસ્ટ્રીઆની હાર થઈ ને સલાહ કરવાનું ઠર્યું. તથાપિ બંને તરફથી કંઈ કંઈ બહાનાં કાઢીને સલાહની વાત લંબાણ ઉપર નાંખતા હતા. જર્મની મધ્યે ફ્રાન્સ દેશની બીજી ફોજ હતી તેને પોતાની મદદમાં લઇને આસ્ટ્રીઆની રાજધાની વ્હિએના શેહેર ઉપર હુમલો કરવાનો નેપોલિયનનો વિચાર હતો. ને પારિસમાં ચાલતી રાજ્યવ્યવસ્થા ભાગી નાંખવાની કેટલાક રાજપક્ષી લોકોએ ખટપટ

માંડી હતી. તેનું પરિણામ શું આવે છે તેની આસ્ટ્રીઆનો પાદશાહ રાહ જોતો હતો. પારિસમાં ખટપટ ચાલી છે તે નેપોલિયન પણ જાણતો હતો. વ્હેનિસ શેહેર જિતી લીધું, ત્યારે નેપોલિયનને ખુશ કરવા સારૂ ત્યાંના લોકોએ ત્યાં એક ફ્રાન્સનો રાજ્યપક્ષી ગૃહસ્થ રહેતો હતો તેને પકડી આણ્યો. તેની પાસેના કાગળપત્રો વાંચી જોતાં નેપોલિયનને ઉપલી ખબર માલમ પડી હતી. જર્મની તરફની ફ્રેન્ચ ફોજનો સેનાપતિ જે પ્રખ્યાત પિચેગ્રૂ હતો, તે ફરી જઈને રાજ્યપક્ષમાં મળ્યો છે અને તેને લીધે જ તેણે કેટલાક જિત થવાના પ્રસંગો ગુમાવ્યા, એવું પણ પેલા કાગળો ઉપરથી નેપોલિનના જાણવામાં આવ્યું. તે તેણે પારિસમાં રાજ્યાધિકારીઓને લખી જણાવ્યું, અને તેની જોડે લખ્યું કે, રાજ્યપક્ષનો નાશ કરીને સ્વસ્થતા કરવાને જોઈએ તે પૈસા અને લશ્કરની મદદ હું આપીશ.

આવા ઉપકારનો બદલો વાળવા બદલ નેપોલિયનને રાજ્યકારભાર ચલાવનારી મુખ્યમંડળીમાં જગા આપવી, એવો તેના કેટલાક મિત્રોએ ઉદ્યોગ કર્યો, પણ તે પાર પડ્યો નહિ. કારણ રાજ્યધિકારીઓને લાગ્યું કે, નેપોલિયન એક વાર એમાં દાખલો થયો કે, પછી આપણને એ કોરે મૂકીને એ જ પોતાના હાથમાં સર્વે અધિકાર લેશે. નેપોલિયને પણ બરોબર હજી જોઈએ તેવો વખત આવ્યો નથી, એમ સમજી તે બાબત વધારે ખટપટ કરી નહી. પિચેગ્રને દેહાંત શિક્ષા થાય એમ નેપોલિયનના મનમાં હતું. તથાપિ હાલની રાજ્યસ્થિતિથી કંટાળીને ઘણા લોકો રાજ્યપક્ષ તરફ વળ્યા છે માટે એમ કરવાથી કદાપિ તોફાન થાય એવી બીકથી અધિકારીઓએ તેને માત્ર બરતરફ કર્યો, બીજી શિક્ષા કરી નહીં.

પારિસની ખટપટથી ફાયદો થવાની નિરાશા થઈ ત્યારે આસ્ટ્રીઅન બાદશાહે નેપોલિયનને પોતાની રીત પ્રમાણે પત્ર લખ્યો, તેમાં કોલકરાર કરવાને આટલું મોડું થયું તેની નવાઈ જણાવીને તેના નિકાલ ઉપર લાખો માણસોનું નશીબ લટકેલું છે એમ લખ્યું. કોલકરારની વાત ચાલી ત્યારે કેટલીક કલમો નેપોલિયને કહી, તે આસ્ટ્રીઆના વકીલે નાકબૂલ કરી, ત્યારે નેપોલિયન ગુસ્સે થઈ હાથમાં એક કિંમતી સુંદર

કાચપાત્ર લઇને બોલ્યોઃ 'આણી મેર જુઓ. બે મહિનામાં આ વાસણ પ્રમાણે આસ્ટ્રીઅન રાજ્યના કકડા કરીશ.' એમ બોલી તે વાસણ જમીન સાથે જોરમાં પછાડીને ચાલતો થયો. ત્યારે આસ્ટ્રીઅન વકીલે ઘણા કાલાવાલા કરીને તેને ટાઢો પાડયો, ને પછી તરત જ કોલકરાર કર્યા તેમાં ફ્લાંડર્સ વગેરે આસ્ટ્રીઆનો મુલક અને કેટલાએક કિલ્લા ફ્રાન્સને મળ્યા. ખરૂં જોતાં આસ્ટ્રીઆની મદદમાં વ્હેનિસના લોકોએ પોતાનો નાશ કર્યો હતો એમ છતાં તેમનો મુલક ફ્રાન્સ અને આસ્ટ્રીઆએ બંને જણાએ વ્હેંચી લીધો તેમ જ આયોનિયન બેટ અને ડાલ્માશિઆ પ્રાંત ફ્રાન્સ સાથે જોડી દઈ ફ્રેન્ચ રાજ્ય સ્થાપ્યું. આ બંને વાતથી આસ્ટ્રીઆનું એકલપેટાપણું અને નેપોલિયનનું લોકોને સ્વતંત્ર કરવાનું ખોટું બહાનું બંને યુરોપના લોકોના જાણવામાં આવ્યાં.

ઉપર કહેલા કોલકરાર ફ્રાન્સના રાજ્યાધિકારીઓને ન પૂછતાં નેપોલિયને પોતાની મરજી પ્રમાણે કર્યા. તેમાંની કેટલીએક કલમો અધિકારીઓને ગમતી નહોતી તે તેણે તેમાં નાંખી અને કેટલીએક જોઈતી હતી તે તેણે ન નાંખી. એવું નેપોલિયનનું સ્વતંત્રપણું જોઈ અધિકારીઓ બીવા લાગ્યા. અને નેપોલિયન શું કરે છે તે જોવા સારૂ કંઈ કંઈ નિમિત્તે માણસો મોકલતા તેની તે સારી પેઠે આગતાસ્વાગતા કરતો. પણ સર્વ રાજ્યકારભાર પોતાના હાથમાં છે એવું તેને દેખડાવતો હતો. વળી અધિકારીઓને વહેમ આણવા જેવી એક બીજી વાત બની તે એવી કે, સલાહના ઠરાવની કલમમાં 'ફ્રાન્સમાં પ્રજાસત્તાક રાજ્ય થયું' એમ આસ્ટ્રીઅન વકીલે એક કલમમાં લખ્યું હતું. તે જોઈ નેપોલિયન બોલ્યોઃ 'એ શબ્દો કહાડી નાંખો. એ વાત આકાશમાં સૂર્યની પેઠે સ્પષ્ટ છે.' ઠરાવ નક્કી થયા પછી એક દેવળમાં કંઈ સમારંભ થયો. ત્યાં નેપોલિયનને બેસવાને સારૂ આસન બનાવ્યું હતું તેના ઉપર આસ્ટ્રીઅન વકીલ બેસવાનો ઇરાદો રાખતો હતો. પરંતુ નેપોલિયને તેનો હાથ પકડીને કહ્યું કે, 'તમારો ધણી અહીં હોત તો પણ ફ્રાન્સ દેશના સત્તાધીશનું માન લીધા વિના હું રહેત નહિ.'

આસ્ટ્રીઆ સાથે કોલકરાર થતા હતા ત્યારે જોસેફાઇન નેપોલિયનને મળવાને ઇટાલી દેશમાં આવી. જે જે શેહેરમાંથી તે ગઈ, ત્યાં ત્યાંના લોકોએ તેની રાણીના જેવી પરોણાચાકરી કરી. તે વખતે નેપોલિયન મિલાન શેહેરની પાસેના માટેએલ્લો નામે ઉત્તમ કિલ્લામાં રહેતો હતો. લગ્ન થયાને થોડા જ દિવસ નહીં થયા એટલામાં પ્રિયાનો વિયોગ થવાથી બંને જણાના ઉપરાઉપરી કાગળો આવતા હતા. એક વાર નેપોલિયને તેણીને લખ્યું કે, "વર્મ્સરે મને તારા વિયોગે દુ:ખથી આંસુ નાંખતો કર્યો: તેનું ફળ તેને ભોગવવું પડશે," એવી રીતના ચમત્કારિક પત્રો લખતો. જોસેફાઇનની રીતભાત ને ચાલચલણ બધાંને પસંદ પડવા જેવી ઘણી જ સારી અને રાજ્યપત્નીને લાયકની હતી. ત્યાં જે મોટા લોકો આવતા હતા તે સર્વ તેનાં વખાણ કરતા અને તે પણ સર્વનો યથાયોગ્ય આદર-સત્કાર કરતી. તેથી માંટેએલ્લોનો રાજમેહેલ લોકો કહેવા લાગ્યા. તેમાં ગીત, વાદ્ય, નાચ અને જયાફત એમાંનું કંઈ પણ હંમેશાં હોય જ. પછી જોસેફાઇનને સાથે લઇને તેણે ઘણા પ્રાંતો જોયા, તે વેળા તમામ જગાએ રાજારાણી જેવો બંનેનો દમામ હતો. એવા આનંદના વખતમાં નેપોલિયનની એક બેહેને તેના ઉપર કાગળ મોકલ્યો, તેમાં તેણે એમ લખ્યું હતું કે, 'ગરીબ છીએ માટે અમને છોડીશ નહિ, ગમે તેટલો પણ તું અમારો ભાઈ છે.' એ પત્ર વાંચીને તેને લગાર માઠું લાગ્યું.

સલાહના કોલકરારની કેટલીએક નાની નાની કલમો ઠરાવવાની હતી, તેથી તેને કેટલાએક દહાડા રાસ્તદમાં રેહેવું પડ્યું. ત્યાં રેહેનારા અધિકારીએ તેનો સારી રીતે માનમર્તબો રાખ્યાં. પણ ત્યાં તેણે ઝાઝા દહાડા કહાડ્યા નહિ. તેણે ધાર્યું કે ઠરાવની કેટલીએક બાબતો વિષે વાદ-વિવાદ થવા લાગ્યો તો આપણા ઘણા દહાડા ભાગશે. તેને પારિસ જઇને રાજ્યપ્રકરણી કેટલીક વાતો પોતાના લાભમાં છે કે નહિ, એ નજરે જોવાનું હતું. વાસ્તે ત્યાં જવા નીકળ્યો અને પારિસમાં દાખલ થતી વખતે પોતાની જિતનાં નિશાનો અગાડી ચલાવ્યાં. તેના ઉપર સર્વ ઠેકાણેની ફતેહનો એહેવાલ સંક્ષેપમાં લખેલો હતો. તે જોઈ એક માણસે આટલા થોડા વખતમાં આવું મહા પરાક્રમ કર્યું, એ જોઈ લોકોને

નવાઈ લાગી. રાસ્તદમાં નેપોલિયનનો હઠી સ્વભાવ જણાઈ આવ્યો. કાઉંટ ફેર્સેન નામે સ્વિટ્ઝર્લંડનો વકીલ હતો, તેણે ફ્રાન્સ દેશની રાજ્યક્રાંતિ વખતે સોળમા લુઈ અને તેની રાણીની તરફની ઘણી ખટપટ કરી હતી. તેને લીધે નેપોલિયને તેને ખુલ્લું કહ્યું કે, એવા ઉઘાડા ફ્રાન્સ દેશના પ્રજાસત્તાક રાજ્યની વિરૂદ્ધ હોનાર માણસ સાથે હું રાજ્યપ્રકરણીય ભાષણ નહીં કરૂં. એથી કાઉંટ ફર્સેનને પાછું જવું પડયું.

મોટું લસ્કર તૈયાર કરી, તેનો અધિકાર નેપોલિયનને આપીને ઈંગ્લાંડ દેશ જિતી લેવડાવવાનો મનસુબો રાજ્યાધિકારીઓએ કર્યો હતો તે નેપોલિયનની જાણમાં આવ્યો હતો, તે ઉપરથી પારિસમાં મારી ગરજ છે, એવું બહાનું કહાડીને કોલકરારનું કામ બીજા કામદારને સોંપીને પોતે પારિસ જવાને નીકળ્યો. રસ્તામાં જતાં લોકોએ તેને છાજે એવો તેનો માન મર્તબો રાખ્યો. અને પારિસ પહોંચ્યા પછી રાજ્યાધિકારીઓએ તેની ભેટ ઘણા હાહથી લીધી. તમામ શેહેરના લોકો આ સમારંભ જોવા ગયા હતા. તે વખત તાલેરંદ નામે હરેલ માણસે ખુબીદાર ભાષણ કર્યું. તેમાં તે એમ બોલ્યો કે, નેપોલિયનની મહત્વાકાંક્ષા પ્રજાસત્તાક રાજ્યને જોખમકારી નથી. તેને મૂળથી જ વિદ્યાભ્યાસની ટેવ છે તે આપણા દેશને માટે તેણે છોડવી જોઇએ. ત્યાં નેપોલિયને પણ વજનદાર ભાષણ કર્યું, અને આખરે અધિકારીઓએ ઈંગ્લાંડ ભણી ધ્યાન રાખવાની તેને સૂચના કરી.

પારિસમાં ગયા પછી ત્યાં નેપોલિયન છેક જ સાદાઈથી રહેવા લાગ્યો. તે કોઈ પણ મંડળીમાં ભળતો નહિ તેમ પોતાના મનમાં શું છે તે કોઇને જણાવતો પણ નહિ. દરરોજ તેના મનમાં કંઈ પણ મોટી ઘડભાંગ ચાલતી જ હોય એમ જણાતું. તેને ઘેર ઘણા લોકો આવતા, તેને જોસેફાઇન સારૂં આદરમાન આપતી. તે હલકા અને મોજીલા લોકો જોડે મુદ્દલે ભળતો નહોતો. તે કહે તો કે, હું વળી કાંઈ બીજાં પરાક્રમ કર્યાં વગર રહ્યો તો મને એમ બે ત્રણ વાર જોયા પછી તેઓ મારી તરફ ઢુંકીને જોશે પણ નહિ. મારે એક

પછી એક એમ વારા ફરતી નવી નવી કીર્તિ મેળવવી જોઇએ. નેપોલિયનને જોવાને જ્યાં ત્યાં લોકોની ભીડ થતી જોઇને બોરીન બોલ્યો: 'કેટલા લોકોની આંખો તમારી તરફ લાગેલી છે, તમે મોટા ભાગ્યશાળી છો.' તે ઉપરથી નેપોલિયન બોલ્યો: 'મને કાલે સવારે ફાંશી દેવાને નકાશમાં લઈ જાય તો પણ લોકો એમ જ એકઠા થાય'! તે માણસના સ્વભાવથી સારી પેઠે વાકેફ હતો.

પારિસમાં મોટા મોટા વિદ્વાન શાસ્ત્રી લોકોની એક સભા હતી. તે સભાએ નેપોલિયનને પોતાને સભાસદ નીમ્યો. તે સભામાં વાદવિવાદ કરવાને માટે તે હંમેશાં જતો હતો. સભામાં ભાષણ કરતાં તેણે એક વાર એવું કહી દેખાડ્યું કે, 'ખરો વિજય તો જ્ઞાન વડે અજ્ઞાનને જિતવાનો છે. આ વિજય માત્ર કોઈના અશ્રુપાતનું કારણ થતો નથી. નેપોલિયનને માન આપવાને તે જે પોલમાં રહેતો હતો તેનું નામ બદલીને 'કીર્તિ' એવું નવું નામ રાખ્યું. એવા આનંદમાં છતાં કેટલીએક વાતોને લીધે તેનું મન ચિંતામાં હતું. રાજ્યકારભાર કરનારા કેટલાએક લોકોથી તમારી કીર્તિ ખમાતી નથી માટે તેમણે તમારો જીવ લેવાનો ઘાટ ઘડ્યો છે, એવી ખબર તેને કોઇએ કહી તેથી તેને ઘણી ધાસ્તી લાગી. તેની જોડે વળી જોસેફાઈન ઉડાઉપણાથી ખરચ કરીને નાના પ્રકારના એશ-આરામની વસ્તુઓ ખરીદ કરતી, એ પણ તેને ગમતું નહોતું.

આસ્ટ્રીઆ વગેરે દેશો સાથે થએલા કરારને જાહેર કરવાને દિવસે મોટો સભારંભ થયો. તે વખતે તે જેના પરાક્રમથી ફ્રાન્સ દેશને એટલી કીર્તિ મળી હતી તેને નજરે જોવાને હજારો લોકોની ભીડ થઈ. સઘળા લોકો તેના નામે જયગર્જના કરવા લાગ્યા. એ જોઈ રાજ્યના આગેવાનોને ઘણું માઠું લાગ્યું. તે વખતે નેપોલિયને જોસ્સાથી ભાષણ કર્યું, તેમાં તે એમ બોલ્યો કે, એ બધો જશ ફ્રેન્ચ સિપાઈઓનાં પરાક્રમને લીધે છે. તે વેળાએ બારાસ એમ બોલ્યો કે, નેપોલિયનને ઉત્પન્ન કરવાને વિધાતાએ પોતાની સર્વ શક્તિ ખરચેલી છે. એ સાંભળતાં જ લોકોએ ખુશીના પોકારો કર્યા; તે કારભારીઓના હૃદયમાં શંકુની પેઠે વાગ્યું ને ઈટાલી દેશમાંથી આવેલા ફોજના લોકો તો ખુલ્લી રીતે બોલવા લાગ્યા કે, આ બધાઓને ખસેડીને આપણા સેનાપતિને રાજ્ય

ઉપર બેસાડો. નેપોલિયનના ફ્રાન્સ આવવા પહેલાં, તેને એક મોટી જાહાગીર અને ઈનામ આપવાનો મનસુબો ચાલતો હતો, પરંતુ તેની મોટાઈથી આપણો નાશ થશે એવા વિચારથી કેટલાક કારભારીઓએ તેમ થવા દીધું નહિ તેથી કેટલાએક નાખુશ થયા. કારણ નેપોલિયને ઘણા પૈસા ફ્રાન્સમાં મોકલ્યા છતાં તેને બક્ષીસ આપવાને પણ કારભારીઓ કબૂલ કરતા નથી, એ ઉઘાડો અન્યાય છે એમ ઘણા જણાના મનમાં આવ્યું. નેપોલિયનની વિખ્યાતિને લીધે તેના બે ભાઈઓનો રાજ્યકારભારમાં સારો પ્રવેશ થયો હતો તો પણ આપણું કામ પાર પાડવાનો વખત હજી સુધી આવી પહોંચ્યો નથી એમ સમજીને તેણે પોતાનું મન ફરીને લડાઈ કરી જય મેળવવા તરફ લગાડ્યું.

ઈંગ્લાંડ ઉપર સ્વારી કરવાના ઈરાદાથી નેપોલિયને પ્રથમ તો ઈંગ્લાંડની સામે આવેલા કિનારા ઉપરની લડાઈની સર્વ જગા તપાસી જોઈ તેને લીધે તેને એ જગાની સારી વાકફગાકી થઈ, તેથી તે રાજ્ય ઉપર બેઠા પછી તેણે તે પ્રદેશમાં સારો સુધારો કર્યો. એ તપાસ ઉપરથી તેની ખાત્રી થઈ કે ઈંગ્લાંડ ઉપર હુમલો કરવાનો વખત હજી સુધી આવ્યો નથી. તે બોલ્યો: ‘આવી વખતે ફ્રેન્ચ લોકોને હું ધાસ્તીમાં નાંખવાનો નથી. ઈંગ્રેજોની સારી તૈયારી છે તેની સામા થવા સારૂ આપણી ઘણી સારી તૈયારી જોઈએ.’ ઈંગ્લાંડ ઉપર ચઢાઈ કરવાની નાઉમેદી થવાથી તેણે આફ્રિકા ખંડ માંહેલા મિસર દેશ ઉપર સ્વારી કરવાનો મનસુબો કર્યો. આગળથી જ તેના મનમાં હતું કે, માલ્ટા બેટ લઈને મિસર જિતી લેવો, એટલે અમેરિકાના ફ્રેન્ચ લોકોનાં થાણાં ઈંગ્રેજોએ લીધાં છે તેનો બદલો વળશે, અને હિંદુસ્તાનના ઈંગ્રેજી વેપાર અને રાજ્યને હરકત થઈ શકશે. તે બોલ્યો: ‘યુરોપ ખંડ ગુફા છે તેનો સર્વ વૈભવ એશિયામાંથી મળેલો છે.’

ઈંગ્લાંડની ખોડ તોડવાનો વિચાર રાજ્યાધિકારીઓના મનમાં હતો, પણ નેપોલિયન જેવા પૂરા અનુભવી માણસનો મત વિરૂદ્ધ હોવાથી પોતાનો વિચાર પાર પાડવાને તેની છાતી ચાલી નહિ. મિસર દેશ ઉપર સ્વારી કરવાની રજા આપવાનું એ તેના મનમાં નહોતું અને નેપોલિયન જાય તો આસ્ટ્રીઆ ફરીને માથું ઉંચકે એવી બીક હતી, તથાપિ જો

નેપોલિયન દેશમાં રહે તો કદાચિત તેનાથી આપણા અધિકારને હરકત પહોંચે, એવું મનમાં આણીને તેને ચઢાઈ કરવાની રજા આપી. એ વગર ત્યાં આપણા લોકોને ઘણા પૈસા મળશે, એમ પણ તેમની આશા હતી. ઈંગ્લાંડ ઉપર સ્વારી કરવાની તૈયારી નાર્મંડી અને પિકાર્ડી પ્રાંતમાં ચાલતી હતી. તેણી મેર ઇંગ્રેજોનું ધ્યાન હતું માટે ત્યાં નેપોલિયન વારંવાર જતો પણ છાની રીતે તેણે ભૂમધ્ય સમુદ્ર ઉપર તડામાર તૈયારી ચલાવી હતી. ફ્રાન્સ દેશમાં કળાકૌશલ્ય વધારવાને સારૂ ઈટાલી દેશમાંથી જેમ ચિત્રો આણ્યાં તેવી રીતે મિસર દેશમાંની પણ પ્રાચીન કાળની વસ્તુઓનો શોધ કરીને અર્વાચીન શાસ્ત્રને ઉત્તેજન આપવા સારૂ તેણે પોતાની સાથે સો વિદ્વાનો લીધા હતા. અને પારિસમાંથી નીકળતાં પેહેલાં તેણે પોતાના ખાનગી કારભારીને ભૂગોળ, પ્રવાસવર્ણન, ઇતિહાસ, કાવ્ય, નાટકો, રાજ્યનીતિ વગેરેનાં પુસ્તકો સાથે લેવાને કહ્યું હતું. તેણે કુરાન અને બૈબલ વગેરે ધર્મપુસ્તકો પણ સાથે લીધાં હતાં.

તૂલોં શેહેર આગળ તમામ લડાઉ વહાણોની મોટી તૈયારી થઇ. રાજ્યકારભારમાં પોતાને મોટાઈ મળવાની ખટપટમાં નેપોલિયને ઘણા-એક દહાડા કહાડ્યા, તથાપિ હમણાં વખત આવ્યો નથી, એમ જોઇને મિસર ઉપર સ્વારી કરવા સારૂ તૂલોંમાં આવ્યો અને ત્યાં યોદ્ધાઓનો શૂર ચઢે માટે ભાષણ કર્યું; ત્યારે તેમાં બોલ્યો: 'રોમન લોકોએ કાર્થેજના લોકો જોડે જમીન અને પાણી ઉપર લડાઇઓ કરી. ઈંગ્લાંડ એ જ ફ્રાન્સનું કાર્થેજ છે. સ્વતંત્રતા દેવીને નામે હું તમને સમુદ્ર ઓળંઘીને દૂર દેશમાં લઈ જઇશ. ત્યાં તમને કંઇ યુરોપ ખંડમાં કદી નહીં મળે એવી કીર્તિ અને પૈસા મળશે. છેક હલકા સિપાઇ સુદ્ધાંને સાત એકર જમીનનું ઇનામ મળવું જોઇએ.'

જમીન ક્યાંની એ તો તે કંઈ બોલ્યો નહિ, તથાપિ આજ સુધી તેણે આપેલું વચન કદી ખોટું થયું નહોતું તેથી આ ભાષણ સાંભળીને સઘળા ઘણી ખુશીથી એની જોડે નીકળી પડ્યા.

તૂલોંમાં લડાયક વહાણો તૈયાર થયાં છે, એ ઈંગ્રેજ સરકારને ખબર હતી અને તે વહાણો પણ આપણા દેશ ઉપર હુમલો થવાનો છે તેનો

મદદમાં આવવાનાં છે, એમ તેને ધાસ્તી હતી જ. એટલે નેપોલિયનના મનના વિચારની તેને ખબર નહોતી. તથાપિ તેણે પ્રસિદ્ધ પરાક્રમી નેલ્સનને તેના હાથ હેઠળ લડાએક વહાણો આપીને તેણી મેર મોકલ્યો. નેલ્સનના દેખતાં વહાણો હંકારીએ તો મોટું દુઃખ એમ નેપોલિયનને ખબર હતી; તથાપિ તા૦ ૧ મે સને ૧૭૯૮ની રાત્રે તોફાન થવાને લીધે નેલ્સનને પોતાનાં વહાણો આઘાં લઈ જવાં પડ્યાં, એટલામાં ઉતાવળ કરીને તમામ વહાણો હંકારવાનો નેપોલિયને હુકમ કર્યો. સવારના પોહોરમાં આકાશ નિર્મળ થઇને સારો પવન ફુંકાવા લાગ્યો ત્યારે સર્વ લોકોને ઘણો આનંદ થયો અને તેઓ નેપોલિયનના નશીબની તારીફ કરવા લાગ્યા. એ બધાં વહાણોમાં મળીને ચાળીસ હજાર લશ્કર તેની પાસે હતું. અને બીજા અમલદારો હતા તે જુદા. તે બધાની ખાત્રી હતી કે, નેપોલિયન જ્યાં જશે ત્યાં તેને ફત્તેહ મળશે જ.

———:O:———

## ભાગ ૭ મો.

———:O:———

નેપોલિયન તૂલોંથી વહાણો હંકારીને નીકળ્યો તે પ્રથમ ભૂમધ્ય સમુદ્રમાં માલ્ટા બેટમાં ઇંગ્રેજી થાણું હતું તે લેવા ગયો. ત્યાંના થાણાદારને ફ્રેન્ચ દેશના અધિકારીઓએ અગાડીથી ફોડી મૂકયો હતો, તેથી ત્યાં અમથી લગાર ઝપાઝપી કરીને કિલ્લો ફ્રેન્ચોએ જિતી લીધો. તે કિલ્લો મોટો હતો, માટે માંહે પેસતી વેળા નેપોલિયન બોલ્યો: ‘અહિં આપણા મિત્ર હતા તે સારૂં થયું, નહિ તો આમ સેહેલથી આપણે દાખલ થઈ શકત નહિ.’

માલ્ટાના બચાવ જેટલું લશ્કર મૂકીને તે ત્યાંથી આગળ ચાલ્યો. દરિઆમાંથી આઘે ઇટાલીના પર્વતોનાં શિખરો જોઇને પોતાની આગલી જિતની યાદ આવી તેનું મન ઉશ્કેરાયું હતું. નેપોલિયનનો એટલો ધાક

હતો કે, ત્રણસેં વહાણો અને તે ઉપર એટલાં માણસો હતાં પણ બધે શાન્તિ હતી, તેનું મન અનુપમ હતું. સાથે વિદ્વાન માણસો હતા, તેની જોડે રસ્તામાં ધર્મ, રાજ્ય અને જ્યોતિષ શાસ્ત્ર ઇત્યાદિ ગહન વિષયો ઉપર તે વાદવિવાદ કરતો હતો.

નેલ્સનને વટાવીને ગયો પણ તેને તેનો ઘણો ડર હતો. નેલ્સનને ફ્રેન્ચ વહાણો ગએલાં જણાયાં કે તે મિસર દેશ તરફ ગયાં હશે એવી અટકળ તેણે બાંધી. તેની પાસે ફોજ થોડી હતી તો પણ ફ્રેન્ચ લોકોની પીઠ પકડવાનો નિશ્ચય કરીને તેમની પેહેલાં નીલ નદી પાસે આવ્યો. રસ્તામાં એ બંને લશ્કરો એક બીજાથી સાત આઠ ગાઉને અંતરે હતાં. તે વખત લડાઈ થાત પણ તે વેળા ધુમ્મસ પડેલી હોવાથી એક બીજાએ દીઠું નહિ. નેપોલિયન અલેકઝાંડ્રિઆ શેહેર પાસે હશે એમ ધારીને નેલ્સન ત્યાં આવ્યો પણ ત્યાં તેને દીઠો નહિ, તેથી તે બીજી મેર ગયો.

નેલ્સન ત્યાંથી ગયા પછી બીજે દહાડે ફ્રેન્ચ વહાણો ત્યાં આવ્યાં. ત્યાં બીજા કોઈનાં વહાણો નથી એમ જોઈ નેપોલિઅને લશ્કરને તાબડતોડ જમીન ઉપર ઉતરવાનો હુકમ કર્યો. એટલામાં આઘે એક વહાણ દેખાવા લાગ્યું. તે દુશ્મનનું હશે એમ સમજીને તે બોલ્યો: ‘હે પ્રભુ! મારે છ કલાક જોઇએ છે. એટલાં તું નહિ આપે કે ?’ એ વહાણ ઇંગ્રેજનું નથી એમ જણાતાં જ કિનારે ઉતરવાની ઉતાવળ કરવાનું તેણે પોતાનાં માણસોને કહ્યું. તે વખતે રાત અને સમુદ્રમાં તોફાન હતું, તેથી હાથ નીચેના અમલદારો સવાર થતાં સુધી થોભવાના કાલાવાલા કરતા હતા, પણ તેણે તે માન્યું નહિ. તેથી બંદરમાં ઉતરતાં ઘણાં માણસો દરિઆમાં પડીને ડુબી મુવાં. એવી રીતે મિસર દેશના સિકંદરિઆ શેહેરની પૂર્વ તરફ આસરે પાંચ ગાઉ ઉપર ફ્રેન્ચ લોકો સને ૧૭૯૮ના જુલાઈ મહિનાની બીજી તારીખે ઉતર્યા.

એ વખતે મિસર દેશ યુરોપી તુર્કસ્તાનના તાબામાં હતો. એ તુર્કસ્તાન અને ફ્રાન્સને લડાઈ નહોતી. તેથી સિકંદરિઆના અમલદારની લડાઈ કરવાની તૈયારી નહોતી, તો તે પણ થોડી વાર ટકી રહ્યો. પણ આખરે તે શેહેર ફ્રેન્ચોએ સર કર્યું. બસેં ફ્રેન્ચ સિપાઇઓએ ઝપાઝપીમાં પડયા.

અને તુર્કનો ઘણો નાશ થયો. શેહેરમાં દાખલ થયા પછી તેમણે ત્યાંના લોકોને ઘણા લૂટ્યા.

મિસર દેશમાં દાખલ થયા પેહેલાં નેપોલિયને પોતાના લોકોને શીખામણ દીધી કે, “હવે આપણે જે લોકો જોડે રહીશું તે મુસલમાન છે; તેમના ધર્મની પેહેલી બાબત એ છે કે, એક ઈશ્વર છે; અને મહમદ તેને ઓળખાવનાર છે, તેના વિરૂદ્ધ બોલશો મા. જૂ (યાહુદી કે ઇસ્રાઇલ) અને ઈટાલીના લોકો જોડે જેમ તેમ ચાલ્યા તેમ એમની જોડે પણ ચાલજો. જૂ અને ઈટાલિયન લોકોના ધર્માધિકારીઓને જેમ તમે માન આપ્યું તેમ એમના ઈમામ અને કાજીઓને આપજો. રોમન લોકોનું લશ્કર કોઈ પણ ધર્મના લોકોને દુઃખ દેતું નહોતું. યુરોપખંડની રીતભાતથી જુદી રીતભાત આપણી નજરે પડશે. તે પ્રમાણે ચાલવાની આપણે ટેવ પાડવી જોઇએ. એ લોકો આપણાથી જૂદી રીતે બૈરાંને રાખે છે. જે કોઈ બીજાની વસ્તુ ઉપર કપટ દૃષ્ટિએ જુવે છે તે દુષ્ટ છે, લૂટથી કોઈ માતબર થતો નથી. પણ તેની ગેરઆબરૂ થાય છે, ને આગળના લાભનું નુકશાન થાય છે. અને જેની સાથે સ્નેહભાવ રાખ્યાથી આપણું સારૂં થવાનું છે તે આપણા મિત્ર થાય છે.”

પાક હઝરત મહંમદ પેગામ્બર સાહેબે પોતાની બુદ્ધિથી દુનિઆમાં આવડી મોટી ઉથલપાથલ કરી મૂકી તે જોઈ નેપોલિઅનને ઘણી નવાઈ લાગી. નેપોલિયન નશીબને માનનારો હતો, તેથી તેને લાગ્યું કે આપણાથી પણ પાક હઝરત મહંમદ પેગમ્બર સાહેબ જેવા થઈ શકાશે.

અલેકઝાંડ્રિઆ શેહેર લીધા પછી તેણે મિસરી લોકોને જાહેર કર્યું કે, “લોકો તમને કહેશે કે, હું તમારો ધર્મ ડુબાવવાને આવ્યો છું તે માનશો નહીં. પણ તમારા હક્કોનું રક્ષણ કરવા અને તમારા ઉપર જુલમ કરે તેને સજા કરવા આવ્યો છું. મેમલુક લોકો કરતાં, ઇશ્વર, પાક હઝરત પેગંમબર સાહેબ મહમ્મદ મહંમદ અને કુરાન વિષે મારા મનમાં વધારે પૂજ્ય બુદ્ધિ છે; કાજી અને ઈમામો! હું તમને ખાત્રીથી કહું છું કે, અમે ખરા મુસલમાન છીએ. પોપ અને માલ્ટાના લોકોની અમે ખોડ ભૂલાવી દીધી નથીં કે? અમારી સાથે સારી રીતે ચાલશે તે ત્રણ ગણો સુખી થશે, અને મેમલુકો તરફથી લડશે તેનો નાશ થશે.”

મિસર દેશ નામનો જ માત્ર તુર્કિ અમલમાં હતો. પણ ખરી સત્તા તો મેમલુકોની હતી. એ લોકો મોટા જાગીરદાર જેવા હતા. તેના તાબામાં મિસરના જૂદા જૂદા પ્રાંતો હતા. એ લોકો એક બીજા જોડે લડતા, અને તુર્કિ સરકાર સામા પણ બખેડા કરતા હતા. એમની પાસે ઘોડેસ્વાર ઘણા સારા હતા અને તે જાતે ઘણા ધીટ, લડાઈના કામમાં કુશળ, અને શૂરા હતા. તેમનામાં એવી ચાલ હતી કે, એક અધિકારી મુવો એટલે સર્વથી જે શ્રેષ્ઠ અને શૂરો હોય તેને ગાદી ઉપર બેસાડતા. નેપોલિયન કહેતો કે, "મેમલુકના સ્વાર અને ફ્રેન્ચ પાયદળ એકઠા થાય તો તે આખી દુનિઆને જિતે." એ લોકો પ્રજાને ઘણી પીડતા, તેથી ફળદ્રુપ જમીનના સારા ખેડુતને પણ ખાવાના સાંસા હતા.

તા૦ ૭ મી જુલાઈ સને ૧૭૯૮ ને દિવસે તે સિકંદરિઆથી કેરો જવા નીકળ્યો. મુસલમાનો તૈયાર ન થાય તેની પેહેલાં ધસી જવાનો તેનો વિચાર હતો. નાઈલ નદી ઉપર કેટલુંએક લશ્કર મૂકીને બીજું આગળ ચાલવા લાગ્યું.

ત્યાંની હવા ઘણી ખરાબ હતી. નાના પ્રકારનાં જીવજંતુ માણસને ઘણું દુઃખ દેતાં અને તપેલી રેતીથી આંખો આવતી. પાણીની પણ તાણ હતી. પાણી કોઈ ઠેકાણે મળે તો તે ઘણું નઠારૂં. એક વાર એવું બન્યું કે, તેમની આંખે સારાં સ્વચ્છ પાણીનું તળાવ દીઠું, તેથી તરસથી વ્યાકુળ થએલા ફ્રેન્ચ લોકો ખુશી થઈને તેણી મેર પાણી પીવા દોડયા. ઘણે દૂર સુધી ગયા પણ પાણી તો દીઠું નહિ. ત્યારે એ મૃગજળ છે એમ તેમણે જાણ્યું. મિસર દેશમાં તાપ ઘણો હોવાથી મૃગજળના ચમત્કાર ઘણી વાર જોવામાં આવે છે. રસ્તામાં માણસ, જનાવર, ઝાડ વગેરે કંઈ નજરે પડતું નથી.

એવો પ્રદેશ જોઈ ને લશ્કરના ઘણા કસાયલા લોકો પણ હિંમત હારી ગયા. કેટલાએક કહેવા લાગ્યા કે અમને સાત એકર જમીન આપવાના તે એ જ કે ? નેપોલિયનનું મન અને શરીર વિલક્ષણ દૃઢ હતાં, તેની હિંમત તલ માત્ર ડગેલી હોય એમ જણાયું નહિ. તાપથી બીજા લોકો પોતાના શરીર ઉપરનો પોષાક કહાડીને ફેંકી દેતા. દહાડે ત્રણ કલાક તેમને ઉંઘવું

પડતું, પણ નેપોલિયને પોતાની રીતભાતમાં કશો ફેર પડવા ન દીધો. ફ્રાન્સ દેશમાં જે કપડાં પેહેરતો તે જ અહીં પણ પેહેરતો, તો પણ તેના કપાળ ઉપર પરસેવાનું ટીપું પણ દેખાતું નહિ. રાત્રે સર્વથી મોડો સુવે અને સવારમાં સર્વથી પેહેલો ઉઠે. નેપોલિયન જાતે એ પ્રમાણે સોસતો હતો પણ લોકો ઘણા કંટાળ્યા હતા અને કેટલાક તો બખેડો કરવાના મનસુબા ઉપર હતા. તેથી તેમને દાબમાં રાખવાની તેને પંચાયત પડી. તેણે એ બાબત ઉપર સેંટ હેલીનામાં હતો ત્યારે કહ્યું કે, "હું એક વાર એકાએક એક મંડળી બેઠી હતી તેમાં ગયો અને તેમાં એક લાંબો માણસ બેઠો હતો તેના ઉપર ગુસ્સાથી બોલ્યો. તું ફીતુર કરવાનું કહે છે, યાદ રાખ, નહિ તો મારે મારી ફરજ બજાવવી પડશે. આટલો ઉંચો છે તો પણ એ કલાકમાં તેને ગોળીથી વિંધી નાંખીશ ત્યારે તારી ઉંચાઈ તને ઉપયોગી થશે નહીં."

કેટલાએક દહાડા તો દુસ્મન કશે દેખાયા નહી, પણ પછી કેટલેક ઠેકાણે નાનાં નાનાં ટોળાં જણાવા લાગ્યાં. એકાદો ફ્રેન્ચ સિપાઈ એકલો લગાર આગળ જાય અને દુસ્મનના હાથમાં સપડાય તો તે તેમને મારી નાંખતા, તેથી ફ્રેન્ચ લોકોને ઘણી સાવચેતી રાખવી પડતી. તે લોકો નિશાન મારવામાં અને ઘોડા ઉપર બેસવામાં ઘણા હોંશિઆર હોવાથી ફ્રેન્ચ પાયદળને દૂરથી ઘણા પજવતા. એથી તેમને રાત્રે પણ ઘણી હુંશિઆરી રાખવી પડતી. થોડો વા વાય એથી રેતીથી આંખો ભરાઈ જાય અને તાપથી આંખે ઝાંઝવાં વળે. એથી ફ્રેન્ચો ઘણા ગભરાયા. તેમની જોડે વિદ્વાન લોકો ઘણા હતા. સિપાઈઓ ધારતા કે કદાપિ આ સ્વારી એકાદી શાસ્ત્રીય વિષયની શોધ સારૂં તો નહીં હોય? આજુબાજુ ફોજ અને વચ્ચે વિદ્વાનો રહેતા અને લસ્કરે ચાલવા માંડયું, એટલે તો લોકો મિસરનાં ગધેડાં ઉપર બેસતા ત્યારે "પોઇસ, ગધેડાને રસ્તો આપો" એમ જે કહેતા હતા તેવું કહી સિપાઇઓ તેમની મસ્કરી કરતા.

પ્રથમ એક બે ઝપાઝપીમાં તો મુસલમાનોએ સારો ટકાવ રાખ્યો. પણ ફ્રેન્ચ લોકોનાં કળાકૌશલ્ય આગળ તેમની સરસાઈ ચાલી નહીં. આખરે તા૦ ૨૫મી જુલાઇએ તેઓ મિસરની પ્રસિદ્ધ ભવ્ય ઇમારત (પિરામિડ—મિનારા) આગળ આગળ આવી પહોંચ્યા. ત્યાં તુર્કી લશ્કર તૈયાર જ

હતું. નેપોલિયને પોતાના લશ્કરને ઉશ્કેરવાને ભાષણ કર્યું ને તરત જ બન્ને લશ્કરોની લડાઈ શરૂ થઈ. એ લડાઈ થોડા વખતની પણ જબરી હતી. મુસલમાન લોકો ઘણા ઉતાવળા ને ગર્જના કરતા દુશમનો ઉપર ધસ્યા. પણ ફ્રેન્ચો આગળ તેમનું કશું ચાલ્યું નહીં ત્યારે ગાંડા જેવા બનીને તેમના ઉપર ઘોડા ફેંકીને હાથમાંનાં હથિયારો તેમનાં માથામાં મારવા લાગ્યા. જખમી થઈને ભોંય પડતા તે સુદ્ધાં ગબડતા જઈને દુસ્મનમાંથી જે હાથ લાગે તેના પગ કાપી નાંખતા. આખરે ફ્રેન્ચોના ભડમારથી મુસલમાનોનાં ઘણાં માણસો ખપી ગયાં. કેટલાકો નાઈલ નદીમાં કૂદી પડ્યા, તેથી હેલો મિસર અને કેરો શેહેર ફ્રેન્ચોને મળ્યાં. આ લડાઈથી તેઓ નેપોલિયનને નામે કાંપવા લાગ્યા. અને તેને 'સુલતાન કબીર' કહેવા લાગ્યા, તથા તેમની બંદૂકોને ઈશ્વિરના કોપનાં ચિન્નો તે લોકો માનવા લાગ્યા.

ફ્રેન્ચ લોકોએ ઘણાં દુખો વેઠ્યાં તેનો બદલો મળવાનો આ પ્રસંગ આવ્યો. તુર્ક લોકો લડાઈમાં જાય છે ત્યારે પોતાના પૈસા પોતાની સાથે રાખે છે, તેથી આ લડાઈમાં મુવેલા અને પાણીમાં ડુબી મુવેલાઓનાં મુડદાંની ફ્રેન્ચોએ તપાસ કરી, તેમાંથી તેમને ઘણું દ્રવ્ય મળ્યું. અને શેહેરમાંથી તથા આસપાસનાં ગામડાંમાંથી જે લોકો પોતાના ઘરબાર છોડીને નાશી ગયા હતા, તેમનાં ઘરમાંથી પણ વિપુલ સંપત્તિ મળી આવી. વળી સાથેના વિદ્વાન લોકોએ પણ જુની ઈમારતોમાંની વસ્તુઓનો ઘણો જ શોધ કરીને તેમાંની જે સારી ઉપયોગી ચીજો જડી તે સાથે લીધી. નેપોલિયન જાતે દુનિયાની જાણીતી ભવ્ય ઈમારત પિરામિડમાં ગયો અને તે વચ્ચોવચ્ચ ઉભો રહીને બોલ્યો કે, 'ઈશ્વિર એક છે, અને મહંમદ તેને વિષે જ્ઞાન કરી આપનાર છે*', એ વાકય બોલ્યો. એ વખતે તેની જોડે કેટલાએક મુસલમાન હતા તેમને તેની આસ્થા વિષે સંશય હતો જ તે મોટી ગંભીરાઈથી બોલ્યો: "ઈશ્વિર દયાળુ છે, ને તમે મોટા શાસ્ત્રજ્ઞ પ્રમાણે બોલો છો."

---

*** આ વાકય મહમંદી ધર્મમાંનું મુખ્ય છે. તેને એ લોકો કલમો કહે છે તેનો ભાવાર્થ છે. તે કલમો દરેક મુસલમાનો બોલે છે તે આ છે:—"લાઇલા હા ઇલ્લાલ, મહંમદુર્રસુલુલ્લા".**

કૈરોમાં જિત મેળવ્યા પછી આઠ દશ દિવસે સિકંદરિઆમાં રહેલા ફ્રેન્ચો ઉપર મોટી આફત આવી. ભૂમધ્ય સમુદ્રમાં ફ્રેન્ચ વહાણોનો શોધ કરીને ફરીથી નેલ્સન મિસર દેશના કિનારા ઉપર આવ્યો, ત્યારે ફ્રેન્ચ વહાણો ત્યાં જ હતાં તેથી ત્યાં બંને લશ્કરો વચ્ચે એક આખો દહાડો ને રાત અબુકારના અખાતમાં ભયંકર લડાઈ થઈ, તેમાં ફ્રેન્ચો છેક જ હારી ગયા. તેમનાં મોટાં મોટાં વહાણો બળી ગયાં અને કેટલાંક ઈંગ્રેજોએ પકડયાં તેમાંથી કેટલાંએક જોખમાયલાં વહાણો નાશી છૂટયાં તેમાં ત્રણ હજાર ફ્રેન્ચ સિપાઈઓ જીવતા રહ્યા. બીજું બધું સમુદ્ર ઉપર મૂકેલું લશ્કર નાશ પામ્યું. એવી રીતે વહાણોનો નાશ થવાથી ફ્રેન્ચોનો આધાર તુટી ગયો. તેથી ફ્રાન્સથી બીજી મદદ આવે ત્યાં સુધી મિસર દેશમાં જ જે મળે તે ઉપર દહાડા કહાડવા સિવાય બીજો ઉપાય રહ્યો નહિ.

નેલ્સન આવ્યા પેહેલાં નેપોલિયનનો વિચાર એવો હતો કે, પાછા ફ્રાન્સ જઈ મિસર દેશમાં ફ્રેન્ચ રાજ્ય કાયમનું સ્થાપવા સારૂ લશ્કર વગેરે જરૂરની ચીજો જોઈએ તે લાવવી. પણ બીજા કોઈને મોકલવાથી તેનું કહેવું ત્યાંના અધિકારીઓ ગણકારશે નહિ એમ તે જાણતો હતો. એ વગર બીજી ધારણા એમ હતી કે, મિસર દેશ તરફ ઈંગ્રેજોનું મન લાગ્યું છે, એટલામાં એકદમ ખુદ ઈંગ્લાંડ ઉપર હુમલો કરવો. પણ અબુકારની લડાઈનું પરિણામ સાંભળીને નિસાસો મૂકીને બોલ્યો : "ફ્રાન્સ દેશના નસીબમાં જમીનનું રાજ્ય છે અને ઈંગ્લાંડના નશીબમાં સમુદ્રનું ધણીપણું છે."

અબુકારની ખરાબીનું દુઃખ તેણે શૂરાને શોભાવે એવી હિંમતથી ખમ્યું. લડાઈમાંથી બચેલા સિપાઈઓની વળી એક પલટણ બનાવી, તમામ લશ્કરનો સારો બંદોબસ્ત કરી, જિતેલા દેશની ચઢતી કળા થાય એવી રીતે રાજ્ય ચલાવવા લાગ્યો. અને મુસલમાન લોકોને સારૂં મનાવવાને તે તેમના જેવો પોષાક સુદ્ધાં પેહેરવા લાગ્યો. પણ સાથેના લોકો તેને જોઈને હસવા લાગ્યા માટે તેણે પાછો ઝટ મિસરી પોષાક પેહેરવાનો છોડી દીધો. તેણે જે રાજ્યવ્યવસ્થા કરી તે ઉપરથી એ પુરૂષ મોટી ચમત્કારિક બુદ્ધિનો, તદબીરીઓ, અને ઉદ્યોગી હતો એમ લાગ્યા વિના રેહેશે નહિ.

મારે મિસર દેશનું રાજ્ય જોઇએ છે એમ કોઇ રીતે ન જણાવતાં, તેણે તે લોકોને એમ કહ્યું કે, મેમલુક લોકોના જુલમથી છોડાવીને કાયદાથી અને ઇનસાફથી રાજ્યબંધારણ બાંધીને પછી તુર્કસ્તાનના બાદશાહને સ્વાધીન કરી દેવાને માટે હું આવ્યો છું. એમ કહીને પછી તેણે કાજી અને મોલવીઓની બે સભા સ્થાપીને તેના અભિપ્રાય પ્રમાણે બધો અમલ ચાલે એવો ઠરાવ કર્યો. મેમલુક લોકો જોરજુલમથી કર વગેરે પુષ્કળ લેતા હતા, તેને લીધે નેપોલિયને બેસાડેલા કરથી લોકોને કંઈ માઠું ન લાગ્યું. કારણ કે તે પેહેલાં કરતાં વધારે નહોતા તેમ જ તે વસુલ કરવાની રીતિ, કોણે કેટલો કર આપવો વગેરે બાબતો સુધરેલા દેશની રીતિ પ્રમાણે ઇનસાફથી બાંધી હતી.

વળી કાયદાને બધાએ માન આપવું જોઇએ એમ તે અંતઃકરણથી માનતો હતો અને તે બરાબર ચલાવવાને ઘણી મેહેનત કરતો હતો તેને લીધે ઘણા દિવસ અંધાધુંધીમાં રહેલા લોકોને મોટી નવાઈ લાગી. એક વાર કોઈ માણસે એક ગરીબ ખેડુતનું ખુન કર્યું તે ઉપરથી નેપોલિયન ઘણી ખંતથી તે ખુનીની શોધ કરવા લાગ્યો, તે ઉપરથી એક મુસલમાન હસીને કેહેવા લાગ્યો, સુલતાન કબીર સાહેબનો એ કોઈ સગો છે કે શું? એ સાંભળી નેપોલિયન બોલ્યો છીઃ એમ નથી પણ એના કરતાં વધારે મોટું કારણ છે 'તે એ કે પરમેશ્વરે જે લોકોનું રાજ્ય મારે હાથે આપ્યું છે તે લોકોમાં તે મુખ્ય છે.'

વળી મક્કે જનારા મુસલમાન જાત્રાળુઓના રક્ષણ માટે જે ઉપાયો તેણે કર્યા તેથી મુસલમાન લોકો ઘણા ખુશી થયા. તેને લીધે કુરાનના ફરમાનની વિરૂદ્ધ છતાં પણ તેમણે ફ્રેન્ચ લોકોને ખંડણી આપવાનું કાયદાસર છે એવા જાહેરનામાં પ્રસિદ્ધ કર્યાં.

એવી રીતે નેપોલિયન અમલ ચલાવતો હતો ત્યારે સાથેના વિદ્વાન લોકો અને કારીગરો ઘણી મેહેનતથી શાસ્ત્રીય વિષયોનો શોધ કરવા પાછળ મંડયા. એમની એ મેહેનતથી આખા યુરોપખંડના વિદ્વાનોને ફાયદો થયો. મિસર દેશની પ્રાચીન ભાષા, વિદ્યા, કળાકૌશલ્ય, અને રાજનીતિ વગેરે વાતો વિષે જે પછીથી શોધ

લાગ્યો તે સઘળાને આ લોકોની મેહેનત ફળી. તેમાં તેણે માત્ર મોજની જ બાબતો શોધી એમ નથી, પણ સેનાપતિના હુકમથી તે વખતની તે દેશની ખેતી વગેરે કરવાની રીતિ વગેરે સુધારવાની ઘણી મેહેનત કરી. નાઇલ નદીનું પાણી આણવાને સારૂ તાલમી નામના રાજાએ બાંધેલી નેહેર સેંકડો વરસ થયાં નિરૂપયોગી થઈ ગઈ હતી તે તેણે દુરસ્ત કરાવી. તેથી દેશમાં ખેતીનું કામ જારી થયું. લોકોની માલમત્તા નિર્ભયતાથી રહેવા લાગી. હાલમાં મિસર દેશમાં જે સુધારો છે તેનો પાયો નેપોલિયનને દાખલ કરેલો છે એમ ઘણા ઇતિહાસકારોનો મત છે.

એક વાર માત્ર કેરો શેહેરમાં નાનું સરખું હુલ્લડ થયું હતું, તે તેણે તરત જ બેસાડી દીધું. એ વગર જિતનારૂં પરદેશી લશ્કર દેશમાં છતાંયે ત્યાં સર્વ ઠેકાણે સમાધાની અને સુખશાતા હતા, એવો વખત આ દેશને ઘણે મુદતે મળ્યો હતો. એવી રીતે તેણે ૧૭૯૮નું વરસ ત્યાં ગાળ્યું. તે પથારીમાં સુતો હોય અને ઉંઘ ન આવી તો કાંઈ પુસ્તક વાંચવાને એક આદમી તેની પાસે હમેશાં તૈયાર રેહેતો.

કેટલાએક મેમલૂક નવાબો દૂરના પ્રાંતોમાં કેટલાએક માણસો જમાવીને બખેડા કરતા હતા તેની પુંઠ પકડીને ઉપલો મિસર પણ ફ્રેન્ચોએ જિતી લીધો. તે મિસર દેશમાં હતો તે દરમ્યાન તેને ફ્રાન્સના સમાચાર મળ્યા નહોતા. પણ આખરે આસ્ટ્રીઅન લોકો ફરીથી ફ્રાન્સ જોડે લડવા લાગ્યા. તેમ જ મિસર દેશ ફ્રેન્ચોએ લીધો એમ જાણીને તુર્ક લોકો ઉશ્કેરાઈ મોટું લશ્કર તેમને હરાવવા આવે છે એવા સમાચાર આવ્યાથી તેનો જીવ ઉંચો થયો: તથાપિ હાલમાં કંઈ લડાઇનો પ્રસંગ આવતો નથી એમ માનીને તે રાતા સમુદ્ર અને ભૂમધ્ય સમુદ્રને જૂદા પાડનારી સ્વેઝની સંયોગી ભૂમિ તરફ ગયો. ત્યાં જવામાં તેના બે હેતુ હતા. એક, ઉપલા બે સમુદ્રો જોડી શકાશે કે નહિ તે જોવું, અને બીજો, સિરિયા દેશમાં થઇને તુર્કો મિસર દેશ ઉપર આવે તો તેના સામા થવાને સારી જગા કઈ તે જોવાનો. સ્વેઝની સંયોગી ભૂમિ પાસે તે એક વાર ડુબી મરતો હતો, પણ તે તદબીરથી બચ્યો. જાંગ જેટલા પાણીમાં છતાં ત્યાં ઉતાવળાં ભરતીના પાણી વધવા લાગ્યાં તેથી કઈ બાજુએ જવું તે સુઝે નહિ. તે સર્વ જણા ઘોડા ઉપર બેઠા હતા ત્યાં નેપોલિયને એવી

યુક્તિ કરી કે, પોતે વચ્ચે રહીને બીજા લોકોનું આજુબાજુ ટોળું કર્યું ને પછી બધાને ચાલવાનું ફરમાવ્યું અને કહ્યું કે, જેનો ઘોડો તરવા માંડે તેણે થોભવું, અને જો બધાના ઘોડા તરવા માંડે તો જેનો ઘોડો ચાલે તે ખરો રસ્તો એમ માનવું. એ તદબીરથી સઘળા પાણીની બહાર નીકળ્યા ને બચ્યા.

કેરોમાં પાછો આવ્યા પછી નેપોલિયને હિંદુસ્તાનના મ્હેસૂર પ્રાંતના ટિપૂ સુલતાનને પોતાના એક વિશ્વાસુ માણસ સાથે કાગળ મોકલ્યો. એની પેહેલાં કેટલાંક વરસ આગમચથી ફ્રાન્સ દેશના રાજ્યાધિકારીઓ જોડે ટિપૂ સાથે ઇંગ્રેજોને હિંદુસ્તાનમાંથી નસાડી મૂકવા બાબત વ્યહવાર ચાલતો જ હતો. આ કાગળમાં નેપોલિયને તેને એમ લખ્યું કે, “હું અજિત લશ્કર લઇને તમને ઇંગ્રેજોના જુલમમાંથી છોડવવા સારૂ લાલ સમુદ્ર સુધી આવ્યો છું, એ તમે જાણ્યું હશે. તમારા દેશની રાજ્ય-સ્થિતિ કેવી છે તે મને આપે જણાવવી, એવી મારી મરજી છે. મસ્કત અને મક્કાને રસ્તે તમારી મદદમાં લશ્કર મોકલવાનું બનશે. સ્વેઝ કે કેરોમાં તમારો કોઈ ભરોંસાદાર ચતુર માણસ મને મળવાને આવે તો ઘણું સારૂં. પરમેશ્વર તમારા રાજ્યની વૃદ્ધિ કરીને શત્રુનો નાશ કરો.”

નેપોલિઅનની સાથેના એક માણસે એમ લખ્યું છે કે, આ વખતે નેપોલિયન ઘણી મુદત સુધી આખો દહાડો એશિઆ ખંડનો નકશો જોયાં કરતો હતો.

હ્રોડસમાં તુર્ક લોકોનું મોટું લશ્કર મિસર દેશ ઉપર જળમાર્ગે સ્વારી કરવાને તૈયાર થાય છે, એમ નેપોલિયનને ખબર પડી. તેની પેહે-લાં જ સિરિઆ ઉપર હલ્લો કરવાના હેતુથી તે પંદર હજાર સિપાઇ કેરો શેહેરમાં રાખી તથા કેટલાંક માણસો બીજે ઠેકાણે મૂકીને પોતે દશ હજાર વીણી કહાડેલા સિપાઈઓ સાથે તા૦ ૧૧મી ફેબ્રુરવારી સન ૧૭૯૯ ને દિવસે તેણીમેર ચાલ્યો. કેટલોક રસ્તો કાપ્યા પછી તા૦ ૧૫ મી ફેબ્-રવારીએ તેણે એલૂએરિસ કિલ્લો લીધો. ત્યાંના લોકોએ થોડીક વાર તો ટક્કર ઝીલી. પણ આખરે થોભાયું નહિ, ત્યારે અમને દુખ દીધા વિના જવા દ્યો તો અમે ફરીને લશ્કરમાં દાખલ થઈશું નહિ એવી શરતથી તે શત્રુને શરણ થયા.

ત્યાર પછી નેપોલિયનને ફિલિસાઇન લોકોનું જુનું શેહેર ગાઝા જિતી લીધું. ત્યાં કોઇએ અટકાવ કીધો નહિ. પણ અગાડી જાફા શેહેર લેવા જતાં ત્યાંના તુર્કી લોકોએ મોટી હિંમતથી તેની જોડે લડાઈ કરી. આખરે એક જબરો ધસારો કરીને તે શેહેર ફ્રેન્ચોએ લીધું. તે લડાઇમાં ત્રણ હજાર તુર્કો માર્યા ગયા. ત્રણ કલાક સૂધી એ શેહેર લૂટવાની ફ્રેન્ચોને પરવાનગી મળી હતી. એટલા ટુંકા વખતમાં તેમણે મોટી ખરાબી કરી. તે બાબત નેપોલિયન જાતે કહેતો કે, "આવું ક્રૂર-પણું બીજા કોઈ સિપાઇઓએ અગાઉ કર્યું નથી." આખરે બારસેં દુસ્મનના માણસો હથિઆર છોડીને ફ્રેન્ચોને સ્વાધીન થયાં. પણ જે અધિકારીએ તેમને કેદ કર્યાં તેની ઉપર નેપોલિયન ઘણો ગુસ્સે થયો. કારણ સિપાઈ લોકો બબડવા લાગ્યા કે, આપણો જ ખોરાક ખૂટવા આવ્યો છે તો આ જંગલી લોકોને સારૂં ખોરાક ક્યાંથી આણવો? આખરે મુખ્ય લસ્કરી અમલદારોને ભેગા કરીને તેણે મનસુબો કર્યો કે આ કેદીઓનું શું કરવું? તેમાં એમ ઠર્યું કે, એમની ઉપર દયા કરવાનો એકે રસ્તો રહ્યો નથી. માટે ત્રણ દિવસમાં તેમને મેદાનમાં જથ્થાબંધ ઉભા રાખીને ગોળી અને બીજાં હથિઆરો વડે તેમનો નિર્દય ફ્રેન્ચોએ નાશ કર્યો. ગાય વાઘને માન આપે છે તેમ તે બિચારાએ મુંગે મોંઢે એ દેહદંડ ભોગવ્યો. અમને છોડી દેશો તો અમે ફરીને લડાઇમાં નહિ ભળીએ એવી કબૂલાત આપનારા તે લોકો હતા પણ તેમને કબજામાં રાખનાર માણસો નેપોલિયન પાસે નહોતા, માટે આ નિર્દય કર્મ કરવું પડયું એવો તેના પક્ષકારો તેનો બચાવ કરે છે. તથાપિ તેના હાથથી તેને નિંદાવનારાં જે જે કામો થયાં તેમાંનું આ પણ એક છે, એમ ઘણાનો વિચાર છે.

જાફાથી એક્કર શેહેર લેવાને તે ગયો. એ શેહેર સિરિઆના નાક જેવું છે. એ એકલું લીધું કે, આખો દેશ જિતાયો એમ તેને લાગતું હતું. તે કહેતો કે, એ શેહેર મળ્યું એટલે તુર્કી લોકોને સાથે લઈ કાન્સ્ટાટિનોપલ ઉપર સ્વારી કરી ત્યાંથી આડ્રિઆનોપલને રસ્તે જઇને આસ્ટ્રીઆનો પરાભવ કરી વ્હિએના જિતી લઇને એ જ રસ્તે હું ફ્રાન્સ જઇશ. એ મસલત પાર પાડવાને ત્યાંના કિલ્લેદારને કહાવ્યું કે તુર્કસ્તા-

નના અમલમાંથી છોડાવીને તમને સ્વતંત્ર રાજ્ય સ્થાપી આપું છું. પણ તે કહેણ તેણે માન્યું નહિ.

એ જ વખતે ત્યાં ઇંગ્રેજી નૈકાસૈન્યાધિપતિ સર સિડ્‌ની સ્મિથ આરમાર સહિત આવી પહોંચ્યો. તેથી ત્યાંના તુર્કોને મોટી સહાય મળી અને ત્યાં ઘણી જોસબંધ લડાઇઓ થઈ, તો પણ ફ્રેન્ચોનું કશું વળ્યું નહિ. ઘેરો નાંખ્યાને બે માસ થયા તો પણ શેહેર હાથ આવ્યું નહિ અને કૈરોથી નીકળ્યાને ઘણા દિવસ થયા માટે ઝટ પાછા જવાની જરૂર હતી. માટે લશ્કરને ફરીથી જાફામાં લઈ જવાનો તેણે વિચાર કર્યો. આજ સુધીમાં ફ્રેન્ચોની એવી પાછી પાની થઈ નહોતી, તેથી આ બનાવથી તેને ઘણું માઠું લાગ્યું. આ ફ્રેન્ચોની પાછી પાની થવાનું મુખ્ય કારણ સિડ્‌ની સ્મિથ હતો.

આ વખતે લશ્કરમાં મોટો રોગ ફાટી નીકળ્યો. પરસેવો વળતાંની સાથે જ સઘળા ગભરાઈ જતા. જે લોકો એ રોગના ભોગ થઈ પડયા હતા તેમણે તો બચવાની આશા જ મૂકી. નિરોગી માણસો તે રોગીની પાસે જવાને ડરવા લાગ્યા. માત્ર નેપોલિયન જ એકલો તેમની પાસે જઇને મીઠું બોલી તેમને ધીરજ આપતો અને બીકણપણાને માટે બીજા ઉપર ગુસ્સે થઇને રોગીની ગલીચી પોતાને હાથે ધોઇને સાફ કરતો.

જાફાથી પાછા ફરતાં તેણે એક વાત કરી એમ કેહેવાય છે. તે સારી કે માઠી એ બાબત યુરોપના ગ્રંથકારોમાં ઘણા દિવસ સુધી તકરાર ચાલી હતી. એ વાત એ કે, કેટલાએક લોકો છેક મરણોન્મુખ માંદા હતા તેમને સાથે લેવાની સગવડ નહોતી, તેમ જ મૂકીને જાય તો વેર લેવા ખાતર એવા માણસોની પણ તુર્કો માઠી અવસ્થા કરે, એમ ન થાય અને વેહેલું મોત આવે માટે તેણે તેમના ઓસડમાં અફીણ ભેળાવ્યું. તે કહેતો, ખુદ મારો છોકરો હોત તો પણ તેનો એવી જ અવસ્થામાંથી છૂટકો કરવાને તેમ જ કર્યું હોત અને હું એવી સ્થિતિમાં હોઉં ત્યારે મને કોઈ એમ કરે તો તેણે મિત્રત્વનું ઉત્તમ કર્તવ્ય કર્યું એમ હું માનું. એ અફીણ ઘણા થોડા આસામીઓને આપ્યું હતું પણ શત્રુએ એ

સંખ્યાને સહરાવીને મોટી કરી. નેપોલિયનની જોડના આ વખતના માણસો તો તેને ખોટી કહે છે.

જાફાથી કેરો જતાં રસ્તામાં તેની ઘણી માઠી અવસ્થા થઈ. ફ્રેન્ચ લોકોને રસ્તા ઉપર રેહેવાશીઓએ ઘણું દુઃખ દીધું. સાથે જખમી અને આજારી માણસો હતાં તેમની દુર્દશા થઇ. તાપ ઘણો તેથી સિપાઇઓને તરસ્યા મરવું પડયું, અને દુશ્મનો તેની પાછળ લાગેલા જ હતા. તેથી જે પાછળ પડે તે શત્રુને હાથે ઝબે થયા વિના રહેતો નહિ. સ્વસંરક્ષણની વખત આવી કે માણસો કેવા ક્રૂર થાય છે તેનું ઉદાહરણ આ વખતે ફ્રેન્ચ લશ્કરમાં નજરે પડતું હતું. જખમી અને આજારીમાંથી એકાદ જણાથી ન ચલાયું એટલે તે કાલાવાલા કરતો રહેતો અને તેને મૂકીને તેના સાથીઓ અગાડી ચાલતા અને કેટલાક તો તેની મશ્કરી કરતા કે આપણા મિત્રે હવે અહિં જ મૂકામ કર્યો. એ વખતે નેપોલિયને માત્ર ઉદાર પુરૂષને લાયકનું આચરણ રાખ્યું હતું. તેણે હુકમ કર્યો કે, તમામ ઘોડા આજારી માણસોને બેસવાને આપવા. એવો હુકમ થયા પછી થોડીક વારે એક ચાકરે તેને પૂછ્યું કે આપને માટે કયો ઘોડો રાખવો છે ? તેનો તેણે ગુસ્સાથી જવાબ દીધો: 'મૂર્ખ! તને હુકમની ખબર નથી કે ? કોણે કોણે પગે ચાલવું અને સર્વથી અગાડી મારે ચાલવાનું છે! નીકળ અહિંથી" એ પ્રમાણે બોલીને તે છેવટ સુધી ચાલ્યો હતો. તે રસ્તામાં માંદા માણસો પાસે જઇને મીઠા વચનથી તેમને ધીરજ આપતો.

રસ્તામાં એક વાર કેટલાક આરબ એને મારવા સારૂ ઝાડીમાં ભરાઈ બેઠા હતા તેમણે એના ઉપર ગોળી ફેંકી, પણ તે તેને ન વાગતાં પાસેથી ચાલી ગઈ અને ગોળી ફેંકનારાઓને ફ્રેન્ચોએ મારી નાંખ્યા. આખરે તા૦ ૧૪ મી જુન સન ૧૭૯૯ને દિવસે ફરીથી તે કેરોમાં આવી પહોંચ્યો. ત્યાંના લોકોને પોતાની હાર થયાની વાત તેણે જણાવી નહિ.

કેરો પહોંચ્યો પછી ઝટ તેને માલમ પડયું કે, કાન્સ્ટાન્ટિનોપલથી મોટું લશ્કર નાઇલ નદી ઉપર આવ્યું છે. તેની સાથે કેટલાંક મિસરના માણસો પણ મળી ગયાં છે. એ સાંભળતાં જ દેસેકસને કેરોના સર્વ

કામકાજનો અધિકાર આપીને પોતે ઘણી જ ઉતાવળે અલેકઝાંડ્રિયા (સિકંદરિયા) ગયો. તે ત્યાં તા૦ ૨૪ મીએ જઈ પહોંચ્યો ત્યારે ફ્રેન્ચ ફોજ અબુકીરના અખાતમાં શત્રુના હુમલાની વાટ જોતી તૈયાર હતી. ઉંચાઈ ઉપરથી દુશ્મનના મારાની જગા વગેરે જોઇને પાસે મુરાત્ નામે અમલદાર હતો તેને નેપોલિઅન કહેવા લાગ્યો: "ગમે તે થાય પણ આવતી સવારે જગાના દાવાનો ફડચો થવો જોઇશે." તેના જવાબમાં મુરાતે કહ્યું: "ધન્ય આ ફોજના નશીબને."

બીજે દહાડે પોહો ફાટતાં જ લડાઇની શરૂઆત થઈ, તેમાં પહેલાં તો તુર્ક લોકો કેટલીક વાર સુધી હિંમતથી લડયા, પણ ફ્રેન્ચ લોકો આગળ આપણું કંઈ ચાલતું નથી એમ જોઈ ગભરાઇ જઇને ગાંડા સરખા ગમે તેમ લડવા, લાગ્યા તેથી આખરે તેમનામાં ભંગાણ પડયું. એ વખતે દુશ્મનને હાથે નહિ જવાના ઈરાદાથી હજારો તુર્ક સિપાઇઓ દરિઆમાં કુદી પડયા. તેમની પાઘડીથી સમુદ્ર ભરાઈ ગયો. લડાઈ અંતે સમુદ્રમાં મળી ને તેમનાં બાર હજાર માણસો પડયાં અને દશ હજાર ફ્રેન્ચોને હાથ કેદ પકડાયાં. તેમાં મુસ્તફા નામે તેમનો સરદાર હતો. તેને નેપોલિયનની અગાડી આણ્યો. ત્યારે તેણે તેને કહ્યું: "નશીબના જોગે આજ તમે હાર્યા તોપણ ઘણી હિંમતથી લડયા છો. એ વાત હું તમારા સુલતાનને જણાવીશ." એનો મુસ્તફાએ ઉત્તર દીધો કે, "એટલી તસ્દી લેશો માં, તમારા કરતાં મારો ધણી મને સારી પેઠે ઓળખે છે."

સિડની સ્મિથે નેપોલિયનને વાંચવા સારૂ જર્મન વર્તમાનપત્રના કેટલાએક અંકો મોકલ્યા તે ઉપરથી તેને માલમ પડયું કે, આસ્ટ્રીઆએ ઈટાલીનાં સંસ્થાનો પાછાં લીધાં. એ ખબર જાણીને બંદોબસ્ત કરવા ફરીથી એક વાર નેપોલીઅન તા૦ ૯મી આગષ્ટે કેરોમાં આવ્યો. ત્યાં જે કરવાનું હતું તે કરીને પોતે પાછો ફ્રાન્સ જાય છે એ વાત પોતાના લશ્કરને ન જણાવતાં તા૦ ૨૨ મી આગસ્ટે વહાણમાં બેસવા માટે કિનારા ઉપર આવી પહોંચ્યો. જે કામદારો અને વિદ્વાનોને પાછા તેડી જવાના હતા તેમને એ જગા ઉપર હાજર થવાનો આગળથી હુકમ મોકલ્યો હતો. અને તે જ દહાડે હું વતનમાં જાઉં છું, કલેબરને મેં

મારી જગાએ નીમ્યો છે, એવું લશ્કરને એક જાહેરનામું કહાડીને જણાવ્યું. સેનાપતિ આપણને મૂકીને એકલો સ્વદેશ ગયો, એ વિચારથી સિપાઇઓને લગાર માઠું લાગ્યું. પણ કલેબરે તે સઘળાને સમજાવ્યા. વળી 'શાને માટે મારે પાછું જવું પડે છે' એ બાબતની સારી સમજણ પડે એમ તેમને કહેવા સારૂ કેટલાક ચતુર માણસોને કહેવાનું કેટલુંક કહી રાખ્યું હતું.

વળી જતી વખત તેણે કલેબરને એક પોતાના નિયમ પ્રમાણે કાગળ લખ્યો. તેમાં તેણે એમ લખ્યું હતું કે, "તા૦ ૧૦મી જુન સુધીનાં ઈંગ્લાંડનાં વર્તમાનપત્રો તમને મોકલ્યાં છે. તે ઉપરથી તમે જાણશો કે, ઇટાલી દેશ દુશ્મને આપણી પાસેથી પાછો લીધો, માટુઆ, તુરીન વગેરે શેહેરો દુશ્મનના ઘેરામાં છે. ઈશ્વર કૃપા કરે તો ઓકટોબર પેહેલાં યુરોપમાં જવાની મારી ઇચ્છા છે. તુલોંમાં આપણાં વહાણો આવ્યા પછી મિસર દેશમાંના આપણા લશ્કરને મદદ કરવાને બીજા સિપાઈઓ ને લડાઇનો સામાન મારાથી મોકલી શકાશે. પછી સરકાર તમારી સાથે પત્રવ્યવહાર રાખશે અને હું સરકારી અને ખાનગી સંબંધી વારંવાર ખબરો મોકલવાની તજવીજ કરીશ.

એ ઉપરાંત તેણે કલેબરને એમ કહ્યું કે, "બે મહિના સુધીમાં તમને મદદ ન આવી પહોંચે તો મિસર દેશ છોડી દેવો ઘટે તો છોડી દેજો." તે પછી તેણે રાજ્યકારભાર કેમ ચલાવવો તેની ઘણી તરેહથી સમજણ પાડી. તેમાં વધારે એમ કહ્યું કે, "ખ્રિસ્તી લોકોનાં મન દુખવશો નહિ, તથાપિ ખ્રિસ્તી અને ફ્રેન્ચ લોકો એક જ છે એમ મુસલમાનો જાણે નહિ એમ હોંશીઆરી રાખજો." અને આખરે એમ કહ્યું કે, "જે લશ્કર હું આજ તમારે હવાલે કરૂં છું તેમાંનાં માણસો મારાં ફરજંદો છે એમ સમજજો. હમેશાં મોટા સંકટમાં પણ તેમણે મારા ઉપર ઘણું હેત રાખ્યું, એ તેમની મતિ કાયમ રાખવી. તમારી લાયકી ઉપરથી હું તમને ચાહું છું અને તેથી જ મેં તમને આ અધિકાર આપ્યો છે."

એવી સમજણ આપીને તા૦ ૨૩મી એ તે વહાણમાં બેઠો. આવતી વખતે સેંકડો ભભકદાર વહાણોની હારની હાર લાંબે સુધી નજરે પડતી હતી તે આ વખતે બધી નાશ પામી,

ભાંગેલાં થોડાંક વહાણુ હતાં તે હંકારીને ચાલવા માંડ્યું અને કિનારા સુધી પહોંચાડવા આવનારાઓના મનમાં માઠું લાગ્યું અને કેટલાક ચાકર લોકો તો છનામાના તેમાં ચઢી બેઠા. આ સફરમાં નેપોલિયનનું મન ઘણું ફિકરમંદ હતું. કેમકે ઈંગ્રેજી વહાણો હમેશાં ભૂમધ્ય સમુદ્રમાં ફરતાં રહેતાં તે જો મળી ગયાં તો તેની સામા ટક્કર ઝીલવાની તેની તૈયારી નહોતી. તે એવી ચિંતામાં હતો તો પણ મન સ્થિર રાખીને, બૈબલ, કુરાન, હોમરનાં કાવ્યો વગેરે ગ્રંથો વાંચતો અને જુના વખતની વાતો તથા એશિઆ ખંડની રીતભાત વિષે સંભાષણ કરતો અને કોઈ કોઈ વાર ભૂમિતિના સિદ્ધાંત છોડવતો અને કોઈ કોઈ વાર સૌ સાથે જમવા બેસતો. એમ કરતાં તારીખ ૩૦મી સપ્ટેમ્બરે પોતાની જન્મભૂમિ અજેશિઆમાં આવીને મુકામ કર્યો. ત્યાં તેને એટલા લોકો મળવા આવ્યા કે, તેના કહેવા પ્રમાણે જાણે સગાનો વરસાદ વરસ્યો. આખરે સારો પવન અને લોકોની મુલાકાતના કંટાળાથી પાછાં તા૦ ૭મી ઓકટોબરે વહાણો હંકાર્યાં. રસ્તામાં એક ઠેકાણે ઈંગ્રેજી વહાણો મળ્યાં ત્યારે બધા લોકો બીધા. પણ નેપોલિયને સાવધાનીથી સારી તદબીર કરી તેથી એ આફતમાંથી બચીને તારીખ ૯મી ઓકટોબરે ફ્રજસ નામે ફ્રાન્સ દેશના અખાતમાં તેનાં વહાણો દાખલ થયાં.

નેપોલિયન આવ્યો એમ જાણ થતાં જ અનેક પ્રકારના નાના-મોટા માણસો અને સરકારી અમલદારો તેને મળવાને ગયા. દૂર દેશથી વહાણો આવ્યાં એટલે તે ઉપરના લોકોના સ્પર્શથી દેશમાં રોગ આવે માટે કેટલાક દહાડા સુધી તે ઉપર કોઇને જવા દેતા નહોતા. એવો ધારો છતાં વહાણ ઉપર લોકોની મોટી ભીડ થતી અને તે કહેતા કે આસ્ટ્રીઆના લોકો કરતાં અમને રોગ સારો લાગે છે. તેમને લાગતું કે જ્યાં નેપોલિયન હોય ત્યાં ફતેહ જ ફતેહ. તેમાં અબુકરની જિતની હકીગતથી તો તેમનામાં કંઈ નવો જ ઉત્સાહ આવ્યો. એથી નેપોલિયન ઘણા ભભકાથી બંદરમાં ઉતર્યો. લોકોના મનનું વળણ જોઇને અધિકારીઓના હુકમ સિવાય મિસર દેશ છોડીને આવ્યાનો તેના મનમાં ભય હતો તે હવે જતો રહ્યો. પારિસ જતાં રસ્તામાં સર્વ ઠેકાણે ઘણી મમતાથી તેનો આદર-સત્કાર થયો, અને તા૦ ૧૬મી ઓકટોબરે તે પોતાને ઘેર આવી પોહોંચ્યો.

## ભાગ ૮ મો.

——:o:——

નેપોલિયન પારિસ આવી પોહોંચ્યો ત્યારે રાજ્ય ચલાવનાર અધિકારીઓ લોકોમાં અળખામણા થયા હતા અને તેમનું વજન દિવસે દિવસે ઓછું થવા લાગ્યું હતું, તેથી અધિકારીઓએ પોતાની ખુશાલી જાહેર કરીને તેને માન આપ્યું હતું. "તારૂં લશ્કર મુકીને તું કેમ આવ્યો ?" એમ પૂછવાની કોઇની છાતી ચાલી નહિ પણ ઉલટું તમામ લોકોએ તેને મોટી જયાફત આપી.

નેપોલિયન આ વખતે પેહેલાં પ્રમાણે લોકોમાં ભેળાયો નહિ, તોપણ તે લોકો સાથે મીઠાશ અને સભ્યતાથી વર્તતો હતો. ઇટાલીની ફોજમાં આવેલો કોઈ માણસ મળે કે તરત તેને ઓળખીને ઘણા ભાવથી તેની સાથે હાથ મેળવતો. તે મિસરમાં હતો ત્યારે તેની પત્ની જોસેફાઇનની વર્તણુંક વિષે લોકોએ તરેહવાર ગપો ઉડાવી હતી તે બધી તેના કાન ઉપર જવાથી તે પોતાની પત્ની ઉપર લગાર નાખુશ થયેલ હતો. પણ જોસેફાઇન ફ્રેજસમાં પોતાના ધણીને આવવાની ખબર સાંભળતાં જ તેને મળવાને પારિસથી નીકળી, તથાપિ રસ્તાનો ફેર થવાથી ધણી ધણીઆણી પારિસમાં મળ્યાં તે વખતે નેપોલિઅનનું મન તેની ઉપરથી ઉતરી ગયલું હતું. પણ ખરી હકીગત તેના મિત્રોએ જાહેર કર્યાથી પાછો પેહેલા પ્રમાણે બંને વચ્ચે સ્નેહ થયો. વળી આવે વખતે કુટુંબકલેશ કરવો ઘણો માઠો છે, એમ પણ તે જાણતો હતો.

આ વખતે સર્વ પ્રકારના લોકો રાજ્યાધિકારીઓથી કંટાળેલા હતા અને નેપોલિયન રાજ્યતંત્ર હાથમાં લે તો સારૂં એમ ધારતા હતા. તે વખતે બે પક્ષ હતા તેમાં એક પક્ષનો આગેવાન આએસીયસ્ હતો અને બીજા પક્ષનો બારાસ. હતો. તે બંને જણા નેપોલિયનની મદદ મેળવવાનું ધારતા હતા. પેહેલાં તો તે આએસીયસને ધિક્કારતો હતો પણ આ વખતે તેનો તેણે હાથ ઝાલ્યો. એ વગર નેપોલિયનનો ભાઈ લુશિયન બોનાપાર્ટ આ વખતે

પાંચશે મુખ્તિઆરોની સભાનો સભાપતિ હતો તેની તથા શેહેરના કોટવાલ ફેકેની તેને ઘણી મદદ હતી. એ સિવાય જે લોકોની મદદની જરૂર હતી તેનાં મન જોસેફાઇન પોતાના વિનયવડે પોતાની તરફ ખેંચતી હતી. એથી નેપોલિયનને ઘેર લોકોની ઠઠ મળવા લાગી અને મિસર દેશમાંથી પાછા આવ્યા પછી ઇટાલી દેશના લશ્કરના અધિકારીઓ વારંવાર તેને ઘેર આવવા લાગ્યા. એ સર્વ ઉપરથી ચાલુ રાજ્યવ્યવસ્થામાં કાંઈ પણ ફેરફાર થશે જ એમ લોકોમાં મનાવા લાગ્યું.

નેપોલિયનને રાજ્યકારભાર કરનારી મંડળીમાં જગા મળે, એવું પ્રથમ તેના મિત્રોના મનમાં હતું. નેપોલિયન પારિસ આવ્યા પછી સ્વારોની ત્રણ પલટણે પોતાની કવાયત જોવાની તેને અરજ કરી તે કબૂલ રાખીને, કયા દિવસે એ કવાયત પોતે જોશે તે પાછળથી જણાવીશું એમ કહ્યું. બીજા લશ્કરના અધિકારીઓએ પણ એવાં જ કંઇ બાહાનાં કાઢીને એવી જ વિનંતી કરી તેને પણ એવો જ જવાબ મળ્યો. આખરે એક દિવસે તમામ લશ્કરને તૈયાર થઈ પોતાના ઘર આગળ સવારે છ વાગે આવવાનો હુકમ આપ્યો. એ હુકમ જૂદા જૂદાલશ્કરના સરદારોને માલમ ન હતો, તોપણ તેણે તેમનાં મન પોતાની ભણી કરી લીધાં.

મુકરર કરેલે દિવસે સઘળું લશ્કર ઠરાવેલી જગાએ હાજર થયું, બર્નાદોતો નામે એક મોટો લશ્કરી અમલદાર હતો તેને વશ કરવાનું નેપોલિયનના મનમાં હતું, પણ તે તેને વશ થયો નહિ. જે દહાડે ઠરાવેલી જગાએ લશ્કર એકઠું થયું તે જ દિવસે તૂલરિસ નામે રાજમેહેલમાં પ્રતિનિધિલોકોની એક સભા મળી. તેમાં નેપોલિયનના દોસ્તો હતા, તેમણે આ સભા બીજે ઠેકાણે ભરવાની અને ફ્રાન્સના તમામ લશ્કરનો અધિકાર નેપોલિયનને આપવાની સૂચના કરી, તે કબૂલ થઇ ને નેપોલિયનને અધિકાર આપવાનો ઠરાવ થયો. એ ખબર તેને પડતાં જ કેટલાંક માણસો સાથે લઈ પોતે સભામાં ગયો અને બોલ્યો: "આ દેશનું ડહાપણ તમારામાં છે, પ્રજાસત્તાક રાજ્યના સેનાપતિની તમને મદદ છે એમ જણાવવાને હું અહીં આવ્યો છું. પાછલો દાખલો લેવાને હવે તમે વખત ગુમાવશો નહિ. અરાઢમા સૈકાની આખરના બનાવો જેવા બીજા

ઇતિહાસમાં કોઈ જડતા નથી એવું હમણાં કશું નથી. તમે ડહાપણથી ઠીક તજવીજ કરી. હવે તમારી ફોજ પોતાને કામે લાગશે."

ઉપરની વાતથી જે વિરૂદ્ધ હતા તેમને આ સભામાં આવવાનાં નિમંત્રણ પહોંચી શકે નહિ એવી તજવીજ રાખી હતી, તોપણ ઉપરનું ભાષણ સાંભળીને કેટલાકો બડબડવા લાગ્યા. ત્યારે નેપોલિયન "હું પરમેશ્વર ઉપર અને યુદ્ધદેવતા ઉપર ભરોંસો રાખીને અહીં આવ્યો છું, જેઓ મને ચહાય છે, તેમણે મારી જોડે આવવું" એમ કહીને તે લાગલો જ સભામાંથી ચાલતો થયો.

નેપોલિયનને મુખ્ય અધિકાર મળવાથી તમામ લશ્કરી લોકો ઘણા ખુશી થયા ખરા, તથાપિ આ વખતે તેને આવો અધિકાર આપવાનું કારણ સમજી શકયા નહિ.

રાજ્યાધિકારીઓને એ વાતની ખબર થઈ, ત્યારે તેમાં મૌલિન્સ નામે એક અધિકારી હતો, તેણે ફોજ મોકલીને નેપોલિયનને પકડવાની દરખાસ્ત કરી. પરંતુ લશ્કરી લોકો તેને હસવા લાગ્યા અને નેપોલિયન ત્યુલરિઝના મેહેલમાં ગયો ને ત્યાંના અધિકારીઓએ હુકમ કરતાં જ લશ્કરી લોકો પણ ત્યાં ગયા. ત્યાં બારાસે નેપોલિયનનું મન ફેરવવાને એક પોતાનો કામદાર તેની પાસે મોકલ્યો. તેને તેણે ગુસ્સાથી કહ્યું: "જે સુંદર ફ્રાન્સ દેશને આબાદ કરીને તમારે સ્વાધીન કર્યો તેનું તમે શું કર્યું ? જ્યાં શાંતિ હતી ત્યાં લડાઈ. ઇટાલી દેશની દોલતના બદલામાં કર અને જુલમ ! ફતેહની વખતના મારા લાખ સાથીઓ કયાં છે ? તેનો નાશ થયો."

"મેં તને આટલે વૈભવે ચઢાવ્યો એમ જો હું કહીશ તો તે ગુસ્સે થશે" એમ બારાસ જાણતો હતો. માટે નેપોલિયનને ખુશી કરવાને સારૂ તેણે પોતાની જગાનું રાજીનામું આપ્યું; તેમાં તેણે એમ લખ્યું કે, સ્વતંત્રતાના કામમાં ઉપયોગી થઈ પડવા સારૂ મેં અધિકાર કબૂલ રાખ્યો હતો. હાલમાં પ્રજાસત્તાક રાજ્યનો ભાર જુવાન અને અજિત સેનાપતિને હાથ આવ્યો છે તે જોઇને ખુશીથી રાજીનામું આપું છું."

એ પછી બીજા અધિકારીઓએ પણ પોતાના કામનાં રાજીનામાં આપ્યાં. એવી રીતે કારભાર કરનારી મંડળીની આખર થઈ.

ઉપલો બનાવ બન્યો તે જ દિવસે દશ વાગતે બીજી પાંચસે લોકોની સભા એવા જ નામની મંડળી હતી તે મળી. પોતાની બેસવાની જગા ફેરવવાનો ઠરાવ એકાએક થએલો સાંભળીને મોટી અજાયબી સાથે ઘણો ક્રોધ ચડયો. પણ ઠરાવ રદ કરીને ત્યાં જ બેસવાનાં સાધન તેમની પાસે ન હોવાથી 'પ્રજાસત્તાક રાજ્યનો જય થાઓ' એમ મોટી ગર્જના કરતા ચાલતા થયા, ને બીજે દિવસે સભાને ઠેકાણે બખેડો કરવાને લોકોને ઉશ્કેર્યાં. પણ નેપોલિયન તે દહાડે ત્યુલરિઝમાં રહ્યો હતો. તમામ લશ્કર હથિઆરબંધ થઇને તૈયારીમાં હતું, તેમાંથી મરાત્ વિણી કહાડેલા શૂરા સિપાઇઓની એક ટુકડી લઇને સભાની નવી જગા સેન્ટ કલાઉડ નામે હતી ત્યાં બંદોબસ્તને માટે ગયો.

બીજે દિવસે સવારે બંને સભાના લોકો ત્યાં એકઠા થયા. ત્યાં આવેલા નેપોલિયનની વિરૂદ્ધ પક્ષના લોકો સભાગૃહને લશ્કરથી ઘેરાયલું જોઇને બીના. પછી કેટલીક વારે તૈયારી થઈ રહ્યા પછી દરવાજા ખુલ્લા થઇને સભાનું કામ ચાલવા માંડયું, એટલે સભામાં ઘણી જોસથી વાદવિવાદ શરૂ થયો. સભાધ્યક્ષ નેપોલિયનની તરફનો હતો તેથી સભામાં જઈ નેપોલિયન તેની રજાથી બોલવા મંડયો :—

"પ્રજાજનો! તમે જવાળામુખી પર્વત ઉપર છો. ગમે તે શૂરાએ જે ખરૂં હોય તે મનના મોકળાપણાથી અહિ બોલવું જોઇએ છે. જ્યારે સભાએ મને કામ કહેવાને બોલાવ્યો ત્યારે હું મારે ઘેર બેઠો હતો. મેં તેનો હુકમ માન્યો ને મારા શૂરા સિપાઇને એકઠા કર્યાં. તમને સ્વદેશના મુખ્ય માનીને આ દેશનું લશ્કર તમારી ચાકરી સારૂ તૈયાર કર્યું. એમ છતાં લોકો મારા ઉપર આરોપ લાવે છે તે મને ક્રામવેલ* અને સીઝરની ઉપમા આપે છે. જો મને અધિકાર મેળવવાની ઇચ્છા

---

***ઇંગ્લાંડમાં રાજ્યની ઉથલપાથલ થઇ ત્યારે ઓલિવર ક્રામવેલ પ્રજાપક્ષનો સેનાપતિ હતો, તથાપિ પેહેલા ચારલ્સ રાજાને ગરદન માર્યા પછી કેટલાક દિવસ સુધી તેણે સઘળી રાજ્યસત્તા પચાવી હતી.**

હોત તો હું તેવો પ્રસંગ અત્યાર પેહેલાં કયારનોએ લાવ્યો હોત. હું તમને કસમ ખાઇને કહું છું કે બીજો કોઇ મારાથી વધારે સ્વદેશાભિમાની ફ્રાન્સમાં નથી. હાલમાં આપણને ચારે મેરથી સંકટે ઘેરી લીધા છે. જે સમતા અને સ્વતંત્રતા એ બંનેને માટે આપણે એટલાં દુઃખો ભોગવ્યાં છે તેને તમે જોખમમાં ન નાંખશો."

નેપોલીઅન આમ બોલતો હતો તેવામાં એક ગૃહસ્થ વચ્ચે બોલી ઉઠયો :– 'અને રાજ્યવ્યવસ્થા પણ જોખમમાં નાખશો.'

એ સાંભળીને નેપોલિયન બોલ્યો:– "રાજ્ય વ્યવસ્થા આજ સુધી ત્રણ વાર ભાંગી, બધા પક્ષના લોકો રાજ્યાવસ્થા પ્રમાણે ચાલવાનું કહે છે, પણ પ્રસંગ આવે ત્યારે પોતે જ તેને તોડીને વર્તે છે તેથી તે ટકતી નથી તો તેના ઉપલા બે આધારનું તો રક્ષણજ કરવું જ જોઇએ. મારો બધો વિશ્વાસ ફકત તમારા ઉપર છે. કેટલાએક લોકોના મનમાં ભયનું રાજ્ય ફરીથી શરૂ કરીને રક્તપાત કરાવવાનું છે. હું એ ખરાબીથી તમારૂં રક્ષણ કરીશ. હું અહીં છું અને મારા શૂરા સરદારો સભાની બહાર છે. તેની તરવારો ઝળકે છે. જો કોઇ વગર વિચારનું બોલશે તો અમે તેનો ઉપયોગ કરીશું.

"એની જોડે ઘણાં માણસો હતાં તે નેપોલિયનનો જય થાઓ એમ બોલતાં હતાં, તેમને સાથે લઇને તે સભાથી ચાલતો થયો.

બીજી સભામાં આથી જૂદો જ બનાવ બન્યો. જીવ જાય તો હરકત નથી પણ ચાલુ રાજવ્યવસ્થા તોડી નાંખવા દેવી નહીં ને રાજવ્યવસ્થા તોડનારાઓને મારી નાંખવા: એમ ત્યાં લોકો બોલવા લાગ્યા. એ સભાનો લુશિઅન બોનાપાર્ટ અધ્યક્ષ હતો. તે સભા માંહેનું તોફાન બેસાડવા પ્રયત્ન કરવા લાગ્યો. પણ કોઇ તેનું સાંભળે નહિ. આખરે એક સભાસદે એવી સૂચના કરી કે, 'પ્રજાસત્તાક રાજયના ત્રીજા વરસમાં બાંધેલી રાજ્યવ્યવસ્થા કોઈએ તોડવી નહીં,' એવી બધાએ પ્રતિજ્ઞા લેવી. એ સૂચના મંજુર થઇને સર્વે જણાએ પ્રતિજ્ઞા લીધી. તે વારે નિરૂપાય થઇને લુશિઅન બોનાપાર્ટ અને બીજા તેના મિત્રોને પણ તે લેવી પડી. પછી સભામાં બોરાસનું રાજીનામું વંચાયું, તે લોકોએ ધિક્કારપૂર્વક

સાંભળ્યું. એ પછી ચાર લશ્કરી અમલદારોને સાથે તેડીને નેપોલિયન તે સભામાં આવ્યો. દરવાજા ઉઘાડા હતા તેથી તેની પાછળ ઘણા લશ્કરી સિપાઇઓ છે, એ સભામાં બેઠેલા લોકો જોતા હતા. સાથેના ચાર અમલદારો બારણા આગળ ઉભા રહ્યા અને તે એકલો માત્ર સભામાં દાખલ થયો. ત્યારે, 'કાયદાને પવિત્ર ઠેકાણે નાગી તરવારો!' 'આ રાજદ્રોહી છે' એવાં જાહેરનામાં કરો; આમ કરવા સારૂં જ એણે આટલી જિતો મેળવી કે શું?' એમ લોકો બોલવા લાગ્યા અને ઘણા સભાસદોએ તેની ઉપર ધસારો કર્યો, અને એકે તો તેના ઉપર કટાર પણ ઉગામી. નેપોલિયનનો જીવ આમ જોખમમાં જોઇને બારણા આગળ ઉભેલા અમલદારો માંહે પેઠા. એ વખતે તે ક્રોધથી બેભાન સરખો થઈ ગયો હતો. એ અરસામાં તે જખમી થયો હોત પણ એક અમલદારે વચ્ચે આવીને તે જખમ પોતાના ઉપર ખમ્યો. તેથી તેને અગાડી નેપોલિયને ઇનામ આપ્યું.

મોટી મોટી લડાઇઓ વેળાએ તેનું મન સ્થિર રહેતું, પણ આવો પ્રસંગ તેને કોઈવાર ન આવ્યાથી એ પ્રસંગે છેક ગભરાઈ ગયો અને બહાર આવ્યા પછી તે બોલ્યો: 'હું તેઓને વિજય અને કીર્તિ આપવા ગયો અને તેમણે મારા ઉપર કટાર ઉગામી!' તે વેળા સભા માંહેલો એક કામદાર તેની પાસે આવીને બોલ્યો: "આર્કોલા કરતાં આ મોટું જોખમ હતું." ત્યાર પછી નેપોલિયન લશ્કરી સિપાઇઓ તરફ વળીને બોલ્યો: "જય અને કીર્તિ મેં તમને મેળવી આપી, માટે મારે હવે તમારો જ વિશ્વાસ રાખવો કે?" એ સાંભળી, "હા, હા, અમે પ્રતિજ્ઞાપૂર્વક કહીએ છીએ કે, બોનાપાર્ટનો જય થાઓ," એવો લશ્કરી લોકોએ જવાબ દીધો.

નેપોલિયન નીકળીને ગયા પછી સભામાં ગડબડ ઘણી જ વધી ગઈ. સર્વ લોકો તેને શિક્ષા થવી જોઇએ એમ બોલવા લાગ્યા. એ સૂચનાનાં મતો લેવાય તે આગમચ 'હું મારા ભાઈ તરફથી બોલું છું' એમ લુશિઅન બોનાપાર્ટ કેહેવા લાગ્યો. પણ કોઇએ તેનું સાંભળ્યું નહિ. ત્યારે તે પણ પોતાની જગા ઉપરથી ઉઠયો અને ફરીથી લશ્કરી સિપાઇઓ આવીને તેને પણ તેડી ગયા. બહાર જઈ જુએ છે તો તમામ સિપાઇ લોકો છેક ગડબડ કરી રહ્યા છે એથી બધાની નજરે પડવા સારૂ તે ઘોડા ઉપર બેઠો અને મોટેથી બોલ્યો:

'સેનાપતિ બોનાપાર્ટ! અને ફ્રાન્સ દેશના બહાદૂરો! પાંચસે લોકોની સભાનો અધ્યક્ષ તમને હુકમ કરે છે કે, સભામાં તોફાનીઆ લોકો હથિઆર લઇને આવેલા છે, તે સભાના કામમાં અડચણ કરે છે. માટે તમારે તેનો બંદોબસ્ત કરવો.' પાંચસેં લોકોની સભા આજથી તુટી ગઈ."

અધ્યક્ષનો હુકમ અમલમાં લાવવા સારૂ નેપોલિયને પોતાના એક અમલદારને ફરમાવ્યું તેથી તે હથિઆરબંધ સિપાઇઓ લઇને સભામાં ગયો અને 'પ્રજાસત્તાક રાજ્યનો જય થાઓ' એમ બોલતા બેઠા હતા તેમને કહ્યું કે અહીંથી જતા રહો, એવો સેનાપતિનો હુકમ છે. એ સાંભળી કેટલાએક ચાલતા થયા ને કેટલાએક હિંમતથી બેસી જ રહ્યા. પણ જ્યારે સિપાઇઓ તેમના ઉપર ધસ્યા ત્યારે તેઓ જ્યાં રસ્તો દીઠો ત્યાં ઉભી પૂછડીએ નાઠા. સામા પક્ષના કેટલાએક લોકોને ગોળીથી મારી નાંખવાની કેટલાકોએ નેપોલિયનને સૂચના કરી પણ તેનું તેણે ગણકાર્યું નહીં.

લુશિઅને જે લોકો પોતાની તરફેણમાં હતા તેમને બોલાવીને ફરીથી સભાનું કામ શરૂ કર્યું, તેમજ બીજી સભામાં પોતાની તરફેણના લોકો હતા તેને પણ તેમાં આણ્યા અને આખરે બંને સભાઓમાં એકમતે ઠરાવ થઈ ઠર્યું કે, "હુલ્લડખોર લોકોએ હથિઆર લઇને સભામાં ગડબડ મચાવી. માટે આવતા ફેબ્રુઆરી સુધી સભા બંધ રાખવી પડે છે, એવાં જાહેરનામાં કરવાં અને ત્યાં સુધી નેપોલિયન બોનાપાર્ટ, શીયેસ અને ડ્યુકાસને રાજ્યકારભાર ચલાવવાને નિમ્યા છે."

એવી રીતે પ્રજાસત્તાક રાજ્યની આખર આવી. લડાઈની તૈયારી હતી, તોપણ રક્તપાત સિવાય શાંતિ થઇ. આબ્બેસીયેસ, તાલેરંડ વગેરે જેઓ લોકોને કામમાં અનુકૂલ હતા તેમને એમ લાગ્યું હતું કે, નેપોલિયન માત્ર લશ્કરી ખાતાનો કારભાર કરશે. બીજો બધો મુલ્કી કારભાર આપણે હાથ રહેશે. તથાપિ બીજે દહાડે ત્રણે નવા કારભારી એક જગાએ મળ્યા, ત્યાં વાદવિવાદ થવા લાગ્યો તેમાં માત્ર લશ્કરી ખાતાં વિષે જ નહિ, પણ મુલ્કી વગેરે

તમામ ખાતાંનો બંદોબસ્ત અને સુધારો કરવાને નેપોલિયનને એવી યોગ્ય સૂચનાઓ કરી કે, તે સર્વને પસંદ પડી અને સર્વ કામમાં તેની સંપૂર્ણ માહિતી જોઇને સીયેસને મોટી નવાઈ લાગી.

સીયેસ્ ઘેર ગયા પછી લોકો તેને મળવા આવ્યા ત્યારે તેણે તેમને કહ્યું:– "ભાઇઓ! તમને ધણી મળ્યો. બોનાપાર્ટ બધી બાબતો પોતાની જાતે જ કરશે. તેનામાં તેવી જ કરામત છે. હમેશ લડ્યાં કરવું તે કરતાં, તે કહે તે કરવામાં વધારે લાભ છે."

ગોહિઅર અને મોલિન્સ નામે અગાડીના બે કારભારીઓ હતા, તેમને રાજીનામાં આપવાની નેપોલિયને પરવાનગી આપી અને તે જ દિવસે પોતે લકસેમ્બર્ગ નામના મેહેલમાં જઈ રહ્યો.

ઉપર કહેલી ગરબડ જોઇને ફરીથી અરાજ અથવા જુલમનું રાજ્ય તો નહીં થાય એવા વિચારથી લોકોમાં ઘણો ગભરાટ મચ્યો. ગમે તેવું પણ રાજ્ય થઇને શરીર અને માલમતાનું સંરક્ષણ થાય એમ, લોકે ચહાતા હતા. વિદ્વાનોએ ઘણા ડહાપણથી રાજ્યવ્યવસ્થાના નિયમો કર્યા. પણ તેથી કશો ફાયદો થયો નહિ એ સર્વના અનુભવમાં આવ્યું. વળી બોનાપાર્ટ કંઈ પણ સારો બંદોબસ્ત કરશે એમ લોકો ધારતા હતા. તેથી તેને પોતાના કામમાં ઘણી અડચણ પડી નહીં. તેણે પણ કોઇને વિના કારણ પીડા ન કરતાં રાજ્યવ્યવસ્થા બરાબર કરીને દેશમાં શાંતિ પાથરવાનો યત્ન ચલાવ્યો.

તેણે પેહેલ વેહેલી નાણાં સંબંધી જે અવ્યવસ્થા હતી તે દૂર કરવાનું કામ હાથમાં લીધું. શ્રીમંતો પાસે જબરાઇથી કર્જ લેવાનો આગલા વખતનો ધારો બંધ કર્યો અને ઉપજ કરતાં ખરચ વધારે થવા ન દેવાને ઘણી મેહેનત કરી તથા ફ્રાન્સમાંથી બહાર ગએલા લોકો ત્યાં રહીને ફ્રાન્સની વિરૂદ્ધ ખટપટ કરે તો દેશમાં રહેલાં તેનાં સગાંવહાલાંને જવાબદાર ગણીને તેમને સજા કરવાનો જુલમી ધારો હતો તે બંધ કર્યો. તેથી તમામ લોકો ખુશી થયાં. વળી ઘણા લોકો વિરૂદ્ધ છતાં પણ હિંમતથી નેપોલિયને સર્વ દેવળો લોકોને પાછાં ધર્મ સંબંધી કામ માટે સોંપી દીધાં. તે કહેતો કે દેશમાં શાંતિ જોઇતી હોય તો લોકોની પાર્થનાનાં

સાધનો આપવાં. વળી જે પાદરી લોકોએ નવી રાજ્યવ્યવસ્થાને અનુકૂલ રહેવાની પ્રતિજ્ઞા લીધી તેમને તેનાં અસલ કામ પાછાં સોંપ્યાં. એથી વીસ હજાર પાદરીઓ તુરંગમાં સડા હતા તે છૂટા થયા. કયામ્બેરીસ નામે સારો વિદ્વાન વકીલ અને ન્યાયાધીશ હતો, તેણે આ કામમાં ઘણી મદદ કરી.

એમ ઘણોએક સુધારો થયો. અગાડીના કારભારીઓએ જે લોકોને જુલમથી દેશપાર કર્યા હતા તેમને પાછા દેશમાં લેવાની પરવાનગી મળી. તેથી કાર્નોટ વિગેરે ઘણા વિદ્વાન માણસો પાછા આવ્યા. તેમાંના કેટલાએકને નેપોલિયને મોટાં મોટાં કામો સોંપ્યાં. લશ્કરી ખાતામાં પણ સારો સુધારો કર્યો. કેટલાએક પ્રાંતોમાં ગડબડ હતી, તેમના આગેવાનોને તેણે છાના-માના બોલાવીને તદબીરથી ત્યાં શાંતિ પાથરી. વળી કેટલાએક હુલડી-આઓ પારિસમાં જ ખુણે ખોચરે લપાઈ રહ્યા હતા. તેઓ લોકોને ઉશ્કેરતા હતા. તેમને દેશપાર કરવાની સલાહ કેટલાક કામદારો નેપોલિયનને આપતા પણ તેણે તેમ કીધું નહીં. પણ તેમને ધાક પડવા સારૂં 'એમ કરશે તેમને દેશપાર કરવામાં આવશે' એવું જાહેરનામું માત્ર કર્યું,

પોતપોતાના પક્ષનું અભિમાન મૂકી નવી રાજ્યવ્યવસ્થાના કાયદા કરવા સારૂ સઘળા પક્ષના વિદ્વાન લોકોને તેણે બોલાવ્યા અને જેમણે મેહેનત કરી તેમને યોગ્ય બક્ષિસો પણ આપી. પેહેલો ખરડો આબેસીયેસે કર્યો હતો તેમાં એક લશ્કરી ખાતાનો અને બીજો મુલ્કી, ન્યાય વગેરે ખાતાનો, એવા બે પ્રધાનો નીમવા અને તેના હાથમાં તમામ સત્તા આપવી અને તેમના ઉપર એક પ્રતિનિધિ નીમવો. તેનું માન માત્ર મોટું પણ સત્ત કશી નહીં.

એવા ગરબડીઆ નિયમ નેપોલિયનને ગમ્યા નહિ તેથી તો બોલ્યો: "એકના હાથમાં પૈસા અને બીજાના હાથમાં લશ્કર એ બંને પ્રધાનો એકમત શી રીતે થાય? એ વગર ફકત પગાર ખાઈને ભુંડની પેઠે આળસું પડી રહેવું, કામ કશું કરવાનું મળે નાહ એવો પ્રતિનિધિ કોણ થાય? હું તો કદીએ ન થાઉં."

એથી બીજો ખરડો તૈયાર થયો તેમાં લોકોએ પ્રતિનિધિ નીમવા, કાયદા ઘડવા, દિવાની, ફોજદારી, રેવન્યુ, વગેરે કામોના સારા નિયમો થઈને એ નાયક કારભારી ઓ હાથ નીચે આપીને નેપોલિયનને મુખ્ય કારભારી નીમવાનું ઠર્યું. પછી આબેસિયન અને ડ્યૂકાસે રાજીનામાં આપ્યાં અને કયાંમએસરીસ અને લેબ્રનને તેના હાથ નીચે જગા મળી.

ઉપર કહેલી રાજ્યવ્યવસ્થાના નિયમ દેખાવમાં સુંદર હતા. પણ સરવાળે તેનું વલણ નેપોલિયનના હાથમાં તમામ સત્તા હોય એ લોકોની નજરમાં આવી ચૂકયું. એ નવા નિયમો પ્રજાસત્તાક રાજ્યનાં મૂળતત્વોને અનુલક્ષીને તથા માલમતા, સ્વતંત્રતા, અને સમતાને ધ્યાનમાં રાખીને ઘડયા છે, એવાં કારભારીઓએ જાહેરનામાં કર્યાં અને તે ઉપર લોકોના મત લીધા. આ વખતે ફ્રેન્ચ પ્રજા ગમે તેવી રીતે પણ શાંતિ થાય એમ ચહાતી હતી તેથી ઘણું કરીને તમામ લોકોએ એ નવી ગોઠવણને માન આપ્યું.

એ નવી ગોઠવણ પ્રમાણે કામની શરૂઆત થતાં જ, પ્રથમ ત્યુલરીઝનો મેહેલ સરકારનું મુખ્ય ઠેકાણું કરવાને ઈરાદે તા૦ ૧૯મી ફેબ્રવારી સને ૧૮૦૦ને દિવસે મોટા ઠાઠથી તે મેહેલમાં પોતે દાખલ થયો. ત્યાં રાજ્યકુંટુંબ ઉપર પોતાનો દ્વેષ દેખાડવા સારૂ *બ્રુટસનું પુતળું મૂકવાનું કહ્યું અને ફ્રાન્સ દેશના રાજાનું રાજ્ય બંધ પડયું, હવે ફરીથી તે સ્થાપન થશે નહિ એવું પ્રસિદ્ધ જગાએ લખવાનું ફરમાવ્યું. એ અરસામાં અમેરીકાને સ્વતંત્ર કરનાર પ્રખ્યાત પુરૂષ જોર્જ વાશિંગ્ટન મરણ પામ્યો. તેના માનને માટે દશ દિવસ સુધી લશ્કરના વાવટાઓ પડાવવાને ફરમાવ્યું અને રાજાના જુલમનો નાશ કરનાર ને સ્વદેશને સ્વતંત્ર. કરનાર વગેરે ઘણાંક વિશેષણોથીયુક્ત તેના વખાણનાં જાહેરનામાં પ્રસિદ્ધ કર્યાં.

---

*એ પુરૂષ જુલિયસ સીઝરને મારી નાંખવામાં આગેવાન હતો. એ ઘણો નીતિમાન અને સીઝરની મેહેરબાનીવાળો માણસ હતો. તથાપિ તે પ્રજાસત્તાક રાજ્યનો મહાભક્ત હોવાથી આ કામમાં અગાડી પડયો હતો.

આવી રીતે પ્રજાસત્તાક અને રાજ્યસત્તાક એ બંને પક્ષને પસંદ પડે એવાં કૃત્યો કરીને નેપોલિયન લોકપ્રિય થવાને મેહેનત કરતો હતો. તે ઉપરથી બંને જણાને તેના પોતાનું હિત થવાની આશા હતી. એ આશાથી ઉસ્કેરાઇને રાજ્યકુટુંબના પુરૂષોએ એક પ્રદેશના વકીલ માર્ફત નેપોલિયનને પોતાના ભણી કરી લેવા સારૂ બે માણસોને મોકલ્યાં. તેમણે છાનામાના નેપોલિયનની મુલાકાત કરી અને કહ્યું કે, ખરેખરો તમારા મનમાં શો ઉદ્દેશ છે તે કહો. કાયદાસર રાજાને ગાદી ઉપર બેસાડવાનું તમારા હાથમાં છે. અમારા જેવો જ તમારો વિચાર હોય તો તમે જે કહો તે કરવાને અમે તૈયાર છીએ. તેનો નેપોલિયને જવાબ દીધો કે: "બુર્બોન વંશના રાજવંશને સ્થાપન કરવાને ફરીથી હજારો માણસની કતલ કરવી પડે. હું પાછલા અપરાધોની ક્ષમા કરૂં છું. પણ ફરીથી રાજ્યકુટુંબના પુરૂષો સાથે તથા ફ્રાન્સના બીજા પારકા શત્રુ સાથે સંબંધ રાખનારા જોડે હું કોઈ પણ કામમાં બોલીશ નહિ."

એ સાંભળવાથી રાજપક્ષની ખાતરી થઇ કે તે કદી આપણી ભણી વળવાનો નથી. તો પણ રાજ્યકુટુંબ છેક જ નિરાશ થયું નહી. પણ લગાર આશાનો અંકુર ફુટે એવી કેટલીક વાતો બની. એ રાજ્યકુટુંબને માઠું લાગે એવા કેટલાએક લેખો સરકારી કાગળોમાં હતા તે કાઢી નાંખ્યા અને સોળમા લુઇને ગરદન મારવાનો દહાડો તેહેવાર ગણાતો હતો તે બંધ પાડયો. આ તેહે- વાર બંધ ન પાડવાને માટે બોલતાં આબ્બેસીયેસે કહ્યું કે, "લુઈ જુલમી રાજા હતો." તેનો જવાબ નેપોલિયને દીધો કે, "તે જુલમી નહોતો, જો તું કહે છે તેવો જુલમી હોત તો, હું એક ભીખારી કામદાર હોત અને તું પાદરી થઇને એક દેવળમાં પ્રાર્થના કરતો બેસત."

બુર્બોન વંશના રાજ્યકુટુંબીઓ આ વાતોને પોતાના ફાયદાની માનતા, પણ વિચારવંત પુરૂષો તેનું વલણ કેણી મેર છે તે સારી પેઠે સમજતા હતા.

એક બીજાની અદેખાઈ કરનાર લોકોને એકઠા કરીને પોતાની ધારણા પાર પાડવાનું કામ કઠણ છે, તેથી નેપોલિયનને ઘણી સંભાળ

રાખવી પડતી. આપણી મતલબ જાણીને સઘળા એક થશે તો આપણું નુકસાન છે એમ સમજીને તે કામદારોમાં સંપ થવા દેતો નહોતો. તેથી એક બીજા ઉપર અદેખાઇને લીધે સર્વેના કામો સારાં થાય છે. એથી એ બંને પક્ષ માંહેના હોંશિઆર માણસોને મોટી મોટી જગા આપતો હતો. કોઇએ કહ્યું કે, તાલેરાન્ડ અપ્રામાણિક માણસ છે. તેવારે તેણે કહ્યું કે, ગમે તેવો છે પણ પરદેશમાં વકીલ મોકલવાના કામમાં તે ઘણો કાબેલ છે. આપણે તેની પાસે તે જ કામ કરાવીશું. બીજા કોઇએ કહ્યું, કાર્નોટ પ્રજાસત્તાક રાજ્યના પક્ષના છે. તેનો તેણે જવાબ દીધો, જેવો છે તેવો, પણ તે ફ્રાન્સ દેશની પડતી કદી ઇચ્છશે નહિ અને લશ્કરી કામમાં એવો હોંશિઆર માણસ બીજો મળવાનો નથી. ફોકેને ફોજદારી ખાતાના મુખ્ય અધિકારીની જગા આપી ત્યારે બંને પક્ષના લોકોએ નેપોલિયનને કહ્યું કે, આવા દુષ્ટ અને લુચ્ચા માણસને એ કામ સોંપવું ઠીક નથી. તે ઉપર તેણે કહ્યું, એ કામ ઉપર ફોકે જ લાયક છે, બખેડા અને લુચ્ચાઇએ ફ્રાન્સને દુઃખ દીધું છે તેથી તે જ વાકેફગાર છે. આપણે નવા માણસો ઉત્પન્ન કરી શકતા નથી. જેવાં મળી આવે તેવા ઉપર નિભાવ કરવો જોઇએ. હોંશિઆર માણસનું ભુંડાપણું આપણથી કહાડી નંખાશે ખરૂં, પણ નવાં હોંશિઆર માણસો બનાવી શકાશે નહિ.

એવી રીતે કાબેલ માણસોને જગા આપીને એક બીજાના ધાકમાં સઘળાને મૂકી આપણી મતલબ સાધવી એ મોટા ડહાપણનું કામ છે. એના એ કામ માટે ઘણા લોકો તેનાં વખાણ કરે છે. નેપોલિયનના હાથમાં સર્વ રાજ્યકારભાર આવ્યો ત્યારથી સર્વ લોકો નિર્ભય થયા અને આપણા પેહેલાના કામથી આપણને દંડ થશે એવો ડર હતો તે જતો રહ્યો. તેમ જ બુર્બોન વંશને ગાદી ઉપર આવાનો સંભવ નહિ રહ્યાથી રાજ્યકુટુંબી વિરોધી લોકો પણ નિડર બન્યા. વળી ફરીથી રાજાનું રાજ થશે એવી ધારણા લાગવાથી રાજપક્ષી લોકોને પણ સારૂં લાગ્યું. જ્યાં ત્યાં સમાધાની પથરાઈ ને રાજ્યક્રાંતિથી ઉત્પન્ન થએલાં દુઃખો દૂર થયાં. વળી કાયદાની નજરમાં સર્વે ફ્રેન્ચ લોક સરખા મનાઇને તે પ્રમાણે વહીવટ ચલાવવાથી સઘળાને સરખો ઈન્સાફ મળીને માલમત્તા અને જીવનું રક્ષણ થવા લાગ્યું

અને કરો સઘળા ઉપર સરખા ઘટતી રીતે બેસાડયાથી જુલમ ઘટયો તથા સરકારી જગાઓ બુદ્ધિમાન અને લાયક માણસોને મળવા લાગી.

નેપોલિયન ત્યુલરિઝના મેહેલમાં રેહેવા ગયા પછી મુરાતે તેની બેહેન કયારોલાઇન સાથે પોતાનો વિવાહ કરવા માગું કર્યું. મુરાત્‌ની બુદ્ધિ અને શૂરાતન વિષે બધાને ખબર હતી, તથાપિ તે નીચ કુળમાં જન્મેલો હોવાથી નેપોલિયનના મનમાં તેની સાથે સંબંધ કરવાનું નહોતું, તથાપિ જોસેફાઈનના આગ્રહને લીધે તે વાતની તેણે હા કહી.

———:o:———

## ભાગ ૯ મો

——:o:——

સ્વદેશનો બંદોબસ્ત થયા પછી પરદેશ તરફ નેપોલિયને પોતાનું મન લગાડયું. પેહેલાં આસ્ટ્રીયાના બાદશાહને હરાવીને જે મુલક તેણે મેળવ્યો હતો તે પાછો બાદશાહે લઈ લીધો હતો. તેથી ફ્રેન્ચ લોકોની આબરૂ થોડી થોડી ઝાંખી થવા લાગી હતી. તો પણ સઘળા દુશ્મનોને નેપોલિયન હરાવશે, એમ સર્વ માનતા હતા અને એ પોતે પણ ધારતો હતો કે, પરદેશમાં ચાલેલી ધાલમેલની આખર આણીને કોલકરાર કર્યાં વિના સમાધાનીથી રાજ્ય ચાલવાનું નથી,

આણીમેર આસ્ટ્રીયાના બાદશાહના બે સાથીઓએ તેને છોડી દીધો. તેથી તેને કોઈ આશ્રય આપનાર રહ્યું નહિ. અને ઈંગ્લાંડના પ્રધાનોમાં લડાઈ ચલાવવી કે ન ચલાવવી તેનો પક્કો નિશ્ચય નહોતો. એટલામાં નેપોલિયને પોતાની રીત પ્રમાણે ઈંગ્લાંડના રાજા ત્રીજા જ્યોર્જને એક કાગળ લખ્યો. તેની મતલબ આ પ્રમાણે છે:—

"ફ્રાન્સ દેશની ઇચ્છાથી મને તેમના પ્રજાસત્તાક રાજ્યનો મુખ્ય અધિકાર મળ્યો છે. તે ઉપરથી મારી ફરજ બજાવતાં આપની ઉપર એક પત્ર લખવાનું મનમાં આવ્યું છે.

"આઠ વર્ષ થયાં દુનિયામાં લડાઇએ ખરાબી કરી મૂકી છે, તે હંમેશ ચલાવ્યાં કરવાની તમારી મરજી છે? તેનો નિકાલ કાઢવાની કશી સવડ નથી? પોતાનું રક્ષણ અને સ્વતંત્રતા રાખવાને જોઈએ તે કરતાં વધારે બળવાન, યુરોપના બે ઘણા જ સુધરેલા દેશો, વેપારવણજથી થતા ફાયદા, દેશની જાહોજલાલી અને શાંતિનું સુખ તજીને માત્ર પરાક્રમની કીર્તિને માટે લડયાં કરે એમાં આશ્ચર્ય નથી? શાંતિ દેશને જરૂરની છે અને તેમાં જ દેશની આબરૂ છે, એમ તમે જાણતા નથી?

"આ નવો વિચાર છે એમ આપ નહિ જ ધારો. કારણ આપણે સ્વતંત્ર દેશો ઉપર કેવળ તેમને સુખી કરવા સારૂ રાજ કરીએ છીએ. હંમેશના નિર્બળ રાજાએ પોતાની બીક છાની રાખવાનો અને બળીઆઓએ એક બીજાને ફસાવવાનો જે ચાલુ રીવાજ છે તે છોડીને મેં તમને આ લખ્યું છે. એનું કારણ આપને જણાશે કે, ફરીથી એક વાર સઘળે સમાધાની થાય એવી મારી અંતઃકરણપૂર્વક ઇચ્છા છે અને એ મારી ઇચ્છા પાર પડશે એવો મને વિશ્વાસ છે.

"વળી ફ્રાન્સ અને ઇંગ્લાંડે પોતાની શક્તિનો ગેરઉપયોગ કર્યાથી તેનો નાશ ઝટ થવાનો નથી એ ખરૂં છે, તથાપિ હું આપને કહું છું કે, જે યુદ્ધાગ્નિની જવાળાએ ચારેમેર ખરાબી કરી મૂકી છે તે ઓલવી નાંખવામાં જ સુધરેલા દેશનું સુભાગ્ય છે."

આ પત્રનો જવાબ ઈંગ્લાંડના રાજાના પરદેશ ખાતાના પ્રધાન લોર્ડ ગ્રાનવિહલે લખી મોકલ્યો, તેમાં આવું લખ્યું હતું:—

"પોતાના રાજ્યનું, પોતાની જોડે દોસ્તી રાખનારાં રાજ્યનું અને યુરોપખંડનું રક્ષણ થાય, એ વગર લડાઈ કરવાનો બીજો હેતુ રાજાનો નથી. શાંતિ કરવાનો હાથ આવેલો પ્રસંગ જવા દેવામાં નહિ આવે. પણ તેવો પ્રસંગ હાલમાં આવેલો રાજાને લગતો નથી. રાજ્યની ઉથલપાથલ થઈ ત્યારથી ફ્રેન્ચ સરકાર ભણીથી વારંવાર સમાધાનીની સૂચનાઓ આવે છે ખરી તથાપિ તેનું વર્તન બોલવાથી બિલકુલ જૂદું જ છે. સ્વિત્ઝર્લાંડ, ઈટાલી, હોલાંડ, જર્મની, અને મિસર એમાંના કોઈ પણ દેશમાં ફ્રેન્ચ સરકારે સમાધાની રાખી છે? લડાઈ શરૂ થવાનાં કારણોનો નાશ થાય ત્યાંસુધી તે ચાલુ રહેવી જ

જોઈએ. ફ્રાન્સ દેશમાંથી પદચ્યુત કરેલા રાજવંશને પાછો ગાદી ઉપર લાવવામાં જ યુરોપનાં બીજાં રાજ્યોના મનમાં વિશ્વાસ આણવાનો ઉપાય રહેલો છે. ફ્રાન્સ દેશની રાજ્યાવસ્થામાં હાથ ઘાલવાની રાજાની મરજી નથી. તથાપિ એવું લાગે છે કે, અસલની રાજ્યાવસ્થાના જેટલો હાલની રાજ્યાવસ્થા ઉપર વિશ્વાસ રાખવાનું કંઈ કારણ દેખાતું નથી."

એ ઉત્તર ઈંગ્લાંડની પાર્લામેંટે મંજુર કર્યો. અને તે ઉત્તર પહોંચતાં જ નેપોલિયને લશ્કર તૈયાર કરવાનો હુકમ કર્યો. વળી તેણે કોલકરાર કરવા સારૂ આસ્ટ્રીયાના બાદશાહ સાથે વિષ્ટિ ચલાવી. પણ તેમ થવાનો ત્યાં પણ રંગ તેણે દીઠો નહિ. તે વારે તે બોલ્યો કે, "હું જ લડાઈ કરવાને ટાંપી રહ્યો છું, એમ શું મને હવે અગાડીના લોકો કહેશે ? દુસ્મનોએ જ દર વેળાએ લડાઈની શરૂઆત કરેલી હું દેખાડી આપીશ."

ઈંગ્લાંડનાં દરિઆઈ લશ્કર જોડે લડવાનું કઠણ જાણીને પ્રથમ આસ્ટ્રીયાનો પરાભવ કરીને પોતે મિસર દેશમાં ગયા પછી પાછો લીધેલો ઇટાલી દેશ ફરીથી જિતવાનો નિશ્ચય કર્યો. એવી એની લડાઈ કરવાની ગોઠવણ જોઈને હજી સુધી લોકોને ઘણી નવાઈ લાગે છે. અને એ ઉપરથી જ તેના યુદ્ધકૌશલ્યમાં અવર્ણનીય બુદ્ધિ છે એમ ફરીથી આખા યુરોપની ખાત્રી થઈ.

આસ્ટીયન લશ્કર ઇટાલી દેશમાંથી ફ્રાન્સ દેશમાં આવવાના સઘળા રસ્તા ઘેરીને બેઠું હતું. તેને અગાડી આવતાં અટકાવવા સારૂ થોડીએક ફ્રેન્ચ ફોજ ત્યાં હતી. અને 'આપણા પરાક્રમથી લોકોને અચંબામાં નાંખ્યા વિના આપણી મતલબ પાર પડવાની નથી એમ નેપોલિયન જાણતો હતો. માટે તેણે એવો વિચાર કર્યો કે, પ્રાચીન કાળમાં મહા નામાંકિત યોદ્ધા હાનિબલ* જેવી રીતે કાર્થેજથી સ્પેનમાં આવીને ઇટાલીમાં દાખલ થયો હતો, તેમ આલ્પ્સ પર્વતમાંથી ઇટાલીમાં આસ્ટ્રીયન લશ્કરની પાછલી બાજુએ આપણું લશ્કર લઈ જઈને તેમને બે ફોજની વચ્ચે સપડાવવા.

ઉપર પ્રમાણે વિચાર કરીને આલ્પ્સ પર્વતમાંથી લશ્કર લઈ જવાના

---

* ઇ. સ. ૨૨૧ માં કાર્થેજના લશ્કરનો સરદાર હતો અને તેણે મરતાં સુધી રોમન રાજ્યના લશ્કરને હંફાવ્યું હતું.

રસ્તા શોધી કહાડવા સારૂ એક હોશીઆર અમલદારને મોકલ્યો. તે પર્વતની સઘળી વાટો જોઈ આવ્યો. અને એવી વિકટ જગાએથી લશ્કર લઈ જવું મહા કઠણ છે એમ તે કહેતો હતો એટલામાં નેપોલિયને તેને પૂછ્યું:—"એ વાત બને એવી છે કે નહિ તે એકદમ કહો !" અને તે કામદારે હાનો જવાબ દેતાં જ પોતાનો ધારેલો મનસુબો પાર પાડવાનો તેણે ઠરાવ કર્યો.

નેપોલિયનના ખાનગી કારભારીએ એમ લખ્યું છે કે, એક દહાડો સવારમાં તે બેઠો હતો તે ઓરડામાં હું ગયો, અને ત્યાં જોઉં છું તો નેપોલીઅન ઇટાલી દેશનો એક મોટો નકશો પાથરી તેમાં ટાંકણીઓ ખોસે છે. કેટલીક ટાંકણીના માથા ઉપર કાળી નિશાનીઓ કરે છે અને કેટલીક ઉપર રાતી કરી છે. એવી રીતે કયે કયે ઠેકાણે લશ્કર લઈ જવાનું છે તે ઠરાવતો હતો. અગાડી ચાર મહીને તે વિજયી લશ્કર બરાબર નિશાની કરેલી જગાએ આવ્યું ત્યારે મને ઘણી નવાઈ લાગી.

આલ્પ્સ પર્વત માંહેના જે રસ્તે થઇને લશ્કર લઈ જવાનું તેણે ઠરાવ્યું હતું તે ઘણો જ વિકટ હતો. મોટી મોટી ગબારો તૂટી પડેલી અને હમેશની બરફથી ઢંકાયલી રહેતી. તેથી તે ઉપર ચાલવાનું એટલું અઘરૂં હતું કે, જરા પગ ખસ્યો કે ગબડતાં ગબડતાં ઝીકાઇને જીવ જ જાય. ચોર ચખાર સિવાય બીજા કોઈ આ રસ્તે ઘણું કરીને જતા જ નહિ. પણ ફ્રાન્સ દેશમાં જ્યાં જ્યાં ફોજની તૈયારી જોઇતી હતી ત્યાં ત્યાં બંદોબસ્ત કરીને તે આ રસ્તે ઇટાલી દેશમાં જવા નીકળ્યો. રસ્તો એવો અઘરો હતો તો પણ ઘોડા, તોપો વગેરે સર્વ લડાઇનો સરંજામ તેણે સાથે લીધો હતો. તોપોને મોટાં મોટાં લાકડાંઓની આડો બાંધીને સેંકડો માણસો પાસે ઉપર ખેંચાવી લીધી. તેવી જ રીતે ગાડાંનો સામાન સુદ્ધાં છૂટો પાડીને માણસો ઉચકી લઈ ગયા. એમ કરતાં રસ્તામાં જરા અડચણ આવ્યાથી તે લોકો અટકે કે તેમને હિંમત આપવાને પોતે ઘોડા ઉપર બેસીને સૌથી આગળ ચાલવા માંડે ! એક ગ્રંથકાર એમ લખે છે કે આ વખતે લશ્કરના લોકોએ જે શ્રમ વેઠયો, તેનું વર્ણન થઇ શકતું નથી. પાછલા લોકો ગભરાય માટે અગાડીના લોકો શ્વાસ ખાવાને સુદ્ધાં પણ ઉભા રહેતા નહોતા. અગાડીના માણસોના પગથી છુંદાયલા

બરફના કાદવમાં ધુંટણ ટેકીને પાછલા લોકોને ચાલવું પડતું. એક વાર તો કેટલાંએક માણસો શિખર ઉપરથી બરફયુક્ત મોટા પથરો પડવાથી છુંદાઈ મુવાં. અને કેટલીએક જગાએ તો રસ્તો પણ નજરે પડતો નહોતો. એવા સંકટમાંથી આસરે ચાળીસ હજારનું લશ્કર લઈને નેપોલિયન જતો હતો. એ વખતે ઇ. સ. ૧૮૦૦ ના મે મહિનાની શરૂઆત હતી.

આલ્પ્સ પર્વતના માથા ઉપર સેંટ બર્નાર્ડ નામે મઠ છે. તેમાં કેટલાએક ખ્રિસ્તી સાધુ રહે છે તે ત્યાં આવનારા મુસાફરોની સારી આગતાસ્વાગતા કરે છે. કેટલીક વાર મુસાફરો રસ્તો ભૂલી જઈને બરફમાં દટાઈ જાય છે. એ દુઃખમાંથી છોડવવાને સારૂ તે લોકો ઘણી મેહેનત કરે છે. તેમની પાસે એક જાતના સારા હોંશિઆર કુતરા હોય છે. તેમના ગળામાં કંઈ ખાવાના પદાર્થ, એક દારૂની શીશી, એક ગરમ ડગલો અને લખેલી ચીઠી બાંધીને છોડી મૂકે છે. તે જ્યાં મુસાફર બરફમાં ડટાયો હોય ત્યાં જઈ પાસે ઉભા રહે છે. એટલે પેલો મુસાફર પેલી ચીઠી વાંચીને દારૂવડે ગરમ થઈ ખોરાક ખાઈને પેલો ડગલો પેહેરી પેલા કુતરા જોડે મઠમાં જઈ આસાએશ લઈ પાછો પોતાને રસ્તે પડે છે. વળી તે કુતરાને કોઈ મુસાફર અચેત કે મુવેલો માલમ પડે તો ત્યાં ઉભો રહીને રડવા માંડે છે. તેથી મઠના સાધુઓ જાણે છે કે કુતરાને કોઈ મુડદું હાથ લાગ્યું છે; એટલે સાધુઓ ત્યાં જઈને તેમને મઠમાં લાવી ઓસડવેસડ કરે છે અને મરી ગયો હોય તો શાસ્ત્રોક્ત ક્રિયા વડે તેને ભૂમિદાહ કરે છે. એ સાધુ અને કુતરાથી હજારો માણસના જીવ બચ્યા છે.

એ સાધુઓને ખબર થઈ કે નેપોલિયન મોટું લશકર લઈને આવે છે, તે ઉપરથી તેમણે તૈયારી કરીને તમામ ફોજના માણસોને સત્કારપૂર્વક થોડું થોડું ખાવાનું આપ્યું. એ પરોણાચાકરીને માટે નેપોલિયને તેમનો આભાર માન્યો અને ત્યાં થોડી વાર વિસામો ખાવા થોભ્યો, એટલા થોડા વખતમાં પણ મઠ માંહેનાં ઘણાં પ્રાચીન પુસ્તકો હતાં તે એણે વાંચ્યાં !

રસ્તામાં કોઈ કોઈ જગાએ રાની લોકો રહેતા તે પણ તેમનાથી બને તેટલી મદદ તેને કરતા. એમાંના એક ગરીબ ખેડુતને તેણે રસ્તો દેખાડનાર ભોમીઆ દાખલ સાથે લીધો. તે હમેશ તેની જોડે ચાલતો અને નેપોલિયન પણ તેની સાથે ઘણી વાર સુધી વાતો કરતો. કારણ તેનું

સાદું ગામડીયા બોલવું તેને ઘણું ગમતું. એ ભોમીઆને રજા આપતાં પેહેલાં તેણે પૂછ્યું કે તારે શું જોઈએ છીએ, ત્યારે પોતાને જે જે ચીજ જોઈતી હતી તે કહી. તે સાંભળીને નેપોલિયને સેન્ટ મોરીસના થાણદાર ઉપર એક ચીઠી લખી આપી તેમાં એણે કહેલી બધી ચીજો ઉપરાંત કેટલાએક પૈસા આપવાનું પણ લખ્યું હતું. નેપોલિયને ઉદાર થઈને ધોળા ઉપર કાળું કીધેલા એક નહાના સરખા કાગળના કકડા ઉપરથી આપણને આટલી બધી ચીજો મળી, એ જોઈને તે રાની માણસને મોટી નવાઈ લાગી.

સેંટ બર્નાર્ડથી નીકળ્યા પછી કેટલેક ઠેકાણે રસ્તો ઘણો જ વિકટ આવ્યો. એક વાર તો ખુદ નેપોલિયનને પણ સો બસેં હાથ બેશીને ઉતરવું પડયું. આ વખત તે સઘળા જોડે મમતાથી વર્તતો પણ તેને લીધે તેનું વજન કંઈ ઓછું થતું ન હોતું. સઘળાં માણસો ઉપર તેનો એવો જબરો ધાક હતો કે અગાડી રસ્તો અઘરો લાગવાથી સિપાઈઓ જરા ઉભા રહે અને એટલામાં તે લગાર ડોકું ઉંચું કરે કે લાગલા ચાલવા માંડે.

આવી રીતે રસ્તો કાપીને ચાતિલ્લોન નામે જગાએ પાંચ હજાર આસ્ટ્રીઅન લશ્કર પડયું હતું તેના ઉપર ફ્રેન્ચ લશ્કરીઓ ઓચિંતા તૂટી પડયા. તેથી તેઓ તો સમજ્યા કે એ લોકો આપણા ઉપર આકાશમાંથી પડયા કે શું ?

ફ્રેન્ચ લોકો ધારતા હતા કે હવે આપણે રસ્તાના સંકટમાંથી છૂટયા. પણ સેંટ બાર્ડ નામે જગાએ આ બધી મેહેનત વ્યર્થ જવાનો પ્રસંગ આવ્યો. સેંટ બાર્ડનો કિલ્લો ઘણો ઊંચો છે અને તેની આણીમેર એક નદી છે, તેથી ફ્રેન્ચોનો તે જગા લેવાનો પ્રયત્ન નિષ્ફળ ગયો અને જ્યારે કશો ઉપાય ચાલ્યો નહિ ત્યારે તે ઘણા ગભરાઈ ગયા.

આ વખતે નેપોલિયન પાછળ રહેલો હતો તે આ ખબર સાંભળીને ઝટ ત્યાં આવી પહોંચ્યો અને એવે વિકટ સમયે હિંમત ન છોડતાં બીજી યુક્તિઓ શોધવા લાગ્યો અને ઊંચાં ઊંચાં શિખરો ઉપર ધ્યાનથી તપાસી ફલાણી બાજુએ ધસારો કરવાથી કિલ્લો આપણો સ્વાધીન આવશે એમ લાગ્યું,

કે તરત જ તે બાજુએ હુમલો કરવાનો હુકમ કર્યો. નેપોલિયનના મનમાં પણ તેનું અઘરાપણું આવી ચૂક્યું હતું. તથાપિ તેને હિંમત હતી કે જે લશ્કરે સેંટ બર્નાર્ડનો રસ્તો ઓળંઘ્યો તે આ રસ્તે જવાને પાછું હઠશે નહિ અને પછી તેણે પોતાની ધારણા પ્રમાણે એક ઉંચાણ જગા ઉપર ઘણી મેહેનતે એક તોપ ચઢાવી. તે તોપનો મારો એવી સારી રીતે ચાલ્યો કે, તેથી કિલ્લા માંહેના લોકો ગભરાયા. તેઓ ધારતા હતા કે, આ સાંકડી ગલીમાં શિકારને સારૂ જવાની મુશીબત છે ત્યાં સાથે તોપ નહિ હોય. પણ હવે આ તોપથી તેઓ ગભરાયા અને તેમણે ફ્રેન્ચો ઉપર ગોળાઓનો વરસાદ વરસાવ્યો. પણ આખરે ફ્રેન્ચોએ તે કિલ્લો સર કર્યો. આ વખતે તે એટલો થાકી ગયો હતો કે લગાર વિસામો ખાવા બેસતાં જ સજ્જડ ઉંઘ આવી.

પછી ત્યાંથી ઇવ્રિઆ શેહેર સુધી ફ્રેન્ચો ગયા ત્યાં સુધી અસ્ટ્રીઅન લોકો ડર્યા નહિ. તથાપિ ફ્રેન્ચ સરદાર લાન્ના બે દિવસ સુધી જબરી લડાઇ કરીને શેહેરમાં દાખલ થયો અને પછી નેપોલિયને તૂરીન ભણી ચાલવા માંડ્યું. રસ્તામાં દશ હજાર આસ્ટ્રીયન લશ્કર પડેલું હતું તેની સાથે એક જબરી લડાઈ થઈ તેમાં દુશ્મનની હાર થઈ ને ફ્રેન્ચોને તેમના ઘણા સરંજામનો ભરગાળો થયો.

આણીમેર આસ્ટ્રીયાનો સેનાપતિ મેલાસ ફ્રાન્સમાં દાખલ થવા સારૂ ઘણા જોસ્સાથી લડતો હતો તેણે પોતાની પાછળ બીજે રસ્તેથી આવેલા ફ્રેન્ચોએ ખરાબી કર્યાની ખબર સાંભળી ત્યારે ત્યાં કેટલુંક લશ્કર મૂકીને પોતે નેપોલિયન સામો ટક્કર આપવા પાછો ફર્યો; તેથી તે બંને વચ્ચે અનેક જગ્યાએ ભારે લડાઈઓ થઈ તે સઘળી લડાઈઓનું અથ ઇતિ વર્ણન અત્રે આપવાથી કદાચ વાંચનારાને કંટાળો આવવાનો સંભવ જાણી માત્ર સંક્ષેપમાં એટલું જ કહીએ છીએ નેપોલિયને મિસર દેશમાં ગયા પેહેલાં જિતેલાં ઇટાલીમાંનાં મિલાન, તૂરિન, પેવ્હિઆ વગેરે લઇને ફરીથી પેહેલાંના જેવો જ ફ્રેન્ચ નામનો ધાક બેસાડ્યો. આસ્ટ્રીયન લોકે પણ ઘણી હિંમતથી કેટલીએક જગાએ ફ્રેન્ચો ઉપર હુમલા કર્યા ખરા, પણ બંને તરફથી દુશ્મનોનો માર પડવાથી તેમનું કશું ચાલ્યું નહિ. વળી મેલાસ જતાં જ ફ્રાન્સના નાકા ઉપર રહેલી ફોજ આગળ ચાલી.

દેસેકસ નામે એક ફ્રેન્ચ લશ્કરમાં અધિકારી હતો, તે ઘણો શૂરો

હતો અને એ જ માત્ર લગભગ મારા જેવો બહાદુર છે એમ નેપોલિયન માનતો હતો. તેને જ પોતે ફ્રાન્સ પાછો આવ્યો ત્યારે મિસરમાં રાખી આવ્યો હતો અને કેહેતો આવ્યો હતો કે પ્રસંગ આવે તો પાછો ચાલ્યો આવજે. તે પ્રમાણે જ્યારે નેપોલિયન આલ્પ્સને રસ્તે ઇટાલીમાં દાખલ થયો ત્યારે દેસેકસ ફ્રાન્સમાં આવી પહોંચ્યો. એટલામાં પોતાને જલદીથી આવી મળવા સારૂ નેપોલિયને તેને પત્ર લખ્યો હતો તે વાંચી દેસેકસ બોલ્યો 'એને બધું મળ્યું તો પણ ધરાયો નહિ.' પછી સેંટ બર્નાડને રસ્તે નેપોલીઅન ગયો છે, એમ સાંભળ્યું ત્યારે તે દડમજલ તેની પાસે જવા સારૂ નીકળ્યો, કેમકે તે ધારતો હતો કે મારૂં ભલું કરવાને નેપોલિયન કચાશ નહિ રાખે. અને જ્યારે તે એકઠા મળ્યા ત્યારે બે વચ્ચે ઘણા પ્રેમભાવથી વાતો થઈ ને એક મોટી ટોળીનો તેને અધિકાર આપ્યો. તે લઇને તેણે ઘણી જગ્યાએ વીરોને અચંબો લાગે એવાં પરાક્રમો કર્યાં.

મારેંગોની પ્રખ્યાત લડાઈ ઘણા જ જોસથી લાંબા વખત સુધી ચાલી તેમાં આસ્ટ્રીયન લોકોએ ફ્રેન્ચોને ઘણા ગભરાવી નાંખ્યા, તેથી તેઓ નાસવાની તૈયારીમાં હતા. એટલામાં દેસેકસ ઘોડા ઉપર બેશીને નેપોલિયન પાસે ગયો અને બોલ્યો:—'મને લાગે છે કે, આજ આપણે હારીશું." એ સાંભળી નેપોલિયન બોલ્યો:—"મને લાગે છે કે આજ આપણી જિત થશે, તમે અગાડી ધસો તો ખરા. પાછલા લશ્કરની ગોઠવણ હું કરૂં છું" એમ બોલીને તે પાછાં પગલાં કરનારને હિંમત આપવા લાગ્યો. તેથી ફરીથી લડાઈ શરૂ થઈને કેટલીક વારે દેસેકસ ગોળી લાગવાથી મૂવો. તે જોઈને નેપોલિયન બોલ્યો:—"હાય ! હાય ! મને રડવાને પણ વખત નથી."

દેસેકસના મોતથી ફ્રેન્ચો ઘણા ચીઢાયા અને જીવની આશા છોડીને લડવા લાગ્યા. તેથી આજ આપણે જિતીશું એમ આસ્ટ્રીયન લોકો ધારતા હતા તે પાસો ફેરવાઈ ગયો અને ફ્રેન્ચ લોકોએ તેમની દાણાદાણ કરીને તેમને હરાવી નાંખ્યા.

આ હાર થતાં જ તેમણે લડવાનું મૂકી દઈને સલાહનું કેહેણ મોકલ્યું, તેથી નેપોલિયનની મરજી પ્રમાણે તહનામાની કલમો ઠરી. પછી પોતાના હાથ તળેના અમલદાર માસેનાને લશ્કરનો અધિકાર આપીને

પોતે પાછો ફ્રાન્સ જવા નીકળ્યો તે સન ૧૮૦૦ ના જુલાઈની બીજી તારીખે પારિસ પહોંચ્યો.

એ અઢી મહિનાના ટુંક વખતમાં નેપોલિયને આવડું મોટું પરાક્રમ કર્યું, તે જોઇને ફ્રાન્સના ખેશીઓને મોટી નવાઈ લાગી. તેથી તે ત્યાં પહોંચતાં જ પારિસવાસીઓ ઘણા આનંદથી મોટા મોટા ઉત્સવો કરવા લાગ્યા. શેહેરમાં રાત્રે રોશનીઓ કરે તથા તેનાં દર્શન કરવા સારૂ રાજમેહેલની ચારેમેર લોકોનાં ટોળે ટોળાંનો જમાવ થાય. નેપોલીઅન ફ્રાન્સ પાછો આવ્યો તે પહેલાં ઈટાલીમાં આસ્ટ્રીયન લોકોએ ફ્રેન્ચોને હરાવ્યાની બૂમ ઉડી હતી તેથી લોકો દલગીર થયા હતા એટલામાં તે જાતે આવ્યો ને ખરી ખબર માલમ પડી તેથી તેઓ ઘણા ખુશી થયા. પણ તે પહેલાં તો એ ખોટી ખબર ઉપરથી જ તેના સામાવાળીઆઓએ તેને અધિકાર ઉપરથી દૂર કરવા ખટપટ ચલાવી હતી.

મેલાસના લશ્કરની હાર થયા પછી તેમના કેહેણ ઉપરથી તહનામાની કલમો ઠરાવીને તથા નવેંબર સુધી લડાઈ બંધ રાખવાનું ઠરાવીને નેપોલિયન પારિસ પાછો આવ્યો હતો. એવામાં આસ્ટ્રીઅન લોકોને ઈંગ્રેજો સલાહ ન કરવા માટે આગ્રહથી કહેવા લાગ્યા. અને ઇંગ્રજ સેનાપતિ લાર્ડ કીથે માલ્ટા બેટ ફ્રેન્ચો પાસેથી લીધાનું સાંભળીને તેમને જરા તેજી આવી અને તેથી કરીને સલાહનો સંભવ આછો થવા લાગ્યો.

જ્યારે લડાઈ બંધ રાખીને નેપોલિયન પારિસ પાછો આવ્યો તે વારે ફરીથી બોર્બોના વંશના પુરૂષોએ પોતાને રાજા બનાવવા સારૂ નેપોલિયન જોડે વિષ્ટિ ચલાવી હતી. અને અગાડી જે અઢારમો લુઈ રાજા થયો તેણે તેને એક એવો છાનો કાગળ લખ્યો હતો કે, ' મારા હક્કની રાજ્યગાદી મને આપવાને તમે આળસ કરો છો અથવા તો વખત જવા દેશો એવી મને બીક લાગે છે. મારા વિના તમારાથી ફ્રાન્સને સુખી નહિ કરાય, તેમ જ મારાથી પણ તમારા વિના ફ્રાન્સનું ભલું નહિ થાય. એ માટે જેથી મોટો અધિકાર અને માન મળે અને તમે તથા તમારા મિત્રો સંતુષ્ટ થાઓ તે મનમાં આણીને ત્વરા કરો !"

આ કાગળના જવાબમાં તેણે લખ્યું કે, "મહારાજાનો પત્ર

મને પહોંચ્યો. તમારી અને તમારા કુટુંબની દુર્દશા જોઈને મને ખરેખર ઘણું માઠું લાગે છે. ફ્રાન્સ દેશમાં પગ મૂકવાની હવે તમે આશા છોડી દો, કેમકે પાંચ લાખ માથાં કાપ્યા વિના તમારી ધારણા પાર નહિ પડે. બાકી મારાથી બને તેટલું કરીને આપની અવસ્થા સારી કરવાને તથા પાછલાં દુઃખો આપને વિસરાવવાને બની શકશે તેટલો યત્ન હું કરીશ."

બીજા એક રાજ્યકુટુંબના માણસે એમ કર્યું કે, નેપોલિયનને વશ કરીને પોતાનું કામ પાર પાડવા સારૂ એક સુંદરી મોકલી. તે જોસેફાઈનનું સંધાન સાધીને રાજમેહલમાં દાખલ થઈ. પણ એ શા માટે આવી છે તે નેપોલિયને જાણતાં જ તેને ત્યાંથી જતા રહેવાનો હુકમ કર્યો.

આણીમેર નેપોલિયન રાજા થવાના વિચારમાં છે, એવું જણાવા ઉપરથી ઘણા લોકો તેને પ્રતિકૂલ થયા હતા, તેમાં 'જુલમી રાજા થવાનું ચહાનારને મારી નાંખવામાં પુણ્ય છે' એવી ઉશ્કેરણી જેકોબાઇન નામના હઠીલા લોકો કરવા મંડયા. અને કેટલાએક લોકોએ જેમ પ્રાચીન કાળમાં રોમન લોકોએ સીઝરની ઘાત સભામાં કરી તેમ નેપોલિયનની ઘાત નાટકશાળામાંજ કરવાનું કાવતરૂં કર્યું. તથાપિ તે માંહેનો એક માણસ ફુટવાને લીધે તે કામ પાર ન પડતાં તમામ કાવત્રાંખોરોને દેહાંત દંડ થયો. એટલે જેકોબાઈનોએ તેને મારવાની બીજી તદબીર કરી. તે એવી કે નેપોલિયન જે રસ્તે નાટકશાળામાં જવાનો હતો તે રસ્તામાં એક ઠેકાણે જમીનમાં દારૂ ભરી રાખવો અને તે ત્યાંથી જતો હોય ત્યારે તેને લાગલો જ ઉડાવી દેવો. આ મનસુબો તારીખ ૧૦ મી ઓકટોબરે પાર પાડવાનું ઠરાવ્યું. કેમકે તે દિવસે તે નાટકશાળામાં જવાનો છે એવી ખબર હતી. પણ દિવસે ઘણી મેહેનત કરીને થાકેલો હોવાથી તે દહાડે તે નાટક જોવા જવાનો નહોતો. પણ જોસેફાઈનનો ઘણો આગ્રહ થવાથી તે ગાડીમાં બેઠો. પણ ગાડીમાં બેઠા પછી ઉંઘી ગયો અને ઠરાવેલે ઠેકાણે ગાડી પહોંચતાં જ તે ઘોર કૃત્ય કરનારાઓએ ઠરાવી રાખેલા માણસે પેલા દારૂમાં રંજક મૂકયો, તેથી મોટો ધડાકો થયો અને નેપોલિયન જાગ્યો, અને પોતાના ગાડીવાનને ઊતાવળી ગાડી હાંકવાને કહ્યું. જો ગાડી

લગાર અગાડી ગઈ ન હોત તો એ દુષ્ટોનો મનસુબો પાર પડત, તથાપિ તે પાર ન પડતાં બીજાં વીસ માણસો મુવાં, ત્રેપન જખમી થયાં અને રસ્તાની બને બાજુનાં ઘરોનાં બારી બારણાં ફુટી જઈને ઘણું નુકશાન થયું. ઇશ્વરની ગતિ ન્યારી છે. કહ્યું છે કે, 'જેને રામ રાખે તેને કોણ ચાખી શકે.' એક પળના ફરકથી નેપોલિયન બચ્યો. અને જેકોબાઈનો ઉપર લોકો દ્વેષ કરવા લાગ્યા. કેટલાએકને મોતની સજા થઈ, કેટલાએક દેશ-પાર થયા. અને નેપોલિયનની ઘાત જવાથી ઉલટો તે લોકોને વધારે વહાલો લાગવા માંડયો.

આવી રીતે લોકોના મનની હાલત છતાં નેપોલિયન કાયદા કાનુન વગેરે સર્વ યુક્તિથી કરવા લાગ્યો કે, જેથી તમામ અખ્તિયાર પોતાના હાથમાં આવે; તેમાંનો એક કાયદો એવો હતો કે જેથી તે ધારે તે માણ-સને રાજદ્રોહી ઠરાવીને દેશપાર કરી શકે. તેમ જ ફોજદારી ખાતાના મુખ્ય અધિકારી ફોકેની પણ ઘણી જ છુપી રીતે તપાસ રહેતી. તેથી નેપોલિયનના વિરૂદ્ધ એકે શબ્દ બોલવાને લોકો ઘણા બીતા હતા.

ઉપલો મરણપ્રસંગ વીત્યા પછી કેટલેક દહાડે એક પુસ્તક પ્રકટ થયું. તેમાં સીઝર, ક્રામવેલ અને નેપોલિયનને સરખાવીને એમ સૂચવવામાં આવ્યું હતું કે નેપોલિયન પણ તેમની પેઠે રાજ્યપદ લેવા યોગ્ય છે. પણ નેપોલિયનના બધા મિત્રોએ સૂચના કરી કે, આ વેળાએ આવું પુસ્તક પ્રકટ થવાથી આપને નુકશાન છે. એ ઉપરથી ફોકેને બોલાવી મંગાવી તેણે એ પુસ્તક પ્રસિદ્ધ કરવા દેવા માટે ઘણો ગુસ્સો જણાવ્યો. ત્યારે ફોકે બોલ્યોઃ—" તમારા ભાઈ લુશિયનનો એમાં સંબંધ છે, એવું જાણ્યાથી એ કામમાં મેં વધારે ધ્યાન આપ્યું નહિં." એ સાંભળી નેપોલિયને કહ્યું કે લુશિઅનને પકડીને કેદ કેમ ન કર્યો? એમ કહી તે ત્યાંથી ગુસ્સાભેર ચાલ્યો ગયો. પછી ફોકેએ નેપોલિયનના ખાનગી કારભારી બોરીનના કાનમા કહ્યું કે, પુસ્તક લખનારને સજા શી રીતે કરૂં ? લુશિઅને મને હસ્તલેખ બતાવ્યો, તેના ઉપર નેપોલિયને પોતાને હાથે ઘણે ઠેકાણે છેકીને સુધાર્યું હતું.

એ સમાચાર લુશિઅને જાણ્યા ત્યારે તે પોતાને સારૂ આમ બોલવા માટે તેને ઠપકો આપવા લાગ્યો. ત્યારે નેપોલિયન બોલ્યો કે,

"એ કસૂર તારી છે. લખનારનો પત્તો મળવા ન દેવાનું કામ તારૂં હતું ! ફોકે પોતાની ચતુરાઈ બતાવી એ તને વધારે દોષપાત્ર ઠેરવે છે." એથી લુશિઅન નેપોલિયનના હાથ તળે જ મોટી જગા હતી, તે છોડી દઈને ફ્રાન્સ દેશનો વકીલ થઈને સ્પેન દેશમાં ગયો.

ફ્રાન્સમાં આવી વાતો ચાલ્યાથી આસ્ટ્રીયાનો બાદશાહ તહ ઠરાવવામાં ઢીલ કરતો હતો. લડાઈ બંધ પડયાને પાંચ મહિના થયા તો પણ તહ ઠર્યો નહિ. ત્યારે નેપોલિયને જૂદા જૂદા ઠેકાણાના લશ્કરી અમલદારોને લડાઈ શરૂ કરવાને હુકમો કર્યા તેથી ઘણે ઠેકાણે મોટી મોટી લડાઈઓ થઈ ને આસ્ટ્રીયન લોકો હારતા ચાલ્યા. એવી રીતે બધે ઠેકાણે હરાવીને જૂદાં જૂદાં ત્રણ ટોળાંએ ત્રણ બાજુએથી આસ્ટ્રીયાની રાજધાની ઉપર હુમલો કરવાનો નેપોલિયને મનસુબો કર્યો તે જાણી બાદશાહ ઘણો ગભરાયો. તેથી પોતાની સંમતિ વિના કોલકરાર ન કરવાનો ઈંગ્લાંડનો આગ્રહ ન માની તારીખ ૧૯ મી ફેબ્રુઆરી સને ૧૮૦૧ ને રોજ ઠરાવ ઉપર સહી કરી. એ કરારથી બાદશાહને ઘણીએક અપમાનકારક વાતો કબુલ કરવી પડી.

એવી રીતે ફ્રેંચોની ફતેહ થયેલી જાણી, ઈંગ્લાંડના મુખ્ય પ્રધાન પિટ્ટના મન ઉપર મોટી અસર થઈ અને ફ્રેન્ચોને હરાવવામાં તે નાઉમેદ થયો તેથી તેની પાસે જે યુરોપખંડનો નકશો ટાંગેલો હતો તે તરફ જોઈ પાસેના એક માણસને કહેવા લાગ્યો કે, એ નકશો વિંટાળી દ્યો હવે એની ગરજ રહી નથી.

આસ્ટ્રીઆની સાથે કોલકરાર થયાથી ફ્રાન્સ જોડે એકલા ઈંગ્લાંડને જ શત્રુભાવ રહ્યો. કેમકે બીજાં રાજ્યોએ અગાડી ફ્રાન્સ જોડે લડવાને ઈંગ્લાંડ સાથે કોલકરાર કર્યા હતા તેમણે તેમાંથી પોતાનો સંબંધ છોડી નાંખ્યો. આગલી લડાઈમાં દશ હજાર રૂશિયન લોકો કેદ પકડાયા હતા તેમને છોડી દઈને રૂશિયન બાદશાહ પાલ જોડે નેપોલિયને દોસ્તી બાંધી.

નેપલ્સની રાણી આસ્ટ્રીયાના બાદશાહની બેહેન હતી. અગાડી ફ્રેન્ચોએ નેપલ્સનું રાજ્ય જિત્યું હતું તે નેપોલિયન મિસરમાં હતો ત્યારે ઈંગ્રેજ સરદાર નેલ્સને ફ્રેન્ચો પાસેથી લઈને પાછું રાણીને તે સોંપ્યું હતું.

તે પાછું જવાનો વખત આવ્યો ત્યારે તે બાઈએ રૂશિયન બાદશાહને વચ્ચે નાંખીને પોતા ઉપર આવેલું વાદળ ઉતાર્યું. અને નેપોલિયને પણ તેની મરજી રાખવા સારૂ જ નેપલ્સ પાછું લીધું નહિં. વળી પોતાને રાજ્યપદ લેવાના ઉદ્દેશને પોપની મદદ જરૂર જોઈએ, એમ ધારીને તેનો મુલક તેની પાસે જ રહેવા દીધો. એવું પોપનું મહત્વ વધારવા તરફ નેપોલિયનની વૃત્તિ જોઈ ફ્રેન્ચ લોકોને અને બીજા પ્રુશીયા, ડેનમાર્ક, સ્વીડન વગેરે યુરોપના દેશોના લોકોને મોટી નવાઈ લાગી.

એવી રીતે સઘળાં નાનાં મોટાં રાજ્યોને પોતાની ભણી ખેંચી લઈને ઈંગ્લાંડને હરાવવાનો નેપોલિયને મનસુબો કર્યો. એ એનો મનસુબો તે ઓગણીસમા સેંકડાના આરંભની ઈંગ્લાંડ ઉપર મોટી આફ્ત હતી. અને એ આફ્ત બીજાં ઘણાં કારણોથી ભયંકર થઈ પડી હતી. તે વેળા પાક સારો ઉતર્યો નહોતો, તેથી દેશમાં મોંઘવારી હતી. અને રાજાનો અનુભવી રાજ્યકાર્યધુરંધર પ્રધાન પિટ્ટ તરત જ રાજીનામું આપીને દૂર બેઠો હતો. એવા કઠણ પ્રસંગમાં પણ દુશ્મન અગાડી ન નમતાં કોઈની મદદ વગર શત્રુને ટક્કર આપવાનો ઈંગ્રેજોએ ઠરાવ કર્યો, એ તેમની સ્વદેશપ્રીતિનું ઉત્તમ ઉદાહરણ છે. એવી સ્વદેશભક્તિ જે લોકોમાં હોય તેમનો દેશ શા માટે વૈભવ વિનાનો રહે?

પોતાના દેશને હરાવનારા લશ્કરનાં વહાણો એકઠાં થયાં પેહેલાં જ તેમના ઉપર હુમલો કરવાનું ધારીને નેલ્સને પોતાનાં વહાણો બાલ્ટીક સમુદ્રમાં આણ્યાં. અને જૂદે જૂદે સ્થળે સ્વીડન, ડેનમાર્ક વગેરે દેશોનાં લશ્કરોને હરાવી નાખ્યાં. વળી પેલી મેર રૂશિયન ઝારને સેંટપીટર્સબર્ગમાં મારાઓએ મારી નાંખ્યો તેથી નેપોલિયને રચેલો વ્યૂહ અફળ ગયો.

નેપોલિયને મિસર દેશનું રાજ્ય સંભાળવાને કલેબરને મૂક્યો હતો. તે ઘણો ચતુર પુરૂષ હતો. તેણે ઘણી સારી રીતે રાજ્ય ચલાવ્યાથી લોકો તેને ઇનસારી સુલતાન કેહેતા હતા, તથાપિ ઓચિંતો તેને કોઈએ મારી નાંખ્યાથી ત્યાં રાજ્ય સંભાળવાને કોઈ ડાહ્યો માણસ રહ્યો નહિ. તેથી તે દેશ ઈંગ્રેજ નૌકાસેન્યાધિપતિ આબર ક્રાંબીએ ફ્રેન્ચો પાસેથી જિતી લીધો. એવા મિસર દેશના સમાચાર સાંભળીને નેપોલિયન બોલ્યો, હવે ઈંગ્લાંડ ઉપર જ પાધરો હુમલો કર્યા વિના બીજો રસ્તો નથી. એમ

કહી તેણે તરત જ એક લાખ લશ્કર તૈયાર કર્યું. એની સામા લડવા સારૂ ઇંગ્રેજોએ પણ ભારે તૈયારી કરી, પણ બાલ્ટિક સમુદ્ર તરફ ઈંગ્રેજોની ફતેહ સાંભળીને તેની સાથે સલાહ થાય તો ઠીક એમ તે ધારવા લાગ્યો. આસ્ટ્રીયાનો તહ થઈને યુરોપનાં સર્વ રાજ્યો નેપોલિયનને મળેલાં જોઈ ઈંગ્રેજો પણ સલાહ કરવાને ચહાતા હતા. તેથી સલાહની કેહણુકહાવણુ શરૂ થઈ અને ઘણીક તકરારોની ભાંગમોડ થઈ. આખરે તા૦ ૧૦મી ઓકટોબર સને ૧૮૦૨ ને દિવસે તહનામા ઉપર એમિન્સમાં સહીઓ થઈ. એને એમિન્સનો તહ કહે છે અને તે ઇતિહાસપ્રસિદ્ધ છે. એ કોલકરાર વેળીએ માલ્ટા બાબત ઘણી તકરાર થઈ હતી અને પછી ટંટો પણ એ જ બેટ ઉપરથી ઉત્પન્ન થયો હતો.

——:O:——

## ભાગ. ૧૦ મો

———

એમિન્સના કોલકરાર ઘણા દિવસ ટકશે નહિ એમ બંને દેશો ધારતા હતા, તથાપિ તે ન થવાથી સઘળાઓ ઘણા ખુશી થયા. દશ વરસ થયાં ઈંગ્રેજો યુરોપમાં મુસાફરી કરતા બંધ પડ્યા હતા તેમને આ તહથી છૂટ મળી તેથી ફ્રેન્ચ રાજ્યની ઉથલપાથલથી બનેલા બનાવો નજરે જોવા સારૂ હજારો ઇંગ્રેજો ફ્રાન્સમાં ઉતરી પડ્યા. અને ખાસ પ્રતાપી નેપોલિયનને જોવા સારૂ મોટા મોટા શ્રીમાન રાજ્યકારસ્થાની પુરૂષો આવ્યા. એમાંના એક પ્રસિદ્ધ વકતા ફાકસને એણે ઘણું માન આપ્યું, બીજા લોકો ઉપર પણ ફ્રેન્ચ લોકોએ ઘણી મમતા જણાવી. અને ઉપલો તહ થયાથી શાંતિને લીધે નેપોલિયન રાજ્યાવસ્થા સુધારવાને ઘણી મેહેનત કરતો જોઈ સઘળાઓ મોટા અચંબામાં પડ્યા.

તેની શ્રમ કરવાની શકિત વિલક્ષણ હતી. કેટલાએક દહાડા સુધી બીલકુલ ઊંધ્યા વિના રાત અને દહાડો સરખું કામ કરતો હતો. તેને લીધે તેની

પાસે કોઈ ખાનગી કારકુન વધારે દિવસ ટકતો નહોતો. બોરીન થાક્યો ને નીમેલા બીજા કારભારીઓ માંદા પડયા. નેપોલિયનના મોટાં મોટાં કામો ગુપ્ત હતાં તેથી તે જાતે જ કરતો. એ સિવાય નેપોલિયન કઈ વેળાએ કયું કામ તપાસવાને બોલાવશે એવો ધાક પડેલો હોવાથી હાથ તળેનાં માણસો સદા તૈયાર રહેતાં. કેટલીએક વખત તો તેમને કેટલાક દિવસ સુધી ઊંઘવાનું મળતું નહોતું. એક વાર એમ બન્યું કે ઘણી મેહેનત લીધે કારકુનને લગાર ઊંઘ આવી. પછી થોડી વારે જુવે છે તો જે કાગળ અડધો રહ્યો હતો તે નેપોલિયનને જાતે પૂરો કરતાં દીઠો. ઊંઘ અને ભૂખ માણસને સ્વાધીન નથી પણ નેપોલિયનની ટેવ એ બાબતમાં નવાઈ જેવી હતી. એટલે ઊંઘ તેને સ્વાધીન હતી. તેમ જ સામાન્ય રીતે મનુષ્યનું એકાદ વિષયમાં મન ગુંથાયું હોય તેમાંથી તરત બીજા વિષયમાં પેસતું નથી. પણ નેપોલિયન એ નિયમમાં અપવાદ હતો. તે ગમે તેવા ગહન વિષયમાં ગુંથાયો હોય તોયે મનને ત્યાં જ અટકાવીને લાગલો જ બીજા તેવા ગહન વિષયમાં તેવી જ રીતે પેસાડી શકતો હતો. તે કહે તો, મારૂં મન પેટીના ખાના જેવું છે. એક ખાનું બંધ કરીને લાગલું બીજું ઉઘાડતું. તેમ એક વિષય મૂકીને બીજો પકડું તો પણ મારા મનમાં અનેક કલ્પના આવીને ગરબડ થતી નથી. તે ઉદ્યોગી પણ તેવો જ હતો. તે કહે તો કે, હું કેટલું ચાલીશ અને મારી નજર કેટલી દૂર પહોંચશે એ હું જાણું છું પણ હું કેટલો ઉદ્યોગ કરીશ તેની મને ખબર પડતી નથી. એને લીધે મારા કેટલાએક કારકુનો મરણ પામ્યા છે.

તે ઘરગથુ કામમાં પણ ઘણી બારીકાઈથી ધ્યાન રાખતો. અને ઘરના સર્વ હિસાબ ઝીણી નજરે તપાસતો. એક વાર એક મેહેલમાં રોશનાઈ કરી હતી તેમાં ઘણો ખરચ થઈ ગયાનું તેને લાગ્યું. તેથી ફરતાં ફરતાં એક પડદા ઉપરનો કસબી ઝુમખો તોડીને ગજવામાં મૂક્યો. તે જોઇને સાથેના ખવાસને નવાઈ લાગી. પણ પછી તેણે તેવો જ એક ઝુમખો બજારમાંથી વેચાતો મંગાવ્યો તે જોઇને રોશનાઈ કરનારને કહ્યું કે તેં મને આટલી વધારે રકમ બતાવી હતી.

ગ્રંથકાર લખે છે કે, નેપોલિયનનો ઘરખરચનો અજમાયશ કોઠો તૈયાર કરેલો અને તેના ઉપર પોતાને હાથે યોગ્ય સૂચના લખેલી

મેં જાતે જોઈ હતી તેમાં તેણે ખરડો તૈયાર કરનારની ભૂલો કહાડીને ખરડામાં લખેલા પૈસાનો ત્રીજો ભાગ માત્ર લાગશે એમ દેખાડાવ્યુ હતું. એમ છતાં તે કંજૂસ નહોતો તેણે પોતાના ઇષ્ટ મિત્રોને વિપુલ દ્રવ્ય આપ્યું છે અને કલાકૌશલ્યને ઉત્તેજન માટે જ પુષ્કળ વસ્તુઓ ખરીદ કરી છે. વળી તેની પાસે ચાકર માણસો પણ ઘણાં હતાં.

વળી આ દેશના વિક્રમ, ભોજ આદિ પ્રજાહિતેચ્છુ ભૂપતિઓ પોતાના વિષે પ્રજા કેવો વિચાર રાખે છે તે જોવા સારૂ વેષ બદલીને નગરચર્ચા જોવા સારૂ ફરતા હતા તેમ નેપોલિયન પણ વેષ બદલીને બજારમાં જઈ પોતાને વિષે લોકોને અભિપ્રાય પૂછતો હતો. એવી રીતે એક વાર તેણે એક દુકાનદાર આગળ પોતાને ખુબ નિંદ્યો. તેથી દુકાનદારે ગુસ્સે થઈ તેને પોતાની દુકાન આગળથી કહાડી મૂક્યો. એથી તે દુકાનદાર ઉપર તેને ક્રોધ ન ચઢ્યો પણ ઉલટો ખુશી થયો.

હવે એણે જે સુધારા કર્યા તેમાંના થોડાએક અહીં લખીએ છીએઃ—

રાજ્યક્રાંતિની વેળાએ કંટાળીને જે લોકો રવંડા માપી ગયા હતા તેઓ નવી રાજ્યવસ્થા કબૂલ કરીને પ્રજા ધર્મ પ્રમાણે વર્તે તેમણે ખુશીથી પાછા આવીને દેશમાં રહેવું અને તે ઉથલપાથલ વખતે છીનવી લીધેલી જેની માલમત્તા સત્તાવાળા પાસે હોય તે જેની તેની પાછાં આપવી, એવાં તેણે જાહેરનામાં કર્યાં. એથી ઘણાં માણસો વતનમાં આવી નિરાંતે રહ્યાં. માત્ર રાજા તરફથી તોફાન કરનારા, પરદેશી લશ્કરમાં ચાકરી કરનારા, અને રાજાના હજુરીઆ વગેરે મળીને આસરે પાંચશે માણસોને જ ફરીથી તોફાન ન થવા સારૂ દેશમાં આવતા અટકાવ્યા હતા. વળી તેણે ફ્રાન્સના કેદખાનામાં ઘણી અવ્યવસ્થા હતી તે જાતે તપાશીને દૂર કરી.

એ વેળાએ દેશમાં અતિ ઘણું નાસ્તિકપણું ફેલાયું હતું. તેથી પ્રજાની સંસારી રીતિ બગડીને ખરાબી થઈ ગઈ હતી તેથી તેણે ફરીથી રોમન કયાથોલીક ધર્મની સ્થાપના કરવા ધારી. ત્યારે પહેલી મોટી હરકત તો એ પડી કે, બૈબલ(ખ્રિસ્તિ ધર્મશાસ્ત્ર)નાં પુસ્તકો મળી શકયાં નહિ. તો પણ ધીમે ધીમે તેણે એ હરકત મટાડી. એ બાબત એક વાર તે બોલ્યો હતો કે, ખ્રિસ્તિ ધર્મ ઉપર મારો વિશ્વાસ નથી, તથાપિ ધર્મનાં

મૂળતત્વ માણસના અંતઃકરણમાંથી સમૂળાં કાઢી શકાતાં નથી. વળી તે કહેતો કે, દરેક વાત ઉપરથી ઈશ્વરનું અસ્તિત્વ સિદ્ધ થાય છે, એ વાત ખરી પણ, હું ક્યાંથી આવ્યો, કોણ છું, ક્યાં જવાનો છું, એ મારાથી સમજાતું નથી."

ખ્રિસ્તિ ધર્મ ઉપરથી તેનો વિશ્વાસ ઉઠી જવાનું બીજું કારણ ધર્મોપદેશકની બેલગામ જીભ અને દુરાચરણ હતાં. તેની આસપાસ ઘણા ઉપદેશકો હતા તેઓ વારંવાર કહેતા કે અમે દુનિઆઈ સુખ ચાહતા નથી, પણ જે વસ્તુ તેના સપાટામાં આવતી તેની ખરાબી કરવાને તેઓ આઘું પાછું જોતા નહિ. એવા "પોથીમાંનાં વેંગણ" ની આપણી સાધારણ કહેવત પ્રમાણેના ઉપદેશકો હતા, તેથી તેમની ઉપરથી આસ્થા ઊઠી જાય એમાં શી નવાઈ?

એક રાત્રે નિર્મળ આકાશ માંહેના અસંખ્ય ચળકતા તારા જોઈ તે બોલ્યોઃ "આ સર્વ કોણે કર્યા? ગયા રવિવારે રાત્રે હું એકલો અહીં ફરતો હતો તે વખત દેવળના ઘંટનો અવાજ મારે કાને પડતાં જ મારૂં અંતઃકરણ સરૂદિત થયું. તે આગલી સ્થિતિની પ્રતિમા મારા મનમાં ઉભી રહી. એવી જ્યારે મારી અવસ્થા, ત્યારે બીજાઓની શી? હજારો લોકોની મરજી જોઈને મેં ફરીથી ધર્મ-સ્થાપના કરી છે."

એ વખતે વ્હાલ નામે એક નાસ્તિક માણસ પાસે હતો, તે બોલ્યોઃ—"એમ છે તો આવતી કાલે બોર્બોન વંશને પાછો આણો." નેપોલિયન એની આગળ ફરીથી એવું કાંઈ બોલ્યો જ નહિ.

ધર્મનું પુનઃ સ્થાપન કરવાનું ઠરાવીને તેણે પોપ સાથે જે તહ કર્યા તેમાં નેપોલિયને પોતાને હવે પછીના વખતમાં રાજ્ય અમલમાં ઉપયોગ આવે એવી ઘણી બાબતો સમાવેલી હતી. તે એવી હતી કે ધર્માધ્યક્ષ વગેરેની નિમણુંક કરવી કે દૂર કરવા તેમાં તેની સંમતિ જોઈએ, પ્રાર્થનામાં મુખ્ય કારભારીનું નામ બોલવું, વગેરે.

આ સઘળામાં રાજાની સત્તાનાં ચિહ્નનો લોકોને જણાવા લાગ્યાં. પેહેલાં જેમ પ્રાર્થનામાં મુખ્ય રાજાનું નામ લેવાતું તેમ હવે નેપોલિયનનું પર લેવાવા લાગ્યું. વળી નાટર્ડામનાં દેવળમાં તે મોટા રાજ્યવૈભવથી ગયો

ત્યારે પહેલાં જેમ રાજાને માન આપતા હતા તેવું માન આ વખતે નેપોલિયનને ત્યાંના ધર્માધ્યક્ષે આપ્યું. સોળમો લુઈ જ્યારે ગાદીએ બેઠો હતો ત્યારે જે પાદરીએ પ્રાર્થના કરી હતી તેણે જ નેપોલિયનના નામની પ્રાર્થના કરી. કેટલાએક લશ્કરી અમલદારોને એ વાત ગમતી ન હોતી માટે આ વખતે તે દેવળમાં જવાના નહોતા, તથાપિ બર્દીએરે કંઇ બહાનું કાઢીને પોતાને ઘેર તેમને બોલાવ્યા અને ત્યાં બધા એકઠા થયા પછી કહ્યું કે, ચાલો આપણે દેવળમાં જઈએ, એથી તેમનાથી ના કેહેવાઈ નહીં. એ સમારંભ પતી ગયા પછી નેપોલિયને લગારેક હશીને એક ગ્રહસ્થને કહ્યું:—"હવે અગાડી માફક ચાલવા માંડયું નહિ વારૂ?" તેનો પેલા ગૃહસ્થે જવાબ વાળ્યો:—"સર્વ થશે, તથાપિ જે વાત તમે ફરીથી કરશો તે નહીં થવા સારૂ વીસ લાખ ફ્રેન્ચો મુવા તે પાછા નહિ આવે."

આમ બોલનારા કેટલાએક કારભારીઓને અગાડી પસ્તાવું પડયું. એ શિવાય લોકોને પદવીઓ આપવા વગેરેનું ઘણું કામ રાજ્યની ઉથલપાથલ વેળાએ બંધ પડયું હતું તે પાછું જારી થયું. ચાકર-નોકરો, બોલવું ચાલવું વગેરે રજવાડી રીત આગલા રાજાના જેવી થવા લાગી. તેમાં નેપોલિયન ઘણા રાજ્યકીય ડોળથી વર્ત્તતો ન હતો. પણ પ્રસંગ આવ્યો કે, બોલવામાં તેની એવી ખૂબી હતી કે, તેના સાંભળનારા તેની ભણી તરત વળી જતા.

એણે દેશમાં સાર્વજનિક વિદ્યાવૃદ્ધિ બાબત સ્તુત્ય ઉદ્યોગ કર્યાથી સઘળા ખુશી થયા. એની પેહેલાં વિદ્યાલયનો કારભાર પાદરીઓ પાસે હતો. પણ આ નવા નિયમથી જ્યાં ત્યાં નિશાળો સ્થાપન થઈ ને દેશમાં અનેક વિદ્વાનો ઉત્પન્ન થયા. એને માટે તેણે દેશમાં ૬૦૦૦ પગારદાર વિદ્યાર્થિઓની જગા કહાડી હતી. વળી નિશાળોના વિદ્યાર્થિઓને માજ-મઝા કરવાની જે અસલ રીત હતી તે બંધ પાડી ને સારો બંદોબસ્ત કર્યો. વળી લશ્કરી લોકોના છોકરાઓને શીખવાની નિશાળો હતી તેમાંના નિશાળીઆઓને પોતપોતાનાં કપડાં વગેરે જાતે જ તૈયાર કરવાનું ઠરાવ્યું. એવી જ રીતે મોટા લોકોની છોકરીઓને શીખવાની નિશાળમાં આજીવિ-કાના પદાર્થો તૈયાર કરવાનું શીખવીને વસ્ત્રભૂષણનો ઠાઠમાઠ બંધ પાડી

પોતાનો સંસાર ચલાવવાને હોંશિઆર થાય એવી ગોઠવણ ઘણી મેહેનતે કર

વળી સાર્વજનિક ઇમારતો, રસ્તાઓ, નેહેરો, પૂલો, સંગ્રહસ્થાનો, ઇત્યાદિ મોટાં ઉપયોગી અસંખ્ય કામો યોજીને તેને થોડા વખતમાં સંપૂર્ણ સ્થિતિમાં આણ્યાં. એથી લોકોને ઘણો જ ફાયદો થઈને ચારેમેર તેનાં વખાણ થયાં અને એની ચતુરાઈથી ઘણા ડાહ્યા માણસો પણ અચંબામાં પડયા. તેણે પારિસ શેહેરને સુધારીને શોભીતું કર્યું છે.

નેપોલિયને દેશના કાયદા સુધારવા પાછળ બેહદ શ્રમ કરીને પોતાનું નામ અમર કર્યું છે, ને તેથી લોકો તેના એ કામથી તેના ઉપર પૂજ્યભાવ રાખે છે. પ્રાચીન કાયદામાં ઘણી અંધાધુંધી હતી તે બધા કાયદા એકઠા કરીને સર્વને લાગુ પડે એવું એક કાયદાનું પુસ્તક તૈયાર કરવા સારૂ તેણે મોટા મોટા વિદ્વાન માણસોની એક મંડળી નીમી હતી અને જાતે પણ તેમાં તકરાર કરવા બેસતો. તેથી તે વખતથી તેની લોકોત્તર બુદ્ધિ માલમ પડી. વિષય પ્રતિપાદન કરતાં મોટા મોટા ન્યાયશાસ્ત્રીઓને ન સૂઝે એવા વિચારો તે પ્રકટ કરવા લાગ્યો, તેથી તે મંડળીને મોટી નવાઈ લાગી. એ ફ્રાન્સના મુખ્ય મુખ્ય વિદ્વાનોની સહાયથી તૈયાર કરેલું પુસ્તક, "નેપોલિયન કોડ" નામે હજી ફ્રાન્સમાં ચાલે છે. એ પુસ્તક એકલા ફ્રાન્સને જ નહિ પણ આખા યુરોપ ખંડને એક કીમતી ચીજ મળી છે. એ ગ્રંથ વડે ઘણા દેશના કાયદામાં સુધારો થયો છે.

મંડળીમાં વાદવિવાદ કરતાં તે ઘણો જ શાંત રહેતો. જો કોઈ તેની વિરૂદ્ધ બોલવાને ગુંચવાય તો તરત તે કહેતો કે, તમારે જે કહેવાનું હોય તે હિમ્મતથી મોકળે મને કહો. અહીં કોઈ પારકું માણસ નથી. વળી તે કહેતો કે, કાયદાનાં મૂળતત્વોને સેહેલાં ન કરતાં વકીલો ઉલટાં ગુંચવાવીને કઠણ કરે છે માટે ગણિતના જેવા કાયદાના સિદ્ધાંતો ઘડાવા જોઈએ. પણ તે વકીલોથી બનવાનું નથી. વાસ્તે સાધારણ લખી વાંચી જાણે એવાં તમામ માણસોને સમજણ પડે એવી સેહેલી ભાષામાં તૈયાર કરવાનો તેણે ઘણો જ પ્રયત્ન કર્યો. એવું છતાં એ ધારાસંગ્રહ તૈયાર થઈને બાહાર પડયો ત્યારે વકીલ લોકો તેના ઉપર ટીકાનાં પુસ્તકો લખીને બહાર પાડવા લાગ્યા તે જોઈને તેને ઘણું માઠું લાગ્યું.

કોઈ વાર તેના મત વિરૂદ્ધ બહુ મત પડતાં ત્યારે તે કહેતો કે, 'હું ધારૂં છું કે મારી ભૂલ હોવી જોઈએ'

હાથમાં લીધેલા વિષયમાં તેનું મન કેવું રોકાઈ જતું હતું તેનો એક રમુજી દાખલો છે, કે તે બોલતાં બોલતાં પાસે બેઠેલાની તપખીરની દાબડી માગે અને તેમાંથી સુંઘીને દાબડી પોતાના ગજવામાં મૂકે. એમ કરતાં વિષય સમાપ્ત થઇને ઘેર ગયા પછી જોસેફાઈનને તેના ગજવામાંથી દશબાર દાબડીઓ મળી, ત્યારે તે બોલી 'હવે તમારે દાબડીનો વેપાર કરવો પડે છે કે શું ?' પછી જે જે ગ્રહસ્થોની દાબડીઓ આવી હતી તેમને તેના કરતાં વધારે કિંમતી દાબડીઓ તેણે મોકલી દીધી.

કાયદા બનાવવાની વખતે તે ઘણી મેહેનત લેતો હતો પણ તેનો થાક ઊતારવા સારૂ તે સાકેરનું સરબત કે લીંબુનું સરબત પીતો, પણ દારૂ વગેરે માદક પદાર્થ પીતો નહિ. એ કાયદા બાબતનું તેને ઘણું અભિમાન હતું અને કહેતો કે એ વડે મારૂં નામ અમર રહેશે. એ તેની આશા સફળ થઈ છે અને એના એ કામથી પ્રજાની માલમત્તા, અને શરીર સલામત રહીને શ્રીમંત અને ગરીબને સરખો લાભ મળવા લાગ્યો છે.

એવી રીતે નેપોલિયન દેશસુધારાના કામમાં ગુંથાયો હતો તો પણ પોતાનું મહત્વ વધારવાનું કામ કર્યો જતો હતો જ. આસ્ટ્રીયન સત્તામાંથી નીકળી ગએલા ઇટાલીના કેટલાક પ્રાંતને પ્રજાસત્તાક રાજ્ય સ્થાપી આપીને રાજ્યાવસ્થા બાંધી આપી હતી. ત્યાંના કેટલાએક લોકોની અનુકૂલતા વડે આગેવાનોએ ત્યાંની મુખત્યારોની સભાનો અધ્યક્ષ તેને બનાવ્યો. એ સાડી ચારસેં પ્રતિનિદ્ધિઓની સભા તારીખ ૨ જી જાનેવારી સને ૧૮૦૨ ને દિવસે લિઆન્સ શેહેરમાં નેપોલિયનને અધિકાર આપવાને ભરાઈ હતી તે વખતે તેણે ઇટાલિયન ભાષામાં ઉત્તમ ભાષણ કર્યું. ઉપલી સભાનો અધ્યક્ષ થવાથી તેના હાથમાં આલ્પ્સ પર્વતની પેલી મેરના મુલકનો અધિકાર પણ આવ્યો.

ઉપર કહેલો અધિકાર મળ્યા પછી ફ્રાન્સ દેશની પ્રતિનિધિની સભામાં કેટલાક નેપોલિયન તરફના માણસો હતા તેમાંના એક ગૃહસ્થે

એવી સૂચના કરી કે, ફ્રાન્સે પોતાની કૃતજ્ઞતા બતાવવા સારૂ નેપોલિયનને વળી કાંઈ વધારે માન આપવું જોઈએ. તે ઉપરથી હાલની મુદત પત્યા પછી બીજાં દશ વરસ સુધી તેને મુખ્ય કારભારી નીમવાનું ઠર્યું. એ માન આપ્યા બાબતનો ઉપકાર જણાવી તેણે સભાને વળી જણાવ્યું કે, પ્રજાની સંમતિ વગર હું એ વાત કબુલ કરવાનો નથી. એ ઉપરથી હાથ નીચેના કામદારોએ લોકોના મત લેવા સારૂ પત્રકો તૈયાર કર્યાં તેમાં દશ વર્ષ શબ્દ ગાળી કહાડીને જીવતાં સુધીનો મુખ્ય રાજ્યાવસ્થા પળાવનાર નીમવો કે નહિ એવો પ્રશ્ન લખ્યો હતો. તે પત્રકો ઉપર ઘણાં અનુકૂલ મતો પડયાં. સો બસેં જણે સંમતિ આપી જ નહીં. પણ એકલા કાર્નોટે વિરૂદ્ધ મત જણાવ્યું. તે વખતે તે બોલ્યો કે, આ ઉપરથી હું દેશપાર થઈશ એમ મને માલમ છે. પણ નેપોલિયને મોટા મનથી તેને કશુંએ નુકશાન કર્યું નહિ અને તારીખ ૨ જી આગસ્ટ સને ૧૮૦૨ એ નેપોલિયનને જીવતાં સુધી ફ્રાન્સના કુલ મુખ્તીઆરીથી રાજ ચલાવનાર ઠર્યાનાં જાહેરનામાં બહાર પાડયાં.

રાજ્યવિપ્લવની પેહેલાં મોટા માણસોને પદવી આપવાનો ચાલ હતો. તે પ્રજાસત્તાક રાજ્યમાં સઘળા સરખા હોવા જોઈએ એવા વિચારથી બંધ પાડી હતી. તે પાછી ચલાવવા તેણે યત્ન કર્યો. એ કામમાં તેને ઘણા લોકો આડા આવ્યા હતા તેથી તે બોલ્યોઃ—“ ફ્રેન્ચ લોકોને સમાધાની અને સ્વતંત્રતા ગમે છે એવું મને લાગતું નથી. દશ વરસમાં તેમનામાં હું કશો ફેરફાર થએલો હું જોતો નથી. તે પોતાના પૂર્વજો જેવા ડામાડોળ અને હલકા મનના હતા તેવા જ છે. કાંઈ પણ કીર્તિનો લાભ હોવા વિના ઘર છોડીને લડાઈમાં કોણ જશે ? આજ દશ વરસ સુધીમાં એ નવી રીતથી શો ફાયદો થયો ?” એમ કહીને તેણે લશ્કરી ખાતામાં તો પદવી આપવાનું કામ ચાલું કર્યું.

જીવતાં સુધીનો કારભાર મળ્યા પછી નવો રાજવંશ સ્થાપવાનો તેના મનનો વિચાર ખુલ્લો જણાવા લાગ્યો. વળી જોસેફાઈનથી પોતાને પુત્ર થવાને સંભવ તેને લાગ્યો નહીં. માટે કાયદા કરનારી મંડળીમાં એક કાળે રોમન લોકોમાં દત્તક લેવાનો ધારો હતો તે ફ્રાન્સમાં દાખલ કરવાની તેણે ઘણી મેહેનત કરી હતી. એ કાયદાની ઘણી જરૂર છે એવું

બતાવવા સારૂ દાખલાદલીલોથી ભરપૂર મોટાં મોટાં ઘણાં ભાષણો કર્યાં. તેમાં તેણે કહ્યું કે, દત્તક લીધેલો છોકરો ખરા છોકરા કરતાં પણ વધારે વહાલો હોય છે. તેના મનમાં પોતાના ભાઈના છોકરાને દત્તક લેવાનું હતું. એમ કરતાં કેટલેક દહાડે મુખ્તિયારોની સભામાં એવો ઠરાવ થયો કે, વારસનામું કરીને પોતાની પાછળ પોતાનો વારસ નીમવાનો નેપોલિયનને અધિકાર છે. એ ઉપરથી ફ્રાન્સમાં નવો રાજવંશ સ્થાપન થવાનો આરંભ થયો. આજસુધી સરકારી કાગળો ઉપર સ્વતંત્રતા, સમતા અને પ્રજાસત્તાક રાજ્ય એમ લખાતું હતું તે ચાલ બંધ પડયો. એ બનાવ પ્રતિનિધિની સભામાંના ઘણા લોકો નેપોલિયનની તરફ હોવાથી ઘણે મતે થયો. અને લોકો પણ એ રાજ અને અંધેર અમલથી કંટાળ્યા હતા; ને નેપોલિયનના હાથમાં સત્તા આવી ત્યારથી તેમના શરીર અને માલમતાનું રક્ષણ સારૂં થવા લાગેલું તેથી ઉપલા બનાવની તેમણે દરકાર રાખી નહીં.

આ વખતે નેપોલિયને એમિન્સનો તહ થયા પેહેલાં બીજાં પરરાજ્યો સાથે કેટલાએક કોલકરાર થયા હતા તે પ્રસિદ્ધ કર્યા. તેમાં તુર્કસ્થાનના બાદશાહે પોતાના દેશમાં વેપાર કરવાને ફ્રેન્ચ લોકોને સર્વ હક્ક આપ્યા હતા. એ હક્ક આજ સુધી કોઈ પણ પરદેશીને મળ્યો નહોતો. વળી સ્પેન અને પોર્ટુગલના રાજાઓએ પણ કેટલાએક પ્રાંતો ફ્રાન્સને આપ્યા. ને સ્વિત્સર્લાંડના પ્રજાસત્તાક રાજ્યમાં ટંટાબખેડા ચાલતા હતા તેમાં હાથ ઘાલીને તેમાં પણ પોતાનો પગપેસારો કરવા સારૂ ત્યાંના આગેવાન લોકો ઉપર નેપોલિયને એક એવો પત્ર લખ્યો કે, ફ્રાન્સ દેશ વચ્ચે પડયા વગર તમારો રોજનો ચાલ તો બંધ પડશે નહિ. તમારા કામમાં હાથ ઘાલવા બાબત મારો નિશ્ચય હતો. તથાપિ તમારી દુર્દશા જોઈને એ ઠરાવ છોડવો પડે છે. એવી રીતે કાગળ મોકલી ચાળીસ હજાર લશ્કર આપીને એક સરદારને તે દેશમાં મોકલ્યો. અને જે લોકો સામા થયા તેમને કેદ કરીને નેપોલિયને પોતાની મરજી પ્રમાણેની રાજ્યવ્યવસ્થા ત્યાં કરી આપી. અને સોળ હજાર લશ્કર હંમેશાં ત્યાં તૈયાર રાખવાનો ઠરાવ કરીને સ્વિત્સર્લાંડના રાજ્યવ્યવસ્થાપકનો પોતે ખિતાબ ધારણ કર્યો. આવી રીતે બલાત્કારે

બીજા દેશના કારભારમાં હાથ ઘાલવાનું ગેરવાજબી છે એવું કહેવાને ઈંગ્લાંડે પોતાનો વકીલ મોકલ્યો. પણ યુરોપમાં બીજા લોકો એ બાબત કશુંએ બોલ્યા નહિ.

અમેરિકા માંહેના સેંટ ડેમિંગોના લોકો ફ્રાન્સની ઝુંસરી ફેંકી દઈને સ્વતંત્ર થયા હતા તેમને પાછા ઠેકાણે લાવવા સારૂ પોતાની બેન પાલાઈનના વરને વીસ હજાર ફ્રેચ સિપાઈઓ આપીને મોકલ્યો. તેમણે તે બેટ લીધોએ ખરો પણ ત્યાં તેમણે કત્લ ચલાવીને પોતાના નામને કલંક લગાડ્યું, ને આખરે મરકી ચાલવાથી ઘણા ફ્રેન્ચો મરવાને લીધે તે બેટ પણ હાથમાંથી ગયો.

એવી રીતનાં એનાં કામો જોઈને યુરોપના રાજાઓ ગભરાવા લાગ્યા, અને ફરીથી લડાઈ જાગવાનાં ચિહ્નો જણાવા લાગ્યાં. ઈંગ્લાંડના વકીલે જ્યારે તેને કહ્યું કે, સ્વતંત દેશના કારભારમાં હાથ ઘાલવો તમને ઘટારત નથી ત્યારે તેને સામો નેપોલિયને જવાબ દીધો કે, એમિન્સના કોલકરાર પ્રમાણે હજી સુધી તમે માલ્ટા છોડી દેતા નથી એ ગેરવાજબી છે. એક ગ્રંથકાર કહે છે કે, એમિન્સના કોલકરાર પ્રમાણે તે બરાબર ચાલતો હતો. ઈંગ્રેજો ભણીથી જ પ્રથમ માલ્ટા બેટ માટે એમિન્સના તહનામાનો ભંગ થયો.

ઉપલી વાતો ચાલતી હતી ત્યારે ઈંગ્લાંડ અને ફ્રાન્સનાં વર્તમાન પત્રોમાં એક બીજાની વિરૂદ્ધ ઘણી બાબતો આવવા લાગી. તેમાં ઈંગ્લાંડનાં વર્તમાનપત્રો નેપોલિયન બાબત ઘણાં ખરાબ લખાણો છાપવા લાગ્યાં, ને ફ્રાન્સનાં વર્તમાનપત્રો પણ એમ જ ઈંગ્રેજો વિષે લખવા લાગ્યાં. તેથી કંટાળીને નેપોલિયને ઈંગ્લાંડના પ્રધાનને લખ્યું કે, પોતાના નામને ન છાજે એવી ખોટી બાબતો તમારા દેશનાં વર્તમાનપત્રો છાપે છે. તેના ઉત્તરમાં ઈંગ્લીશ પ્રધાને લખ્યું કે, અમારા દેશનાં વર્તમાનપત્રો સ્વતંત્ર છે. અમારે વાસ્તે પણ ભલી ભૂંડી વાતો આવે છે. માટે કાયદા પ્રમાણે તેના ઊપર ફરીઆદ કરવા શિવાય અમારે અને તમારે બીજો રસ્તો નથી. પેલ્તિઅર નામે એક રાજ્યપક્ષનો ગૃહસ્થ ઈંગ્લાંડમાં રહેતો હતો. તે ફ્રેન્ચ ભાષામાં એક પત્ર કહાડતો હતો. તેમાં તે નેપોલિયન ઉપર નિંદાનો વરસાદ જ વરસાવતો હતો તેથી તેના ઉપર ગુસ્સે થઇને ઈંગ્લાંડની કોરટમાં નેપોલિયને આબરૂની ફરીઆદ મંડાવી.

આ કજીઆની પાર્લામેંટમાં તપાસ થઈ અને પેલ્તિઅર ગુનેહગાર ઠર્યો. તથાપિ કજીઓ ચલાવનાર વકીલ ઈંગ્લાંડનો પ્રસિદ્ધ વિદ્વાન સર જેમ્સ માર્કિંતાસ* હતો. તેણે આરોપી તરફનું એવું સારૂં ભાષણ કર્યું કે હજી સુધી તે ઈંગ્લાંડની પાર્લામેંટમાં થએલાં ઉત્તમ ભાષણો માંહેનું એક ગણાય છે. આ ભાષણમાં માર્કિંતાસે નેપોલિયનના મહત્વાકાંક્ષાદિ દોષોનું એવું તો વિવેચન કર્યું કે, તેથી તે આખા યુરોપમાં ઝટ પ્રસિદ્ધ પામ્યું. એથી પોતાના વર્તમાનપત્ર કરતાં પોતાના વકીલે કરેલા ભાષણથી પોતાની મતલબ બર આવેલી જોઇને પેલ્તિઅર સુદ્ધાંને તે સારૂં લાગ્યું.

એવી રીતે ઈંગ્લાંડ અને ફ્રાન્સ વચ્ચે ચકમક ઝરવાથી એમિન્સના કોલકરાર ભાંગીને જલદીથી લડાઈ શરૂ થશે એમ લોકો ધારવા લાગ્યા. એટલામાં બીજા પણ કેટલાએક બનાવ બન્યા. તે એ કે નેપોલિયને લશ્કરી ખાતાના કેટલાએક હોંશિઆર અમલદારોને ઈંગ્લાંડનાં બંદરોના નકશા લેવાને છાનામાના મોકલ્યા હતા. એ ખબર ઈંગ્લીશ પ્રધાનોને જણાતાં જ તેમણે એ કામદારોને ઓળખી કહાડીને પાછા તેમને દેશ વિદાય કર્યા.

આણીમેર પોતાની રાજ્યપદ મેળવવાની ઉમેદ બર લાવવાની ખટપટ પણ જારી જ હતી. રાજ્યનો મુખ્ય વારસ પોલાંડમાં રહેલો હતો તેની સાથે તેણે વિષ્ટી ચલાવી કે, જો તમે રાજ્યનો સર્વ હક્ક છોડી દીધાનું લખી આપો તો હું તમને ઇટાલીનું સ્વતંત્ર રાજ્ય આપું. તેનો રાજ્યના હક્કદારોએ રાજકુળને શોભે એવો જવાબ લખ્યો કે, "હું નેપોલિનયને તેની પહેલાં થએલાં માણસો જેવો સમજતો નથી. હું તેનું શૂરાતન અને યુદ્ધચાતુર્ય વખાણું છું. તેણે રાજ્યવ્યવસ્થામાં સારાં કામો કર્યાં તે બાબત હું તેનું કલ્યાણ ચાહું છું, તેણે મારી પ્રજાનું કલ્યાણ કર્યું તે મારૂં કલ્યાણ કરેલું સમજું છું. તથાપિ તે મારો હક્ક વેચાતો લઈને ટંટો મટાડવાનું ધારે છે તેમાં તે ભૂલે છે. મારા હક્ક બાબત કોઈને શક આવતો હોય તો આ પૂછવાથી તે સાબીત થાય છે. મારા અને મારા કુટુંબ

---

* આ ગ્રહસ્થ પેશવાનું રાજ્ય ઇંગ્રેજોએ લીધા પછી થોડી મુદ્દતે મુંબઇ સરકારના મોટા હોદ્દા ઉપર હતો. એ મોટો વક્તા અને ગ્રંથકર્તા હતો.

બાબત ઈશ્વરે શી ગોઠવણુ કરેલી છે તે હું જાણુતો નથી. પણુ તેની ઈચ્છાથી હું જે કુટુંબમાં ઉત્પન્ન થયો છું તેની ફરજોથી હું તદ્દન અજ્ઞાન છું એમ ગણાશે નહિ. ખ્રિસ્તિ ધર્મ ઉપર વિશ્વાસ રાખનારાઓને લાયક રીતે જ્યાં સુધી મારા દેહમાં પ્રાણુ છે ત્યાં સુધી હું મારી ફરજ બજાવીશ. હું સેંટ લુઈના કુળમાં જન્મ્યો છું. પગમાં બેડીઓ ઘાલે તો પણુ મારી ડોકી કેમ રાખવી તે હું જાણું છું. પેહેલા ફ્રાન્સિસના રાજ્યનો વારસ હું છું. તે ઉપરથી હું એટલું તો કહી શકીશ કે, પ્રતિષ્ઠા શિવાય મારૂં બધું ગયું છે. "

ઈંગ્લાંડનાં વર્તમાનપત્રો નેપોલિયનની વિરૂદ્ધમાં પેહેલાં કરતાં વધારે લખવા લાગ્યાં. અને પાર્લામેંટ સભામાં થએલાં કેટલાંક ભાષણોમાં ખુલ્લું કહેવામાં આવતું કે ઈંગ્લાંડનો નાશ કરવાનું નેપોલિયનના મનમાં રાત દહાડો ઘોળાયાં કરે છે. તેણે આપણા ઉપર હુમલો કર્યા પછી આપણે લડાઈ કરવાને જવા કરતાં આપણે જ લડાઈ આરંભવી એ સારૂં છે. આ વખતે ઈંગ્લાંડમાં એક ગ્રહસ્થે મિસર દેશની મુસાફરીની હકીગતનું પુસ્તક પ્રકટ કર્યું. તેમાં તેણે નેપોલિયનની ઘણી નિંદા કરી હતી. તેમ જ એક ફ્રેન્ચ ગ્રહસ્થે પોતાની મિસરની મુસાફરીનું પુસ્તક પ્રકટ કર્યું, તેમાં ઈંગ્રેજોને પુષ્કળ નિંદ્યા હતા. વળી તેમાં એમ પણુ લખ્યું હતું કે, છ હજાર ફ્રેન્ચ લોકો જાય તો મિસર દેશ પાછો ઝટ લઈ લે વગેરે બાબત લખી હતી.

ઉપલાં કારણોથી સલાહ થવાનો સંભવ રહ્યો નહિ તે વારે નેપોલીઅન ઇ. સ. ૧૮૦૩ ના ફેબરવારી મહિનાના આરંભમાં ફ્રાન્સ માંહેલા ઈંગ્રેજ વકીલને બોલાવી મંગાવીને કહ્યું:–"દરેક પવનની લેહેર જોડે ઈંગ્લાંડથી કાંઈ પણુ દુશ્મનીનું ચિહ્ન ઉડી આવે છે. મને મારવાને જેમણે કસમ લીધેલા છે, એવા દુષ્ટ માણસોને તમારી સરકાર ઉત્તેજન આપે છે. તમારાં વર્તમાનપત્રો મારી નિંદા કરે છે. ફરીઆદ કરી તો જાણે બળતાંમાં તેલ નાંખ્યું. માટે હું ધારૂં છું કે આવતી કાલે હું મિસર લઈશ, કોઈ વખત તે ફ્રાન્સના તાબામાં આવનારો જ છે, તથાપિ એવા સહજ કારણુ સારૂ મને લડાઇ કરવી ઠીક લાગતી નથી. લડાઈ કરવાથી મને શું મળનાર છે? તમે મને લડવાની ફરજ પાડશો તો મારે તમારા દેશ ઉપર હલ્લો કરવો

પડશે. તમારી જોડે સમુદ્રમાં લડવા સારૂ દશ વરસમાં પણ હું તૈયાર નહીં થાઉં તો પણ થોડા દિવસમાં ચાર લાખ લશ્કર ભેળું કરીશ. અમે અને તમે એકઠા થઈએ તો આખી દુનીઆ જિતીએ, તો આપણે શા-માટે સંપ ન કરીએ ?

આનો ઈંગ્લીશ વકીલે એવો ઉત્તર દીધો કે,' પોતાના હક્કોનું રક્ષણ કરવાની જ માત્ર અમારા રાજાની ઇચ્છા છે ફ્રાન્સ દેશ સાથે મળીને લોકોને લૂટવાની તેમની ધારણા નથી,"

વળી એક દહાડો તમામ પરદેશી વકીલો એકઠા થયા હતા ત્યારે નેપો-લિયન ઈંગ્લંડના વકીલ તરફ વળીને બોલ્યો:-" સાંભળ્યું કે, લડાઈ કરવાનો તમારો નિશ્ચય થયો કેની ?" એના જવાબમાં ઈંગ્લીશ વકીલે કહ્યું કે, " લડવાની અમારી મરજી નથી." ત્યારે તે બોલ્યો:-" પંદર વરસ થયાં આપણે લડીએ છીએ અને બીજાં પંદર વરસ સુધી લડાઈ ચલાવવાનો તમે ઠરાવ કર્યો છે "

પછી તે બીજા વકીલો ભણી વળીને બોલ્યો:—" ઈંગ્રેજોની લડાઈ કરવાની ઇચ્છા છે પણ તેમણે પ્રથમ તરવાર ખેંચી તો પછી હું આખર સુધી મ્યાનમાં ઘાલવાનો નથી; તેઓ તહનામાને ગણકારતા નથી."

વળી ઈંગ્રેજ વકીલ ભણી વળીને કહ્યું:—" આ લશ્કર શા માટે ? તમે લશ્કર તૈયાર કરશો તો હું પણ કરીશ. તમે લડશો તો મને પણ લડતાં આવડશે. તમે કદાચિત ફ્રાન્સનો નાશ કરશો પણ મને તમે નાહિંમત કરી નહિ શકો."

તે ઉપર ઈંગ્લીશ વકીલ બોલ્યો:—" તેના નાશની કે નાહિંમત કરવાની અમારી ઇચ્છા નથી." ત્યારે નેપોલિયને કહ્યું કે, ત્યારે તો " કોલકરાર પ્રમાણે ચાલો, જે તહનામાને માન આપતો નથી તેનો નાશ થાઓ, તેણે તેના પરિણામ બાબત યુરોપખંડને જવાબ દેવો પડશે."

એવી રીતે બન્યા પછી તારીખ ૧૮ મી મે સને ૧૮૦૩ ને દિવસે ઈંગ્રેજ સરકારે લડાઈનાં જાહેરનામાં પ્રસિદ્ધ કર્યાં. તેની પેહેલાં જ ફ્રેન્ચ

વહાણો મળે ત્યાં પકડવાનો હુકમ કર્યો હતો તેને લીધે જાહેરનામાની ખબર પારિસમાં પહોંચતાં પહેલાં જ ૨૦૦ ફ્રેન્ચ વહાણો ઇંગ્રજોએ પકડી લીધાં હતાં. આપણા નામાંકિત કવિ સામળભટ્ટે કહ્યું છે કેઃ—

છપ્પો.

વઢે રાય ને રાય, પ્રજા ત્યાં તો પીડાય;
વઢે મહીષે મહીષ, ઝાડનું છેદન થાય;

વડે ભ્રાત ને ભ્રાત, દુઃખ પામે ડોકરડાં;
વઢે ધણીધણીઆણી, પીડા પામે છોકરડાં;

વળી વિપ્ર વિપ્ર માંહી વઢે, દેવ લેવે દાનને;
સામળ કહે સાચું માનજો, મહાદુઃખ જજમાનને.

એમ રાજા રાજાની લડાઈમાં લોકોના ઘરગુથી માલ ઉપર ધાડ પાડવી એ મોટો અન્યાય છે. આવો ઘણા લોકોનો વિચાર છે, કારણ પોતાના રાજા જોડે બીજા રાજાને લડાઈ જાગવાથી ઉદરપોષણ સારૂ ઉદ્યોગ કરનારાં નિરપરાધી માણસો ઉપર જે એકાએક ગજબ થઈ પડે છે તેનો બચાવ શો ? ઉપલા જાહેરનામાની અને પેલાં વહાણો પકડાયાની ખબર થતાં જ નેપોલિયને તેનું વેર લેવાને તેવું જ કામ કર્યું. ફ્રાન્સમાં રહેનારા અને મુસાફર ઈંગ્રેજોને પકડવાનો તેણે હુકમ આપ્યો; તેથી દશહજાર ઇંગ્રેજો પકડાયા. એમાં ઘણાંએક તો શ્રીમંત લોકો હતા. આ તેના કામને પણ ઘણા લોકો ધિક્કારે છે તે વાજબી છે.

બન્ને દેશમાં તૈયારી થઈ ને લડાઈનો પ્રારંભ થયો. એમિન્સના કોલકરાર વેળાએ મળેલાં ઘણાં ઠેકાણાં ફ્રેન્ચો પાસેથી ઈંગ્રેજોએ પાછાં લીધાં અને ઈંગ્લાંડના રાજાનું હાનોવર નામે જર્મનીમાં એક સંસ્થાન છે તે ફ્રેન્ચોએ લીધું. તે જોઈ યુરોપના બીજા રાજાઓને માઠું તો લાગ્યું પણ તેમનાથી નેપોલિયન વિરૂદ્ધ બોલાયું નહિ. પછી નેપોલિયને ખુદ ઈંગ્લાંડ ઉપર સ્વારી કરવા સારૂ એક લાખ સાઠ હજાર નૌકાસૈન્ય તૈયાર કર્યું, ને બીજા દેશ માંહેનો ઈંગ્રેજી વેપાર તદ્દન બંધ કરી નાંખ્યો. એ ફ્રેન્ચોની તૈયારી જોઈને ઈંગ્રેજો પણ ઘણા જોસ્સાથી મોટી

તૈયારી સાથે દુશ્મન સામા લડવા તયાર થયા. એવા સ્વદેશાભિમાની લોકો દેશના રક્ષણુ માટે જ્યાં તયાર હોય ત્યાં દુશ્મનનું શું ચાલે ?

પોતાનું નૌકાસૈન્ય ઘણે દૂર સુધી આટલાંટિક મહાસાગરમાં લઈ જઈને બીજી બાજુએથી ઈંગ્લાંડ ઉપર હુમલો કરવાનો નેપોલિયનનો ઘાટ હતો. પણુ જે જે બંદરમાંથી ફ્રેન્ચ વહાણો નીકળવાનાં હતાં તે તે બંદરો ઉપર ઈંગ્રેજ નૌકાસૈનાપતિની નજર હોવાને લીધે તે ઘાટ પાર પડે નહી તેથી દિવસે દિવસે ઈંગ્લાંડ ઉપર સ્વારી કરવાનો વિચાર પડી ભાંગવા લાગ્યો. એ બાબત નેપોલિયન મરતાં સુધી બોલતો હતો કે, "જો એક વાર મારાં વહાણો બહાર પડીને ઈંગ્લાંડ જઈ પોહોંચ્યાં હોત તો પછી ઈંગ્રેજોનું કંઈ ચાલત નહીં. તરત જ ઈંગ્લાંડમાં ફ્રાન્સનો પ્રજાસત્તાક અમલ થાત." ગમે તેમ હો; પણુ ઈશ્વરની ઈંગ્લાંડ ઉપર પૂર્ણુ કૃપા હતી, નહિ તો તે આ આફતમાંથી કેમ બચી જાય ?

નેપોલિયન જીવતાં સુધીનો ફ્રાન્સનો મુખ્ય કારભારી થયો, તેથી તૃપ્ત ન થતાં પોતાના વંશને રાજ્યપદ મેળવી આપવાના વિચારમાં હતો. આથી કેટલાએક લોકો નારાજ થયા અને કેટલાએક તો તેનો જીવ લેવાનો વિચાર કરવા લાગ્યા, તેમાં કેટલાએક મોટા માણસો પણુ સામેલ હતા. તથાપિ તે ઘાટ નેપોલિયનના જાણવામાં આવ્યો, તેથી તપાસ થઈ ને તેમને શિક્ષા થઈ. તેમાંનો એક માણસ એક વાર હથિઆર લઈને તેને મારવા સારૂ તેની પાસે જઈ પહોંચ્યો હતો. પણુ અકસ્માત અડચણુ આવવાથી તેના સપાટામાંથી તે બચી ગયો. કેહેવત છે કે, "રામ રાખનાર તેને મારનાર કોણુ ?" વળી તે હમેશ એક જ ઠેકાણે રહેતો નહોતો તથા જોડે રક્ષક સિપાઈઓ વિના એકલો કંઈ ફરતો નહોતો. તેથી એવા લોકોનો ઉપાય ચાલી શકયો નહિ.

પોતાનો જીવ લેવાના કાવતરામાં બોર્બોન વંશના રાજ્યકુળના માણસો સામેલ હશે એવા વેહેમ ઉપરથી તેમને ડરાવવા સારૂ નેપોલિયને જે એક ઘોર કૃત્ય કર્યું, તેથી તેના નામને મોટો ડાઘ લાગ્યો છે. ડયૂક દિએંધિન નામે રાજકુળનો એક શૂરો અને જુવાન પુરૂષ હતો. તે આ વેળાએ પરદેશમાં હતો. પણુ નેપોલિયને પોતાનો જીવ લેવાના

કાવતરામાં તે સામેલ હોવાના વેહેમ ઉપરથી તેને એકદમ પકડીને પારિસમાં આણ્યો. અને તેની તપાસ કરવા લશ્કર માંહેના લશ્કરી અમલદારો નીમ્યા હતા. એ તપાસની વેળાએ હું કંઈ જાણતો નથી એવું તેણે કહ્યું. તેના ઉપર એ કાવતરાની સાબીતી થવાનો કશોએ પુરાવો નહતો. તો પણ ન્યાય કરનારાઓએ તેના ઉપર ફ્રાન્સ દેશ ઉપર હથિઆર પકડવાનો, પ્રજાસત્તાક રાજ્યનો નાશ કરવા સારૂ ઈંગ્લાંડ સાથે મનસુબો કરવાનો વગેરે ચાર પાંચ આરોપો મૂકીને તેને ગુન્હેગાર ઠરાવ્યો. એ ઉપરથી ડ્યૂકે નેપોલિયનને રૂબરૂ મળવા સારૂ ઘણા કાલાવાલા કર્યા તો પણ તેને તેવી રજા આપવામાં આવી નહીં.

એ તપાસ મધરાતે ગુપચુપ ચાલી હતી. અપરાધીનો બચાવ કરવાને વકીલ વગેરે કોઈ નહોતું. ન્યાયધીશે ગુન્હેગારને પૂછેલા સવાલોના જવાબ તેણે ઘણી હિંમતથી આપ્યા. તેણે કહ્યું, "હું મારા કુટુંબનો હક્ક સંભાળવા સારૂ હથિઆર લઈને ફ્રાન્સ દેશમાં આવ્યા વિના કદી રહેવાનો નથી." એવી કેટલીક જુબાનીઓ પાછી ખેંચી લેવાને તે ન્યાયાધીશે સૂચના કરી. ત્યારે તે બોલ્યો કે, "તમારો ઉદ્દેશ ભલો છે, એ હું જાણું છું. તો પણ મારો મત હું ફેરવવાનો નથી. હું મોટી આફતમાં છું પણ આવી રીતે બચવાનો ઉપાય હું કદી કરીશ નહીં." તેથી આખરે નિરૂપાય થઈને તેને ગુન્હેગાર ઠરાવી શી શિક્ષા આપવી તે પૂછવા સારૂ તેમણે એક માણસને નેપોલિયન પાસે મોકલ્યો. તેથી નેપોલિયને તેને દેહાંત શિક્ષા આપવાનું લખી મોકલ્યું. એ જવાબ આવતાં કેટલીક વારે અજવાળું થતાં પેહેલાં શિક્ષા અમલમાં આણવા સારૂ ડ્યૂકને કિલ્લા માંહેલી ગરદન મારવાની જગાએ લઈ ગયા. અને અજવાળું થતાં પહેલાં જ ઘાતકોએ તેનો વધ કર્યો ! જે ગુન્હેગારોને દેહાંત શિક્ષા થવાની હોય તેને શિક્ષા ઠર્યા પછી ઓછામાં ઓછા ચોવીસ કલાક તો વચ્ચે જવાજ જોઈએ એવો ધારો હતો તે પણ આ રાક્ષસોએ કોરણે મૂકયો.

અરે ! આ કેવું ઘોર કૃત્ય ! સુધરેલા દેશના આ ન્યાયનો ફારસ કેવો ? આ ડ્યૂક ઘણો જ ઉદાર, રુપાળો, અને શૂરો હતો. તેના મરણથી આખો યુરોપખંડ ખળભળી રહ્યો. અને એને લીધે નેપોલિયનના બીજા ઘણા નવા દુશ્મનો ઉભા થયા. ને એના

મિત્રો સુદ્ધાં પણ એમ બોલ્યા કે, લડાઈ કરતાંએ આ મોટું ઘોર કૃત્ય છે, એમ કરીને નેપોલિયને પોતાના પગમાંજ કોહાડો માર્યો છે. આ ડ્યૂકને દેહાંત શિક્ષા ન થવા સારૂ નેપોલિયનની પ્રિય પત્ની જોસેફાઈન અને તેની માતુશ્રી માડમ બોનાપાર્ટે તેને ઘણુંએ સમજાવ્યો, પણ તેમનું તેણે સાંભળ્યું જ નહીં. નેપોલિયન જેવા સ્વહિતમાં સાવધ રહેનારા માણસથી આવું ઘોર કૃત્ય એ "વિનાશ કાળે વિપરીત બુદ્ધિ" નું અનુભવી વાક્યનું ખરેખરૂં ઉદાહરણ નજરે પડે છે.

ડ્યૂક દિએંગ્વિનને ગરદન મરાયલો સાંભળીને યુરોપના સર્વ રાજાઓને ઘણું માઠું લાગ્યું. અને રૂશિઆનો નવો બાદશાહ અલેકઝાંડર તથા સ્વીડન ને ડેનમાર્કના રાજાઓએ ફ્રાન્સ જોડે લડવાનો ઠરાવ કર્યો. આસ્ટ્રીયા અને પ્રુશિયાના રાજાઓ લડવા સારૂ માંહેથી ધુંધવાતા હતા પણ નેપોલિયનની બીકથી તેમનાથી ઉપલા રાજાઓ જોડે ખુલ્લી રીતે મળાયું નહીં.

પરંતુ ડ્યૂકના મોતથી ફ્રેન્ચ રાજ્યપક્ષના લોકોની હિંમત ઘટી. તેમ જ પ્રજાસત્તાક રાજ્યના પક્ષકારોના કેટલાએક લોકોને શિક્ષા થવાથી તેમણે પણ બખેડો કરવો છોડી દીધો. એ જોઈને નેપોલિયને પોતાની મતલબ પાર પાડવાનું મન ઉપર લીધું.

કુરી નામે એક તેનો મિત્ર હતો, તેણે એક દહાડો મુખ્તિઆરોની સભામાં એવી સૂચના કીધી કે, હવે રાજ્યાવસ્થા બાબતના અનેક પ્રકારના કલ્પિત વિચારો છોડી દેવા, ફ્રાન્સની ફત્તેહ થઇને આખા દેશમાં સમાધાની પથરાઇ, દેશનો ખજાનો ભરપૂર થયો, કાયદાનો સુધારો થયો, માટે હવે નેપોલિયનને રાજ ઉપર બેસાડીને રાજવંશની સત્તા આપી આપણું કલ્યાણ કરી લેવાની આપણી ફરજ છે એમ સર્વ લોકોની મરજી છે. ફ્રાન્સ દેશની યોગ્યતા પ્રમાણે કહીએ તો હવે નેપોલિયનને બાદશાહી આપવી જોઈએ.

ઉપલી સૂચના ઉપર બે ત્રણ દિવસ સુધી તકરારો ચાલી, પુષ્કળ મેંબરોએ મોટાં મોટાં ભાષણો કરીને તેને અનુમોદન આપ્યું. તેમાં માત્ર કાર્નોટ જ સામો થઇને બોલ્યો:—"નેપોલિયને ફ્રાન્સ

દેશનું રક્ષણ કર્યું, એ વાત નિઃસંશય છે, ને તેના બદલામાં તેને મુખ્ય કારભારી નીમ્યો છે. તો તેણે સર્વના હિત સારૂ કેટલાક વખત સુધી અમલ કરીને તે શા માટે મૂકી દેવો ન જોઈએ? દેશના માણસની સ્વદેશરક્ષણ માટે અથાક મેહેનત હોય તો તેની કૃતજ્ઞતા જણાવવાની કંઈ હદ નથી કે? નેપોલિયનને તેની મેહેનતના બદલામાં રાજ્ય આપવાનું કહીએ તો તેના પછી કોણ કેવો નીકળશે તેની કંઈ ખબર છે? એ ગરબડમાં દેશને ફરીથી શા માટે નાંખવો જોઈએ?"

તેનું આ બોલવું કોઈએ ન ગણકારતાં બંન્ને સભામાં વાદવિવાદ થઈને ઘણા મતથી નેપોલિયનને વંશપરંપરાની બાદશાહી આપવાનો ઠરાવ થયો. જો તેને છોકરો ન થાય તો તેણે ભત્રીજા કે ભાણેજને દત્તક લેવો અને એમ પણ ન બને તો તેનો ભાઈ જોસેફ્ કે લુઈસ ગાદીનો વારસ થાય. લુશિઅન અને જેરોમનાં નામો વારસનામામાં દાખલ કર્યાં નહોતાં. કેમકે તેમણે હલકા કુળની સ્ત્રીઓ સાથે લગ્ન કરવાથી નેપોલિયનની તેમના ઉપર ઈતરાજી હતી. વળી નેપોલિયનના આખા કુટુંબના પુરૂષોને રાજપુત્રો કેહેવાનો ઠરાવ થયો. એ ઠરાવો થઈને લોકોના મતો લેવાને યાદી બાહાર પડી તેના ઉપર ઘણાં અનુકૂળ મતો પડયાં.

એ ઉપરથી તા૦ ૧૮ મે સને ૧૮૦૪ ને દિવસે નેપોલિયને બાદશાહપદ ધારણ કર્યું. અને પોતાના જૂદા જૂદા પ્રધાનો નીમ્યા. નવી રાજ્યાવસ્થાને લોકો વધારે માન આપે અને પોતાની મોટાઈ વધારે દેખાય માટે એણે પોતાનો રાજ્યાભિષેક કરવા સારૂ પોતાના રોમન કયાથોલિક ધર્મના મુખ્ય ગુરૂ પોપને છેક રોમથી પારિસમાં બોલાવ્યો. અને તારીખ ૨ જી ડીસેંબર સને ૧૮૦૪ ને દિવસે નાટર્ડામના દેવળમાં રાજ્યભિષેકનો મોટો સમારંભ કર્યો. તે વેળા દેશના શ્રીમાન, વિદ્વાન, સરદાર, શાહુકાર, ઇત્યાદિ હજારો માણસોની ભીડ ભરાઇ હતી. ફ્રાન્સના પ્રસિદ્ધ પરાક્રમી શાર્લમેન બાદશાહ સિવાય આજ સુધી કોઈ પણ રાજાનો ખુદ પોપને હાથે રાજ્યાભિષેક થયો નહોતો, ને શાર્લમેનનો પણ રોમમાં રાજ્યાભિષેક થયો હતો. પણ નેપોલિયનનો રાજ્યાભિષેક કરવા સારૂ પોપને જાતે પારિસ આવવું પડયું! પોતાની

પ્રિય પત્ની જોસેફાઈન સહિત સિંહાસન ઉપર બેઠો ને પોપે આશિર્વાદ દીધા પછી નેપોલિયને પોતાને હાથે પોતાના અને જોસેફાઈનને માથે મુકુટ ઘાલ્યો. ત્યારે જોસેફાઈનની આંખમાંથી આનંદનાં આંસું નીકળી પડયાં !

એવી રીતે નેપોલિયનનો મનોરથ પાર પડયો. આ વેળાએ તેણે બહુ સારો સમારંભ કર્યો હતો, લોકો જયગર્જના કરતા હતા, તથાપિ કેટલાએકના ચેહેરા ઊતરી ગયા હતા અને કેવી રીતે પોતાને આ વૈભવ મળ્યો તેનો વિચાર મનમાં આવવાથી નેપોલિયન સુદ્ધાંના આ વેળાના પ્રફુલ્લિત ચેહેરા ઉપર લગારેક ઝાંખ મારી હતી એમ કહેવાય છે અને એમ થવું સ્વાભાવિક છે.

આ વખતે સર્વ ઠેકાણાના લોકો નેપોલિયનને અનુકૂળ હતા. તેણે ફ્રાન્સનું બાદશાહીપદ ધારણ કર્યા પછી ઈટાલી દેશના જે મુલકમાંથી આસ્ટ્રીયન અમલ દૂર કરીને પ્રજાસત્તાક રાજ્ય સ્થાપી આપ્યું હતું ત્યાંના લોકોએ પોતાના દેશનું રાજ્યપદ સ્વીકારવા સારૂ તેને એક વિનંતીપત્ર મોકલ્યું. તે ઉપરથી તારીખ ૨૬ મી મે સને ૧૮૦૫ ને દિવસે મિલાન શેહેરમાં જઈને ત્યાંના રીવાજ પ્રમાણે ‘ આ પ્રભુએ મને આપ્યો ’ એમ બોલી લોંબર્ડ રાજાઓનો પ્રાચીન કાળનો લોઢાનો મુકુટ તેણે ધારણ કર્યો. એવી રીતે નેપોલિયનના નામ સાથે ફ્રાન્સનો બાદશાહ અને ઇટાલીનો રાજા એવાં બે પદ જોડાયાં. પણ પોતાની પછવાડે આ બંને પદ અને અને અધિકાર એક જ પુરૂષને તે આપવા બાબત તેણે ઠરાવ કર્યો. ને જોસેફાઇનના આગલા ઘરના દિકરા યુજીનને ત્યાંનો પ્રતિનિધિ ઠરાવીને પોતે પોતાની ધણીઆણી જોડે પારિસમાં પાછો આવ્યો.

---

## ભાગ ૧૧ મો

———:o:———

બાદશાહી મળ્યા પછી નેપોલિયને ઈંગ્લાંડના રાજાને સલાહ કરવા બાબત ફરીથી કાગળ લખ્યો. તેનો ત્યાંના રાજાના પ્રધાને એવો જવાબ લખ્યો કે, રૂશિઅન ઝાર જોડે અમે સલાહ કરી છે માટે તેની મરજી વિના અમારાથી સલાહની વાતચિત થઈ શકે નહીં.

રૂશિઅન ઝાર, સ્વીડનનો રાજા અને ઈંગ્લાંડના રાજાએ મળીને કોલકરાર કર્યા કે ઇટાલી અને સ્વીટ્ઝર્લાંડ વગેરે દેશ માંહેથી ફ્રેન્ચનો અમલ કાહાડી નાંખ્યા વિના સલાહની વાત કરવી નહિ. પણ આસ્ટ્રીઆના દરબારમાં નેપોલિયન ભણીના કેટલાએક લોકો હોવાથી એ સંપમાં આસ્ટ્રીઆનો બાદશાહ મળ્યો નહીં. પ્રુશિઆના રાજાને એ મનસુબામાં સામેલ કરવા સારૂ રૂશિઅન બાદશાહ જાતે બર્લિન ગયો અને આખરે નેપોલિયન ઇટાલીનો રાજા થયાનું સાંભળીને તે પણ તેમાં ભળ્યો. એટલે નેપોલિયન ઉપર એકદમ ચાર પાંચ દુશ્મનો ઉભા થયા. તેથી હવે તેણે પ્રથમ આસ્ટ્રીઅન લોકોને હરાવવા તરફ ધ્યાન લગાડ્યું. અને ફ્રાન્સ ઉપર હુમલો કરવાને થએલા એકસંપની ખબર થતાં જ તેણે ઈંગ્લાંડ ઉપર સ્વારી કરવા એકઠા કરેલા લસ્કરને આસ્ટ્રીઆ ઉપર જવાનો હુકમ કર્યો. વિસ્તારના ભયથી આ લડાઇનું અથઇતિ વર્ણન કરવા એ-સતા નથી પણ એટલું જ કહીએ છીએ કે, આ લડાઈમાં નેપોલિયનના શરાતન રૂપી સૂર્યના તેજથી સર્વ અંજાઈ ગયા.

આ વેળાએ આસ્ટ્રીયન ફોજનો સેનાપતિ માક્ નામે હતો તે નેપોલિયનને જોતાં જ ગભરાઈ જઈને અલ્મ શેહેર આગળ તેને પોતાના વીસ હજાર માણસો સાથે તાબે થયો. એ એના પરાજયથી નેપોલિયનની એવી તો કીર્તિ ફેલાઈ કે, એનો પરાજય કોઈ જગાએ થવાનો જ નથી, એમ સર્વ માનવા લાગ્યા. અને હારીને તાબે થએલા માણસો પણ

પોતાનાં હથિઆર આપી દઈને નેપોલિયન ભણી દિગ્મૂઢ થઈ જોવા લાગ્યા.

નેપોલિયનને આ મળેલા જયના આનંદમાં જરા ખતરો પડયો. જ્યારે ફ્રાન્સ અને ઈંગ્લાંડ લડતાં હતાં ત્યારે સ્પેન કોઈની ભણી ન થતાં અળગું રહ્યું હતું પણ કેટલાંએક કારણોથી તે ફ્રાન્સ ભણી હોવાનો વેહેમ આવવા લાગ્યો. એ માટે ઇંગ્રેજ સરકારે એ વાત નક્કી કરવા સારૂ પ્રસિદ્ધ શૂરા સરદાર નેલ્સનને મુખ્ય અધિકાર આપીને નૌકાસૈન્ય મોકલ્યું. ત્યારે સ્પેનના લોકો ફ્રેન્ચ સાથે મળી ગયા. એ મળેલાં બંને લશ્કરોનો પરાભવ નેલ્સને કેપ ટ્રાફલગાર આગળ કર્યો. આ જિતને હજી સુધી ઇંગ્રેજો પોતાનું ભૂષણ માને છે. 'પ્રત્યેક માણસે પોતપોતાની ફરજ બજાવવી એવી ઈંગ્લાંડની ઇચ્છા છે.' એ પ્રસિદ્ધ વાક્ય બોલીને નેલ્સને આ લડાઇનો આરંભ કર્યો. આ લડાઈમાં એની જિત થઈ. પરંતુ જે વડે આવડો મોટો જય મળ્યો તે દેશને શોભાવનાર મોહોરૂ નેલ્સન આ લડાઇમાં પડવાને લીધે સર્વ ઇંગ્રેજોને મહા દુઃખ થયું. તેણે મરણ વેળાએ દુશ્મનો તો સંપૂર્ણ પરાજય સાંભળીને "પરમેશ્વરની મેહેરબાની છે, મેં મારી ફરજ અદા કરી" એમ બોલી દેહ છોડયો.

કેટલાએક ગ્રંથકારો ધારે છે કે, ટ્રાફલગારના યુદ્ધમાં સ્પાનિયર્ડ લોકો મન મૂકીને લડ્યા નહિ તેથી જ તેઓ હાર્યા. અને એ લડાઈમાં હાર્યાથી નેપોલિયને ઇંગ્લાંડ જિતવાની આશા છોડી, તથાપિ તે કહે તો કે, શું કરૂં ? મારાથી બધી જગાએ જાતે જઈ શકાતું નથી. મતલબ તેની ધારણા હતી કે હું જો ત્યાં હોત તો આ હાર થાત નહિ. એ ધારવું કંઈ ખોટુંએ નહોતું, કારણ ઘણી વાર તેના શબ્દોથી ઉશ્કેરાઈને ફ્રેન્ચોએ મોટાં મોટાં પરાક્રમો કર્યાં હતાં. આસ્ટ્રીયન ફોજને અલ્મ આગળ હરાવીને નેપોલિયન વિએના ઉપર ધશી ગયો. તે વેળાએ ત્યાંનો બાદશાહ લશ્કર લઈ રૂશિઆના લશ્કર જોડે ભળી જવા ત્યાં ગયો હતો. તેથી થોડી મેહેનતે એકદમ તા૦ ૨૩મી નવેંબર સને ૧૮૦૫ ને રોજ તે શેહેર તેને સ્વાધીન થયું. અને ત્યાંના રાજમેહેલમાં કેટલાએક દિવસ રહ્યા પછી આસ્ટ્રીઆ અને રૂશિઆના એકઠા મળેલા લશ્કર જોડે ટક્કર

આપવા સારૂ તેણી મેર ગયો. તેથી આસ્ટર્લિંટ્ઝ નામે ગામ આગળ મોટી લડાઇ થઈ તે દિવસ નેપોલિયને આગલે વરસે જે દિવસે રાજ્યપદ ધારણ કર્યું તે હતો, તેથી ફ્રેન્ચ લોકો ઘણા આનંદમાં હતા.

એ યુદ્ધમાં તેણે ઘણી ચતુરાઈ દેખાડી તેથી મોટા મોટા રણપંડિત તેનાં વખાણ કરે છે. ને એક ગ્રંથકાર એમ કહે છે કે, આજ સુધી દુનિઆમાં ચતુરાઇભિરેલાં જે યુદ્ધો થયાં તેમાંનું આ એક છે. એમાં નેપોલિયન દુશ્મન ઉપર એવી રીતે ધસતો હતો કે એનો શો વિચાર છે તે શત્રુઓ સમજી શકતા નહિ. એક વેળા દુશ્મનનું લશ્કર એક તરફ વળતું જોઈને નેપોલિયન બોલ્યો કે, ચોવીસ કલાકમાં એ આપણે તાબે થશે. એ લડાઈ થવાની હતી તે દહાડે મળસ્કામાં કલાકેક ઉંઘ લઇને લશ્કરની ગોઠવણ જોવા સારૂ એ નીકળ્યો. કોઈ ન જાણે એમ બધે ફરી આવવાનો તેનો મનસુબો હતો પણ લશ્કરી લોકોએ તેની ધારણા જાણીને કહ્યું કે, આજ આપને રાજ્યપદ ધારણ કર્યાની વરસગાંઠ છે તેને લાયકનાં પરાક્રમ અમે કરીશું. અને એક વૃદ્ધ કામદાર તો બોલ્યો કે, આજ હું લડાઇથી વેગળો રહીશ એવું અમને વચન આપો એટલે થયું. ત્યારે નેપોલિયને કહ્યું કે તમને મારી જરૂર પડે ત્યાં સુધી હું પાછળ રહીશ. એ ભાષણ ઉપરથી સેના અને સેનાપતિ વચ્ચે પરસ્પર કેવો વિશ્વાસ હતો તે જણાઈ આવે છે. અને એવા વિશ્વાસનું પરિણામ ફતેહમાં આવ્યું છે એ પણ આપણે જોયું છે.

આ ઉપરથી રાજકારભારીઓ કે અમલદારોએ લક્ષ રાખવું જોઇએ છીએ કે ઔરંગજેબ બાદશાહ જેવો અવિશ્વાસ રાખવામાં પોતે પોતાને સાવધ ગણે છે. હાથ તળેના અમલદારો જ્યાં સુધી સારા લાગ્યા નથી ત્યાં સુધી નઠારાજ ગણવા એ તેમનાં મૂળતત્વ ઔરંગજેબના જેવી જ ખત્તા ખવાડનારાં છે. વિશ્વાસથી જ જગતનો વેહેવાર ને વેપાર થયાં કરે છે અને અવિશ્વાસી સંકડાશમાં રહે છે ને આખરે તે જ તેને નડે છે.

આસ્ટર્લિંટ્ઝની લડાઈ સન ૧૮૦૫ ના ડીસેંબરની બીજી તારીખે થઈ, તે દિવસે આકાશ નિર્મળ અને સ્વચ્છ તડકો પડયો હતો તે જો-

ઈને ફ્રેન્ચોને લાગતું હતું કે આજ આપણે નક્કી જિતીશું જ. તેમાં પછી નેપોલિયન જેવો સરદાર ! તેણે જૂદી જૂદી ટોળીઓ કરીને જૂદી જૂદી તરફથી એકસંપી દુશ્મનના લશ્કર ઉપર ધશી જઈ તેમને ઘેરીને ઝપાટાબંધ કતલ ચલાવી. તે વેળા રૂશિઅન અને આસ્ટ્રીઅન બાદશાહો આઘેથી પોતાના લશ્કરની થતી ખરાબી જોતા હતા. પોતાના લશ્કરના માણસોની ઘાતથી તેમની છાતી ફાટી જતી હશે એમાં શી નવાઈ ? તે લોકોને નાશી જવાનું પણ બન્યું નહિ ત્યારે એક બાજુએ નાનાં નાનાં તળાવો હતાં તેનું પાણી ઠરીને બરફ બંધાયો હતો તે ઉપરથી નાસવાનો આરંભ કર્યો. એટલામાં તે બરફ ઉપર ફ્રેન્ચોએ તોપો મારી બરફ ઓગળાવી નાંખ્યો તેથી પાણી જ પાણી થઈ રહ્યું. તેથી તેમાં વીસ હજાર માણસો બુડી મુવાં અને બંને બાદશાહો બાકી સાકી રહેલાં લશ્કર સહિત માહા મુશીબતે નાશી ગયા. વીસ હજાર માણસોને ફ્રેન્ચોએ કેદ કર્યાં અને ચાલીસ તોપો તથા ઘણાએક રૂશિઅન વાવટાઓ ફ્રેન્ચોને હાથ આવ્યા. આ લડાઇને ફ્રેન્ચ સિપાઇઓ બાદશાહી લડાઈ કહેતા હતા.

હાર થયા પછી સલાહ કરવા સારૂ આસ્ટ્રીઆનો બાદશાહ જાતે નેપોલિયન રહેતો હતો ત્યાં ગયો. નેપોલિયન તે વખત એક ઝુંપડીમાં રહેતો હતો. તેથી બાદશાહને જોતાં જ તે બોલ્યો, તમે બે માસ સુધી અમને આ મેહેલમાં રાખી મૂક્યા છે. તે ઉપર બાદશાહે જવાબ દીધો:— તમે એનો એવો સારો ઉપયોગ કર્યો છે કે હવે તેની અવગડ બાબત તકરાર કરવાનું કારણ રહ્યું નથી.

રૂશિઅન લશ્કરને પોતાના મુલકમાંથી નિર્ભયપણે પાછું જવા દેવાનું કબૂલ કરાવીને આસ્ટ્રિયન બાદશાહે નેપોલિયન જોડે પ્રેસબર્ગમાં સલાહ કરી, તેમાં ઘણો મુલક નેપોલિયનને આપ્યો. વળી મનમાં તો ખોડ ભૂલાવી દેવાનું હતું પણ વખત આવ્યો નથી એવું ધારીને જર્મનીમાં આવેલો ઈંગ્લાંડનો હાનોવર પ્રાંત પ્રુશિયાના રાજાને આપવો કરીને તેની જોડે પણ નેપોલિયને સલાહ કરી. ને બીજાં કેટલાંએક સંસ્થાન એણે પોતાનાં સગાંઓને આપ્યાં. ને પોતાના ભાઈ જોસેફ બોનાપાર્ટને નેપલ્સનું રાજ્ય આપ્યું. હોલાંડના લોકો પાસે લુઇસ બોનાપાર્ટને ગાદીએ

બેસાડાવ્યો ને જર્મનીનાં બીજાં સંસ્થાનો સાથે કોલકરાર કર્યા. તેમાં તેમની પાસે સાઠ હજાર લશ્કર તૈયાર રાખવાનો ઠરાવ કર્યો. આ બનાવ પછી પ્રજાસત્તાક રાજ્યમાં બંધ પાડેલી ઘણીએક બાબતો ફરીથી શરૂ કરી અને લશ્કરી કામદારોને પદવી આપીને મોટી મોટી જાગીરો આપી.

ત્યાર પછી કેટલેક મહિને નેપોલિયનને પ્રુશિયાની ખોડ ભાંગવાનો પ્રસંગ આપ્યો. ઈંગ્લાંડ સાથે સલાહની ભાંજઘડ ચાલતી હતી ત્યારે નેપોલિયને તેને જણાવ્યું કે, જો સિસિલી બેટ અમારી પાસે રાખશો તો પ્રુશિઆને આપેલું હાનોવર સંસ્થાન અમે તમને પાછું આપીશું. એ ખબરથી પ્રુશિયન સરકારને ઘણો ગુસ્સો આવ્યો. તેણે બીજા કોઈની મદદ વિના એકલે હાથે ફ્રેન્ચો સાથે લડાઈનો આરંભ કર્યો. રાજારાણીએ લોકોનો જુસ્સો ઉશ્કેરવાને ઘણો પ્રયત્ન કર્યો. રૂશિયન ઝાર જોડે સલાહ કરીને તેની મદદ આવી પહોંચે તે પેહેલાં તો નેપોલિયને ઘણી ત્વરાથી પ્રુશિયન લશ્કરને ચારે મેરથી ઘેરી લીધું ને નામ્બર્ગ, જીના ઇત્યાદિ ઠેકાણે ફ્રેન્ચ સિપાઈઓએ મોટાં મોટાં શૂરાતન અને યુક્તિ વડે પંદર વીસ દિવસમાં શત્રુની દાણાદાણ કરીને લડાઈનો સામાન પડાવી લઈ ઘણાંએક શેહેરો જિતી લઈ તેને છેક જ પાયમાલ કરી નાંખ્યું. પ્રુશિયન લશ્કરે પણ ઘણે ઠેકાણે શૌર્ય દેખાડ્યું ખરૂં, પણ આખરે તેમનો પરાભવ થયો અને લાખો માણસોના જીવની ખુવારી થઈ.

આ પ્રુશિઅન હારથી નેપોલિયન બર્લિનમાં દાખલ થયો અને યુરોપખંડના બધા લોકોને મોટી નવાઈ લાગી તેથી ધારવા લાગ્યા કે, નેપોલિયન અગાડી કોઈનું ચાલવાનું નથી; તેથી ફ્રેન્ચ લોકોના સપાટામાંથી છૂટવાને તેમને નિરાશા થઈ અને કેટલાક તો નેપોલિયનને અવતારી પુરૂષ કેહેવા લાગ્યા.

બર્લિન લીધા પછી ત્યાં ફ્રેન્ચોએ ગર્વથી ફુલાઈને તેમણે લૂટ વગેરેની ઘણી ખરાબી કરી. ઘણાં મોટાં માણસોનાં અપમાન કર્યાં, પણ નેપોલિયને આ વેળાએ ઉદાર મનના લાયક પુરૂષને ઘટે એવી ચાલ ચલાવી. એવી રીતે કે, એક રાજ્યકુટુંબનો પુરૂષ નેપોલિયનના તાબામાં ત્યાં હતો તેણે ફ્રેન્ચ લોકો શેહેરમાં શું કરે છે વગેરે વાતો જણાવવા

સારૂ છાની રીતે બહારના અધિકારીઓ સાથે પત્રવ્યવહાર રાખ્યો હતો. તેમાંનો એક પત્ર નેપોલિયનને મળી આવવાથી તેને પકડયો. તેની સ્ત્રીને મારો ધણી અપરાધી છે એવી ખબર ન હોવાથી તે નેપોલિયન પાસે આવીને કેહેવા લાગી કે મારો ધણી નિરપરાધી છે. ત્યારે નેપોલિયને પકડેલો કાગળ તેના હાથમાં આપ્યો તે વાંચતાં જ પોતે ખોટું બોલેલું જોઈ શરમિંદગીથી દુઃખી થઈ ગુપચુપ નીચે માથે બેઠી, એ જોઇને નેપોલિયનને માઠું લાગ્યું, તેથી બોલ્યો:– "બાઈ! એ કાગળ બાળી નાંખો એટલે પુરાવો નાબુદ થશે.

બર્લિનમાંથી નેપોલિયને પુતળાં અને ચિત્રો વગેરે ઘણાં જયસૂચક ચિહનો પારિસ મોકલી દીધાં અને જીનાની લડાઈ પછી ફ્રેન્ચોએ પ્રુશિયન પાસે છ કરોડ હેંશી લાખ રૂપિયા ખંડણી લીધી અને બીજે ઠેકાણેથી પણ બીજી ઉઘરાવી લીધી.

પ્રુશિયાની હારથી નેપોલિયનને હવે રૂશિયા અને ઈંગ્લાંડ એ બે જ જોરાવર શત્રુઓ રહ્યા. લડાઈમાં ઇંગ્લંડને હરાવીશું એવું લાગતું નહોતું. માટે તેમને દુઃખ દેવા બીજી તદબીર કહાડી. એવી કે, ઇંગ્રેજોના સર્વ વૈભવોનું મૂળ વેપાર છે. માટે તે બંધ પાડીશું તો પોતાની મેળે નરમ પડશે. એવું ધારીને તેણે કેટલાએક ઠરાવો બર્લિનમાંથી જ પ્રસિદ્ધ કર્યાં. તેમાંનો એક ઠરાવ એવો હતો કે, ઈંગ્લાંડ બેટ કેદમાં છે એમ માનવું. કોઈ પણ બાબતસર કોઈ પ્રકારનો તેની સાથે સંબંધ રાખેલો ગુન્હો સમજવામાં આવશે. ફ્રાન્સ જોડે કોલકરાર કરેલા કોઈ પણ દેશમાં ઈંગ્લાંડનાં માણસ મળી આવે તો તેને કેદ કરવાં. ઇંગ્રેજ વેપારનો માલ જ્યાંથી મળે ત્યાં જપ્ત કરવો. આવાં જાહેરનામાં કરીને તે અમલમાં આણવા સારૂ તેણે યુરોપખંડના કાંઠા ઉપર ઠામઠામ લડાઈનાં વહાણોનો પેરો મૂકયો.

એવી રીતે ઇંગ્રેજી વેપાર બંધ પડયાથી પેહેલાં તો ફ્રાન્સમાં જ દરરોજ નિર્વાહને માટે ઉપયોગમાં આવનારા પદાર્થની તંગીથી ગરીબ અને શ્રીમંત લોકોને અડચણ પડવા લાગી. પણ નેપોલિયનની કરામત વિલક્ષણ હતી. લોકોની અડચણ દૂર કરવા સારૂ તેણે અનેક તદબીરો કરી. મોટાં મોટાં ઇનામો આપીને દેશમાંહેના સૃષ્ટિપદાર્થવિજ્ઞાન જાણનારા

વિદ્વાનોને બહાર દેશથી આવનાર પદાર્થ દેશમાં જ ઉત્પન્ન કરવાની યુક્તિ શોધી કહાડવાનો હુકમ કર્યો. બહાર દેશાવરથી આવનારા પદાર્થો માંહેથી ખાંડનો ખપ ફ્રાન્સમાં ઘણો હતો તે પાંચ રૂપીએ શેર વેચાવા લાગી માટે બીટ નામે ઝાડનાં મૂળીઆંમાંથી તે ઉત્પન્ન કરવાનો તેણે ઘણો જ શ્રમ કર્યો. ફ્રેંટિનબ્લો નામે જગાની આસપાસના રાનમાં તે ઝાડની એટલી રોપણી કરાવી હતી કે તેમાંથી નિકળેલી ખાંડ આખા યુરોપખંડને પૂરી પડશે એમ તે ધારતો હતો. વળી તેણે તડબુચમાંથી પણ ખાંડ કાહાડવાની મેહેનત કરી હતી. ઇંગ્રેજનો માલ લેનારને ઘણી સખ્ત સજા થતી તો પણ લોકોને ઘણી અડચણ પડવાથી લોકો ઈંગ્લાંડથી છાની રીતે ઘણો માલ આણુતા અને સરકારી કામદારો પણ તેથી જાણ્યુ અજાણ્યું કરતા હતા.

બર્લીન શેહેરમાં તેનાથી ઘણી મુદત રહેવાયું નહિ, કારણ કે પ્રુશિયન બાદશાહની મદદમાં રૂશિઆનો ઝાર આવ્યો તેની જોડે લડવું પડયું. સાથે આણેલાં લશ્કરનો મોટો ભાગ ખપી ગયાથી તેણે પરિસના અધિકારીને બીજાં હેંશી હજાર માણસો મોકલવાને લખ્યું તે તેણે બીકને લીધે કબૂલ કર્યું, તથાપિ લડાઈ શરૂ થયાને આઠ દશ મહિના થયા એટલામાં એ અઢી લાખ માણસો મુવાં ને પાંચ સાત લાખ જખમી થયાં તેથી દેશના સૌ માણસો ફીકરમાં પડયા અને હવે શું કરીશું તેનો મનસુબો કરવા લાગ્યા.

તે રૂશિઆના ઝાર જોડે લડવા સારૂ બાર્લિનથી પોલાંડ જવા નીકળ્યો. પોલ લોકો ઘણા શૂરા છે તથાપિ આસ્ટ્રીઆ, પ્રુશિઆ અને રૂશિઆએ એકદમ હુમલો કરીને નીચપણે તેમનો દેશ ત્રણે ભાગે વેંહેંચી લીધો તેથી લોકો ઘણા દુઃખી હતા. આથી નેપોલિયન આપણુને દુશ્મનના પંજામાંથી છોડાવી સ્વતંત્ર કરશે એવું સમજીને તેને શરણ ગયા. નેપોલિયનના લશ્કરમાં કેટલાએક પોલ અમલદારો હતા, તેમણે પોતાના વતનીઓને એવું જણાવ્યું કે, અરે, પોલાંડના લોકો! મહા પ્રતાપી અજિત નેપોલિયન ત્રણ લાખ લશ્કર લઇને તમારા દેશમાં આવ્યો છે તેનો હેતુ શો છે તેની તપાસ ન કરતાં તેના ઉદાર આશ્રયને આપણે લાયક છીએ એવું બતાવવાનો આપણે યત્ન કરવો જોઇએ. તમે સ્વ-

તંત્ર થવા લાયક છો કે નહીં એ હું જોઈશ એવું એ અમારી આગળ બોલ્યો છે. માટે હે પોલ લોકો! એવું છે તો પોતાની હિંમત દેખાડીને સ્વતંત્ર થવાનું કામ તમારૂં પોતાનું છે. તમારા દુશ્મનો પાસે તમારૂં વેર લઈને તમને મુક્ત કરવા સારૂ તે અહિં આવ્યો છે. છોકરાં રડીને પોતાના બાપની પાસે આશરો શોધવા જાય છે તેમ તમે બધા એની પાસે જાઓ. તેના તરફ અંતઃકરણ લગાડીને તમારૂં બાહુબળ તેના કામમાં વાપરો. એકાએક માણસ ઉઠો અને એવું દેખડાવો કે, સ્વદેશ આગળ અમારા શરીરની પણ અમે વિશાત ગણતા નથી."

એ ઉપરથી ઉશ્કેરાઈને નેપોલિયન પોલાંડમાં ગયો ત્યારે પોલ લોકો તેની ચારે મેર વિંટળાઈ વળ્યા. સ્વતંત્રતાની આશાથી સર્વનાં મુખો પ્રફુલ્લિત થયાં અને અંતઃકરણમાં આનંદ વ્યાપી રહ્યો હતો. તેમણે સ્વદેશના જુની રીતના પોષાક પેહેર્યા હતા. જુના વખતના ઉમરાવો પોતપોતાના ઘરમાં સ્વદેશની હારથી દુઃખી થઈને બેઠા હતા તે નેપોલિયન પાસે આવીને કેહેવા લાગ્યાઃ– "આપ મોટાં રાજ્યો ઉત્પન્ન અને નષ્ટ કરનાર તથા જગતનું નિયમન કરનારા છો, એવું સમજીને અમે આપનો સત્કાર કરીએ છીએ અને અમારી સર્વ આશા પરિપૂર્ણ કરવાનો વિશ્વાસ રાખીએ છીએ. વળી અમારા દેશનો પુનરૂદ્ધાર થયો જ એવું અમે સમજીએ છીએ. કારણ આપ મહા ન્યાયી અને વિદ્વાન સોલન* જેવા લાગો છો અને પ્રતાપી સીઝર જેવા સમજીને અમારૂં નશીબ આપના હાથમાં ધરીએ છીએ."

એવી રીતે પોલ લોકોની નેપોલિયન પાસે પોતાનું કામ કરાવી લેવાની ઈચ્છા હતી અને તેમ કરવાને તે સમર્થ હતો. તથાપિ પોલ લોકોને સ્વતંત્ર કરતાં આસ્ટ્રીઆ અને રૂશિઆ જોડે નવી દુશ્મની થશે, એવી તેને પક્કી ખાતરી હતી. તેથી હું તમને સ્વતંત્ર કરીશ એવું વચન તેણે પોલ લોકોને આપ્યું નહીં. કારણ તે જાણતો હતો કે, એવું વચન આપવાથી તરત આસ્ટ્રીઆ સાથે થયલો તહ ભાંગીને લડાઈ ઉઠશે. તેમ જ પ્રુશિયાની મદદે આવેલા રૂશિયન બાદશાહ જોડે

---

* પ્રાચીન કાળમાં ગ્રીસ દેશમાં એક પ્રસિદ્ધ કાયદા બાંધનારો થઈ ગયો છે.

પણ કોલકરાર કરવાની તેની મરજી હતી. તેથી તે ધારતો હતો કે જો પોલ લોકોને માટે લડીશું તો તે સલાહ ન કરતાં છેક વાત વંઠી જશે. માટે હું તમને સ્વતંત્ર કરીશ એમ ખુલ્લું ન કહેતાં "પોલાંડ રાજ્ય ફરીથી સ્થાપન થશે? તેનું પુનરૂજ્જીવન થશે? માણસનાં સર્વ કાર્યનું કામસૂત્ર જેના હાથમાં છે એવો પરમેશ્વર માત્ર આ ગુપ્ત વાતનો નિર્ણય કરશે," એવા પ્રકારનું બોલતો હતો. એથી પોલ લોકોને પણ આશા રહેતી હતી.

એ પ્રમાણે બનાવ બની ફ્રેન્ચ અને પોલ લોકો એકઠા મળી રૂશિયન લોકો ઉપર જવા લાગ્યા તેથી તેમના વચ્ચે જે યુદ્ધો થયાં તે ઘણાં મોટાં અને ભયંકર હતાં. બંને તરફના લોકો સરખા શૂરા હોવાથી પુલ્તસ્ક, ઇલો વગેરે ઠેકાણે એવી ચમત્કારિક લડાઇઓ થઈ કે, કોઈ કોઈનાથી હારે નહિ. ઉભય પક્ષ ધારતા કે અમે જિત્યા છીએ. આજ સુધી નેપોલિયનનો જય થતો તેથી ફ્રેન્ચો ધારતા હતા કે શત્રુ ગમે તેવો પ્રબળ હોય પણ અમારી આગળ ઘણી વાર ટકશે નહીં. પણ રૂશિયન લોકોની હિંમત જોઇને તેમને લાગ્યું કે, 'દુનિઆમાં શેરને માથે સવાશેર' પડ્યા છે.

એક ગ્રંથકાર એમ લખે છે કે, આજ પર્યંત જે મોટી મોટી લડાઇઓ નેપોલીઅને મારી તેમાંથી ઇલોની લડાઈ જેવી ભયંકર થોડી જ હશે. કડકડતા શિયાળામાં આ યુદ્ધ થયું. એ સમાપ્ત થયા પછી મેદાનમાં પચાસ હજાર માણસો જખમી થઇને પડ્યાં હતાં તે ભૂખ, દુઃખ અને તરસથી કાગારોળ કરતાં હતાં તેથી તથા હજારો ઘોડા ઘાયલ થઇને પડ્યા હતા તેમના આરડવાથી આકાશમંડળ વ્યાપી રહ્યું હતું. દેખાવ જોતાં જ કોઈ પોચા મગજનો માણસ તો ભમરી ખાઇને હેઠો પડે. ચારેમેર નજર નાંખી ન પહોંચે ત્યાં સુધી લોહીની રેલછેલ, મુડદાં અને માંસના ઢગલા, જખમી માણસ અને પશુઓનું ભુમરાણ અને શિયાળ, વરૂ, કાગડા, ગીધ, સીંચાણા ઇત્યાદિને ઉજાણીનું પર્વ આવવાથી આનંદનો કીલકાર, એ સર્વ સાધારણ માણસને ભયકંપ કરાવે એવો દેખાવ થઈ રહ્યો હતો.

અરે આ શો ગજબ ! નહિ પૈસા માટે ને નહિ સ્વદેશસંરક્ષણ સારૂ પણ માત્ર મોટાઈ મેળવવાને લોભે કેટ કેટલા જીવની હાનિ !

લડાઈના આરંભને ઘણા દિવસ થયા, યુદ્ધપ્રસંગ પણ ઘણા થયા, પણ નીકાલ આવે નહીં. માટે હવે લગાર વિસામો યોગ્ય લેવાનું લાગતાં નેપોલિયન અને અલેકઝાંડર સલાહ કરવાનું ધારવા લાગ્યા. ને તે પાર પાડવાનું ઠરાવીને બંનેની ભેટ થવા સારૂ નીમેન નદીને કિનારે તિલસિત શેહેર આગળ નદીના પાણીમાં એક મોટા તરાપા ઉપર માંડવો આરાસ્તા કર્યો હતો. બંને બાદશાહો નદીને બંને કિનારેથી હોડીમાં બેશીને તરાપા પાસે જવા લાગ્યા ને બંને કિનારા ઉપર બંને બાદશાહનાં લશ્કરો મોટા ઠાઠથી ઉભાં રહ્યાં. સલામતીની તોપોની ગર્જના ચાલુ થઈ. પેહેલવેહેલો નેપોલિયન પહોંચ્યો અને અલેકઝાંડર આવતાં જ બંને જણા ઘણા હેતથી પરસ્પર ભેટયા. કેવી તાજુબી ! જેમણે લાખો માણુસોનો નાશ કરાવ્યો તે બંને જણા ભાઇઓની પેઠે એકાંતમાં વાતો કરવા બેઠા ને પછી તિલસિતમાં જઇને સલાહ કરવા સારૂ બંને જણા ઘણા દિવસ સુધી મોજ મારતા હતા, તેમાં ખાવું પીવું, નાચ તમાશા કરાવવા, એક બીજાના લશ્કરની કવાયત જોવી, એવું ચાલી રહ્યું, તેથી એવું દેખાતું કે જાણે સગા ભાઇઓના જેવું એ બે વચ્ચે હેત છે.

અલેકઝાંડરના આગ્રહથી પ્રુશિયાના રાજાને પણ ત્યાં બોલાવરાવ્યો. તેની જોડે તેની રૂપાળી રાણી પણ આવી હતી તેને પોતાના ધણીનું અસલ મુજબ રહેલું દીઠું નહિ, તેથી માઠું લાગીને તેની આંખમાંથી દડદડ આંસુ વહેવા લાગ્યાં અને એ જ દુઃખના બળાપાથી તે મરણ પામી. તેથી તેની પ્રજા ઘણીને દલગીર થઈ. પણ તારીખ ૭ મી જુલાઈ સને ૧૮૦૭ ને દિવસે કરારનામું પાકું થયા પછી રૂશિયન ઝારના આગ્રહથી પ્રુશિઆના રાજાને ફરીથી ગાદી ઉપર બેસાડયો. અને જૂનું પ્રુશિયન રાજ્ય હતું તેટલું તેને સોંપ્યું ને ઇંગ્રેજ વેપારીનો માલ ન લેવાનું તેણે કબૂલ કર્યું.

પછી પ્રુશિયાએ નવા જિતેલા પોલાંડ વગેરે સર્વ પ્રાંત લઇને જુદાં રાજ્યો અને સંસ્થાનો નેપોલિયને બનાવ્યાં.

તેમાંનું એક રાજ્ય તેણે પોતાના ભાઈ જેરોમ બોનાપાર્ટને આપ્યું. જેરોમે હલકા કુળની સ્ત્રી જોડે લગ્ન કર્યાથી તે તેના ઉપર ગુસ્સે હતો. પણ તે બાઇરીને ફારગતી આપી, એની ઇચ્છા પ્રમાણે વર્ટેમ્બર્ગના ઠાકોરની કુમારિકા જોડે લગ્ન કરવાનું કબૂલ કર્યાથી તેણે તેને ફરીથી મહત્વે ચઢાવ્યો.

અગાડી જોસેફને નેપલ્સનું અને લુઇસને હોલાંડનું આપેલું રાજ્ય અલેકઝાંડરે કબૂલ રાખ્યું. કેમકે આ વખતનો રૂશિયન ઝાર પણ નેપોલિયનના જેવો જ મહત્વાકાંક્ષી હતો. એ બંને જણાએ એવી છાની સરત કરી હતી કે, તુર્કસ્તાન જોડે રૂશિયાને કજીઓ થાય તો તેમાં નેપોલિયને વચ્ચે આવવું નહિ. ને ફ્રાન્સ, સ્પેન અને પોર્ટુગાલ સાથે ચકમક ઝરે તો અલેકઝાંડરે તેણીમેર જોવું નહિ. એ સાથે એમ પણ ઠર્યું હતું કે, નેપોલિયનની સલાહ વિના અલેકઝાંડરે તુર્કસ્તાન જોડે સલાહ કરવી નહિ. તેમ જ રૂશિયનની અનુમતી સિવાય નેપોલિયને ઈંગ્લાંડ જોડે તહ કરવો નહિ. એવી રીતે છાના તથા ખુલ્લા કોલકરાર કરીને બંને બાદશાહોએ આખા યુરોપખંડને પોતાના તાબામાં આણવાનો ઘાટ ઘડયો.

---:o:---

## ભાગ ૧૨ મો.

---:o:---

પાછલા ભાગમાં કહ્યા પ્રમાણે રૂશિઆના બાદશાહ સાથે સલાહ કરી તેણીમેરની સરહદ ઉપર સારૂ લશ્કર મૂકીને નેપોલિયન પાછો પારિસમાં આવ્યો. એ વખત સરકારી ઓહ્દેદારો અને બીજા લોકોએ તેને મોટા ભભકાથી આદરમાન આપ્યું અને સઘળાને મોંઢે જ્યાં ત્યાં તેનો વખાણ થવાં લાગ્યાં. આ વખતમાં યુરોપખંડનો મોટો ભાગ તેના તાબામાં આવ્યા જેવું જ થયું હતું, એટલે કે નેપોલિયનનો વૈભવ છેક ટોચે પહોંચવાનો આજ વખત હતો. કેમકે ત્યાર પછી આખા યુરોપખંડને આંજી નાંખનારો તેનો વૈભવ રૂપી સૂર્ય અસ્તાચળ તરફ વળવા લાગ્યો હતો.

તિલસિતના કોલકરાર થયા પછી ઇંગ્રેજ સરકારે સાંભળ્યું કે, ડેનમાર્કનાં વહાણો લઇને ફરીથી ઈંગ્લાંડ ઉપર સ્વારી કરવાના વિચારમાં છે. તેથી ઇંગ્રેજોએ તરત બાલ્ટિક સમુદ્રમાંથી કોપનહેગન શેહેર ઉપર પોતાનું નૌકાસૈન્ય મોકલીને ડેન લશ્કરને છેક હરાવી નાંખી તેમનાં ઘણાં વહાણો પકડી લઈ ગયા. એ ખબરથી નેપોલિયનને ઘણો ક્રોધ ચઢયો.

પારિસમાં રહ્યો ત્યારે રાજ્યવ્યવસ્થામાં જે કંઈ ખામીઓ રહી હતી તે કહાડી નાંખવા તરફ પોતાનું મન લગાડ્યું. દેશના નવા પ્રાંતો કરીને દરેક પ્રાંત ઉપર એક એક મોટો અધિકારી નિમ્યો. તેમાં પણ જેને જે પ્રાંતમાં કોઈ ઇષ્ટ મિત્ર કે કુટુંબ કબીલો નહિ તે માણસને તે પ્રાંતમાં મોકલ્યો હતો. ઘણા હોંશિયાર માણસોને જ તે અધિકાર આપતો હતો અને કામને ના લાયક હોય એવા માણસની તેણે કદી નિમણુંક કરી નથી. વળી દુર્માર્ગે દ્રવ્ય મેળવવાની ઇચ્છા ન થાય માટે તેમને પગારો પણ મોટા બાંધી આપ્યા હતા. અને કામની ખબરદારી પ્રમાણે સર્વને ઝટ વધવાનું બનતું હતું ને ચુક થાય તો તેમને શિક્ષાનો મોટો ભય હતો. એવી રીતે મુલ્કી, દિવાની, ફોજદારી વગેરે ખાતાંઓનો સારો બંદોબસ્ત કર્યો.

એટલું છતાં સઘળા ઉપર તેની જાથુક નજર રહેતી. એક ઉત્તમ ગ્રંથકાર એવું કહે છે કે, મોટી મોટી લડાઇઓ ચાલતી ત્યારે પણ તે રાજ્યકારભારની નાની મોટી સઘળી વાતો ઉપર ધ્યાનથી જોતો હતો. નેપોલિયન પાસે આ વખતે જેટલો મુલ્ક હતો તેના અર્ધા ભાગ જેટલા મુલ્કના રાજા શાંતિના વખતમાં પણ રાજ્યકારભાર તરફ એટલું ધ્યાન નહીં રાખતા હોય. રાજ્યકારભારમાં ઘણી વાર મેહેનત કરીને વિશ્રાંતિ લેતાં ભૂમિતિ કે બીજગણિત માંહેના અઘરા પ્રશ્નો છોડવવા બેસતો. તેનું સર્વ કામમાં, સર્વ કારભારમાં, સર્વ ખાતામાં ચારેમેર સરખું ધ્યાન હતું. કોઈ પણ વાતની તેને બીન માહિતી કે કંટાળો નહોતો. એક વાર સરકારી હિસાબમાં કંઈ ભૂલ થયેલી માલમ પડી તે ઉપરથી તેણે એવો તો સારો બંદોબસ્ત કર્યો કે, તેથી સરકારી દફતરો શરાફનાં દફતરો કરતાંયે ચોખ્ખાં રહેવાં લાગ્યાં.

સ્ફુલાણી વાત કરવામાં મને નાનમ છે અથવા મને વખત નથી એવું તે કદી જ બોલ્યો નથી. એથી નાના મોટા સઘળા કામદારોને એમ લાગતું કે આપણું કામ બાદશાહ ક્યારે તપાસે, એ ડરથી સઘળા સરકારી કામદારો પોતપોતાના કામમાં સાવધ રહેતા હતા.

કેળવણી ખાતામાં સુધારો કરી તેણે શિક્ષણપદ્ધતિ નવી શરૂ કરી હતી, એ વાત તો પાછળ આવી ગઈ છે. તેમાં તેણે યુદ્ધકળા શીખવનારી શાળા એવી યુક્તિથી સ્થાપન કરી હતી કે, સઘળાને જ તેમાં જવાનું મન થતું. તેની સાથે વળી કાયદો પણ એવો કર્યો હતો કે, પચીશ વરસની અંદરના પુરૂષે વખત પડે લશ્કરમાં આવવું જોઇએ. કેટલાએક થોડા પ્રસંગોમાં માત્ર બદલે આવવાથી ચાલતું. પેહેલાં એકવીસ વરસની ઉમરવાળાને આણવા, પછી વધારે જરૂર પડે તો બાવીસના, પછી ત્રેવીસના એવી રીતે જેમ વખત આવે તેમ પચીસ વરસનાને બોલાવવાનો ઠરાવ કર્યો હતો. અને એ પૈસાદાર અને ગરીબ બધાને એક સરખો લાગુ હતો. એકનો એક છોકરો હોય, તરત પરણેલો પુરૂષ હોય, નાનાં છોકરાંનો બાપ હોય, છતાં સઘળાને જ હુકમ થયો કે તરત કમરે તરવાર બાંધીજ જોઇએ, તથા લડાઈમાં જવાને તૈયાર હોવું જોઇએ.

એ કાયદો ફ્રાન્સમાં સોળ વર્ષ ચાલ્યો હતો. એ ધારાથી પ્રથમ હેંશિ હજાર માણુસો એકઠાં કર્યાં. પણ આપણો બાદશાહ જ્યાં જાય ત્યાં જિત છે જ એવી ખાત્રી ને સંપત્તિ તથા માન પ્રાપ્ત કરવાની તેમની ઇચ્છા ઘણી વાર સફળ થતી તેથી લોકો સંતોષથી લશ્કરમાં જતા હતા. એ વિના નવી શિક્ષાપદ્ધતિ શરૂ થવાથી લશ્કરના ઘણા ખરા માણુસો ભણેલા હતા. તેને લીધે મોટા કુળના લોકો સુધાં લશ્કરમાં જવાને અનમન કરતા ન હોતા. એ બાબત એક ગ્રંથકાર એમ લખે છે કે, એટલા વિદ્વાન, સુશિક્ષિત અને કુલીન યોદ્ધા જેમાં છે એવું લશ્કર આંજ સુધી કદી કોઈ જગાએ બન્યું નહિ હોય.

વારંવાર લડાઈ ચાલતી તેથી ખરચ ઘણો થતો તથા ઈંગ્લાંડ જોડે વેપાર બંધ પડવાથી પૈસા ઉત્પન્ન કરવા માટે નેપોલિયનને વારંવાર

નવા કરો નાંખવા પડતા પણ તે નિષ્પક્ષપાતપણે બેસાડીને યોગ્ય રીતે વસુલ કરવાથી તે લોકોને આકરા લાગતા નહોતા. સિવાય દેશમાં શાંતિ થવાથી ખેતીમાં પણ ઘણો સુધારો થયો; ને રસ્તા, પુલ, નહેરો વગેરે ઘણાં કામો તેણે કરાવ્યાં તેથી ગરીબગુરબાંને મજુરી ઘણી મળવા લાગી. તેથી તે પણ રાજી રહેતાં હતાં.

રાજ્યવ્યવસ્થામાં સુધારો થયા પછી નેપોલિયન ઈંગ્લાંડના વેપારને આખા યુરોપમાંથી કહાડવાનો ઠરાવ પૂર્ણપણે અમલમાં આણવાનો યત્ન કરવા લાગ્યો, પણ તેમાં સફલ થયો નહીં. રૂશિઆના ઝારે એ વાત અમલમાં આણવાનું તિલિસિતના કરારમાં કબૂલ કર્યું હતું. પણ એ પ્રમાણે ચાલવાથી આપણા દેશના વેપારીઓને નુકશાન થશે એમ ધારી તે તેનો પૂરેપૂરો અમલ કરતો નહોતો. તેનું એ કપટ નેપોલિયન જાણતો હતો ખરો પણ પલ્લો ઘણો દૂર હોવાથી તેને કરાર તોડવા બદલ શાસન કરવાનો વિચાર તે વખતે બંધ રાખીને પોતાના ઠરાવને સર્વ રીતે અનુકૂળ ન રહેનાર પાસેના બે રાજાઓને સજા કરવાનું ધાર્યું.

પોર્ટુગાલ અને સ્પેનમાં ઈંગ્લાંડનો માલ ઘણો આવતો અને ત્યાંથી બીજા દેશોમાં અને ખુદ ફ્રાન્સમાં સુદ્ધાં દાખલ થતો. એથી નેપોલિયન તેમની ઉપર ઘણો જ ક્રોધે ભરાયો. આ વેળાએ સ્પેનના રાજ્યમાં ઘણી અંધાધુંધી ચાલી રહી હતી. ત્યાંનો રાજા રાજ્યપદને નાલાયક હતો અને રાણી ઘણી દુરાચારી હતી. એક હલકા કુળના માણસ સાથે તેણે પ્રેમ જોડયાથી તે પ્રધાન થઈ બેઠો હતો. પછી શું પૂછવું.

### દોહરો.

અબળા તો પ્રબળા થઈ, રાજા મૂર્ખ અજાણ;  
અધુરાં તો પૂરા થયાં, લંપટ બન્યો પ્રધાન.

આવા અંધેર રાજ્યના લંપટ પ્રધાન જોડે કરાર કરી નેપોલિયને પોતાના સરદારને ફ્રેન્ચ અને સ્પાનિયર્ડના લશ્કર સહિત પોર્ટુગાલ ઉપર સ્વારી કરવા મોકલ્યો. એટલાં માણસ સામે ટકવાને તે રાજાની તાકાત નહોતી તેથી નેપોલિયનના કહેવા પ્રમાણે કેટલીએક અપમાન-

ભરેલી સરતો કબૂલ કરીને ત્યાંના ઇંગ્રેજ વકીલને કહાડી મૂક્યો અને ઇંગ્રેજ વેપારીઓનો માલ જપ્ત કર્યો. એમ કર્યા છતાં પણ તે નેપોલિયનના ત્રાસમાંથી પત્યો નહિ ત્યારે આખરે નિરૂપાય થઇને ઇંગ્રેજની મદદથી જ અમેરિકા માંહેના પોતાના બ્રાઝિલ દેશમાં નાશી ગયો. એ રાજાનું બીકણપણું જોઇને પણ લોકોએ વધારે ગરબડ કરી નહિ. એમ રક્તપાત ન થતાં પોર્ટુગાલ દેશ ફ્રેન્ચ લોકોને તાબે થયો.

ત્યાં બંદોબસ્ત કરીને પછી ફ્રેન્ચો ધીમે ધીમે સ્પેન ભણી વળ્યા અને કેટલાંએક ઠેકાણાં તેમણે પોતાતા તાબામાં લીધાં તે જોઈ સ્પાનિયાર્ડ લોકો ધારવા લાગ્યા કે આપણી દશા પણ પોર્ટુગાલના જેવી થશે. તથાપિ દરબારમાં માંહોમાંહે કજીઓ ચાલી રહ્યો હતો તેથી આણી મેર કોઇએ ધ્યાન દીધું જ નહિ. ઊલટા દરબારના જૂદા જૂદા પક્ષના લોકો નેપોલિયનને પોતાની મદદે બોલાવવા સારૂ કાગળો મોકલવા લાગ્યા. આણી મેર નેપોલિયને કોઇને પણ ખુલાસાનો જવાબ ન દેતાં પોતાનું લશ્કર આગળ ચલાવ્યું હતું. આખરે ફ્રેન્ચ લોકો છેક જ પાસે આવેલા સાંભળી ત્યાંનો રાજા બીકથી ગભરાઈ જઈ પોતાના પડોશીની પેઠે અમેરિકામાં નાસી જવાનો વિચાર કરવા લાગ્યો, ત્યારે ત્યાંના લોકોએ તેને ન જવા દેવા સારૂ તોફાન કર્યું. ને પેલા લંપટ પ્રધાન ગોડોઇના ઘર ઉપર હુમલો કર્યો. એ ઉપરથી મેં રાજ્ય મૂકી દીધું અને મારા દીકરાને ગાદીએ બેસાડયો એવાં જાહેરનામાં રાજાએ કર્યાં.

રાજાએ રાજ્ય છોડયાના સમાચાર સાંભળતા જ ફ્રેન્ચ સરદારે પોતાનું લશ્કર માડ્રિડ શેહેર ઉપર આણ્યું. તે વેળા રાજપુત્ર આઘો હતો તે આવી રાજની લગામ હાથ લેવા પામ્યો નહિ. ત્યાં ચાળીસ હજાર ફ્રેન્ચ સિપાઇઓ હતા તેનો સેનાપતિ આ રાજકુંવરને રાજા ગણતો નહોતો. કારણ મેં મારી ખુશીથી રાજ્ય છોડયું નથી એમ રાજાએ નેપોલિયનને છાની રીતે લખી જણાવ્યું હતું. એટલામાં નેપોલિયન જાતે ત્યાં આવવા સારૂ નીકળ્યાની ખબર ચારેમેર ફેલાઈ. જ્યારે ફ્રેન્ચ સેનાપતિએ રાજકુંવરને સલાહ આપી કે તું બાદશાહને મળવા સારૂ સામો જા, એટલે તે તારૂં કહેલું માનશે. હું તારી જોડે આવું છું, નાચારીએ રાજપુત્રે પણ તે સલાહ માની અને બંને જણા ચાલ્યા.

નેપોલિયન પાસેજ મળશે એમ તેને પ્રથમ કહેવામાં આવ્યું હતું; તથાપિ આજ મળશે, કાલે મળશે એમ કરતો કરતો ઘણે દૂર લઈ ગયો ત્યાં તેને નેપોલિયન જોડે મુલાકાત થઈ ત્યારે પેહેલાં તો તેણે રાજકુંવરની ઘણી આગતાસ્વાગતા કરી, તથાપિ બીજે રસ્તે રાજા, રાણી અને પ્રધાનને પોતાની પાસે લાવવાની તજવીજ કરી રાખી હતી. તે પ્રમાણે આવી પહોંચ્યા પછી સ્પાનિયર્ડ રાણીએ ત્યાં એક અત્યંત શરમભરેલું નીચ કૃત્ય કર્યું એવું કહેવાય છે, જે વાંચતા વાંચનારને સુદ્ધાં શરમ લાગે. નેપોલિયન અને તેના ધણીની રૂબરૂ તેણીએ પોતાના છોકરાને કહ્યું કે, તું રાજાના પેટનો નથી.

અરરર ! આ તે કેટલું નિર્લજ્જપણું ! યુરોપના ગ્રંથકારો વારંવાર લખે છે કે, એશિયાંખંડના રાજકુટુંબો દુરાચરણોથી ભરેલાં હોય છે, તથાપિ તેમાં પણ આવો છેક જ નફટાઇનો દાખલો મળવો કઠણ છે. એ ઉપરથી નેપોલિયને સર્વને જ કહ્યું કે તમારૂં કુટુંબ પદચ્યુત થયું. પછી તેમને પેન્શન બાંધી આપીને ઈટાલીમાં રહેવાની પરવાનગી આપી.

દેશ માંહેલી રાજ્યવ્યવસ્થામાં થએલી ગરબડ નેપોલિયન પોતાના પ્રતાપથી બંધ પાડશે એમ ધારીને સ્પેનના લોકો છાનામાના બેશી રહ્યા હતા; પણ રાજ્ય કુટુંબને પદભ્રષ્ટ કરીને આપણા દેશની સ્વતંત્રતા નાબુદ કરશે એમ જ્યારે તેમને લાગ્યું ત્યારે તેમનું સ્વદેશાભિમાન ઉશ્કેરાઇને સ્વદેશ શત્રુના હાથમાંથી છોડાવવા સારૂ જીવની આશા છોડીને મથ્યાં. અને ફ્રેન્ચોએ તેમના ઉપર એકદમ હુમલો કરીને ઘણા માણસોને કાપી નાંખ્યાં. સ્વદેશની સ્વતંત્રતાનો નાશ થતો જોઇને ગામડાના ખેડુતો સુદ્ધાં જોસ્સાબંધ દોડી આવ્યા હતા. તેમણે પણ શેહેરમાં પુષ્કળ ભાંગફોડ કરી મૂકી. તથાપિ આખરે ફ્રેન્ચોએ તે બધાને હરાવીને હુલ્લડખોરોના આગેવાન માણસોને પકડી તપાસ કરીને શરીરશિક્ષા કરી તેને લીધે કંઈ ગરબડ કમી થઈ.

માડ્રિડ વિના બીજાં શેહેરોમાં પણ એવીજ ગડબડ થઈ હતી. આખો દેશ પરતંત્ર થવાના દુઃખથી ગાંડા જેવો થયો હતો. તેમણે ફ્રેન્ચ

લોકોની ઠામ ઠામ કતલ કરી. તે વેળા સ્પાનિયર્ડના સપાટામાં કોઈ ફ્રેન્ચને અથવા પોતાના દેશના વતનીને પણ ફ્રેન્ચ સાથે મળેલાના વેહેમવાળો દેખતા કે તે બીચારાની કમબખ્તિ ! એવી રીતે સ્પાનિયર્ડ લોકોએ અત્યંત ક્રૂરપણું કરીને ઘણાં માણસોના જીવ લીધા અને તેનું વેર લેવા સારૂ દાવ ફાવ્યો ત્યાં ફ્રેન્ચોએ પણ એવો જ ભયંકર અનર્થ કર્યો.

એમ સ્પેનના લોકે શત્રુ પાસે વેર લઈ, રાજપુત્ર ફર્ડિનાન્ડને રાજા ઠરાવ્યાનાં જાહેરનામાં કર્યાં અને જૂદા જૂદા પ્રાંતોના અમલદાર ઠરાવીને ફ્રેન્ચોને પૂરી રીતે હરાવવા સારૂ ઈંગ્લાંડ સાથે કરાર કરવા સારૂ કહેણકહાવણ કરવા માંડી. આથી સ્પેન દેશમાં થયેલી ફ્રેન્ચોની અવસ્થા જોઈ નેપોલિયનના દુશ્મનો આનંદ પામ્યા.

વળી સ્પેન દેશને મૂકીને જઈશું તો નેપોલિયન જ્યાં હોય ત્યાં જિતે જ એવો પોતાના નામનો પ્રતાપ પડેલો છે તે જતો રહેશે એમ ધારીને તેણે પણ અગાડી પગલાં ભર્યાં. તે પોતાના ભાઈ લુશિયન બોનાપાર્ટને સ્પેનની ગાદી ઉપર બેસાડવાનો હતો પણ ત્યાંના લોકોથી ડરીને લુશિયને તે વાત નાકબૂલ કરી. આ વેળાએ મુરાત સ્પેન માંહેલા ફ્રેન્ચ લશ્કરનો અધિપતિ હતો, તે પોતાને એ ગાદી મળશે એમ ધારતો હતો. પણ સ્પેનના લોકો સાથે મીઠાશથી ચાલીને પોતાનું કામ કાઢી લેવું જોઇએ, તેમ ન કરતાં તેમના ઉપર નિર્દયપણે હુમલા કર્યાથી ઉતાવળીઆપણું અને અવિચારથી આ પરિણામ આવ્યું એમ જાણીને નેપોલિયને તેને ગાદી ન આપી. પણ નેપલ્સના રાજા જોસેફ બોનાપાર્ટને સ્પેનની ગાદી સારૂ આણીને મુરાતને નેપલ્સનો રાજા બનાવ્યો. કેટલાએક ફૂટેલા સ્પાનિયર્ડોની મદદથી જોસેફને માડ્રિડની ગાદી ઉપર તેણે બેસાડયો ખરો, પણ પ્રજા તેનો દ્વેષ કરતી હતી. જોસેફ જાતે શાંત સ્વભાવનો હોવાથી તે નેપલ્સના લોકોનો વહાલો થઈ પડયો હતો. તેથી ત્યાં તે સુખમાં રહી શકત, પણ નેપોલિયનના આગ્રહથી આ નવું જોખમભરેલું રાજ્ય તેને કબૂલ કરવું પડયું.

પેલી તરફ સ્પાનિયર્ડ પ્રજાએ મદદને સારૂ ઈંગ્લાંડના રાજા સાથે કહેણકહાવણ ચલાવી હતી. તેથી રાજાએ પાર્લામેંટ સભામાં એવું જ-

ણાવ્યું કે, "પોતાના અતિ પ્રિય હક્કો છુડાવવાને તૈયાર થયેલા વિશ્વાસઘાતીના જુલ્મોનું કશું ચાલવા ન દેવા માટે સ્પેનના લોકોએ દેખાડેલી રાજભક્તિ અને હિંમત જોઈ અમને ઉત્સાહ ઉત્પન્ન થયો છે. ફ્રેન્ચોની લૂટ અને જુલ્મને નાબૂદ કરી નાંખવા સારૂ યોગ્ય અભિમાનથી પ્રવૃત થયેલા દેશ ભણી ઈગ્લાંડ દુશ્મનાઈથી જોઈ શકતું નથી. એવા દેશને તો સ્વાભાવિક મિત્ર ગણવો જોઇએ."

રાજાના આ અભિપ્રાય જોડે પાર્લામેંટ સભા અને તમામ ઇંગ્રેજ પ્રજા સંમત થઈ ત્યારે સ્પેનની પ્રજાને મદદ કરવાનું ઠરાવી પાછલી લડાઈમાં કેદ થએલા તમામ સ્પાનિયર્ડોને ઈગ્લાંડની સરકારે છોડી દીધા. આવી રીતે ઈગ્લાંડ અને સ્પેન વચ્ચે સલાહ થએલી જોઇને પોર્ટુગીઝ લોકોએ પણ ઈંગ્રેજો જોડે દોસ્તી બાંધી.

ઈંગ્રેજોએ સમુદ્ર ઉપરની લડાઈમાં ઘણી વાર ફ્રેન્ચોને હરાવ્યા હતા ખરા, પણ તેમની સાથે યુરોપખંડમાં જમીન ઉપર લડવાની આજ સુધી સારી તક આવી નહોતી, તે આ વેળાએ મળ્યાથી લોકો ખુશી થયા. આ સમયે ઈંગ્રેજ સરકાર પાસે બે લાખ અતિ ઉત્તમ લશ્કર તૈયાર હતું અને જોઇએ ત્યારે વધારે મેળવવાની પણ તેને સવડ હતી. વળી ઘણા દેશોના લોકો પણ અંદરખાનેથી તેને અનુકૂળ હતા. વળી સર આર્થર વેલસલી (ડ્યૂક ઓફ વેલિંગ્ટન) નેપોલિયનને પૂરો પડે એવો સેનાપતિ મળવાથી ઈગ્લાંડને બધી વાતે ફાવતું આવ્યું હતું.

નેપોલિયન પાસે પણ પોતાની અને બીજા રાજાઓની મળીને પાંચ લાખ સેના હતી. પણ જિતેલા રાજા ફરીથી ઉઠવાની બીકને લીધે ઠેકાણે ઠેકાણે મૂકેલા લશ્કરને સ્પેનમાં જ એકઠું કરી શકાય તેમ નહોતું. નેપોલિયન જેવા અદ્વિતીય સેનાપતિ તથા તેના હાથ નીચે વીર, મહાવીર એવા એક કરતાં એક ચઢીઆતા સરદારો હતા, તથાપિ લશ્કરના લોકો જૂદા જૂદા દેશના જૂદી જૂદી ભાષા બોલનારા હોવાથી ઈંગ્રેજ લશ્કરના જેવો તેમાં એકકો નહોતો. ઈંગ્રેજી લશ્કર પોર્ટુગાલમાં આવ્યું ખરૂં. પણ એક બે લડાઇઓ વિના વિશેષ કહેવા જેવું તેના હાથથી કશું બન્યું નહિ.

ઇંગ્રેજો સાથે કોલકરાર થતાં જ ત્યાંથી મદદ આવ્યા પેહેલાં જ સ્પાનિયાર્ડ લોકે લડાઇનો આરંભ કર્યો. લશ્કરમાં વ્યવસ્થા નહીં, પાસે પૈસા નહીં, રાજપુત્ર ફ્રેન્ચોની કેદમાં, એમ અનેક અડચણો છતાંએ તેમણે કેટલાએક વખત સુધી ફ્રેન્ચોને મચક આપી નહિ, એ તેમનું સ્વદેશાભિમાન જ હતું. આને લીધે લડાઇનો આરંભ થતાં જ સારાગોસા વગેરે ઠેકાણે સ્પેનિશ લોકોએ એવાં યુદ્ધો કર્યાં કે તેથી ફ્રેન્ચો હારીને ગભરાઈ ગયા. આજ સુધી ફ્રેન્ચ સેના અજિત છે એવું લૌકિક હતું તે જોઇને ફ્રેન્ચો પણ હારે છે એમ લોકોને માલમ પડયું. આ લડાઈમાં બધે જ કાંઈ ફ્રેન્ચો હાર્યા નહોતા, તથાપિ દુશ્મનથી બહાદુરી જોઈ કોઈ વાર તો તેમના જીવમાં જીવ રહેતો નહિ. એવાં સ્પેનના લોકોએ ઘણાં પરાક્રમો કર્યાં. પણ તેમનું બહુનાયકી લશ્કર હોવાથી 'સાત સોયાણીએ વેતર વંઠયા' જેવું થયું. એટલે એમણે બતાવેલી બહાદૂરીનું ફળ થવું જોઇએ તેવું થયું નહિ. તેમ જ પોર્ટુગીઝ લોકોમાં પણ માંહોમાંહે કજીઓ સળગવાથી દુશ્મનોને ડરવા જેવું તેમને હાથે પણ કંઈ જ બન્યું નહિ.

આજ સુધી અગાડી કદી ન થયેલી એવી પોતાના લશ્કરની મોટી મોટી હાર, જોસેફનું માડ્રિડથી નીકળી આવવું, ઇંગ્રેજી લશ્કરની સ્પેનના લોકોને મળેલી મદદ, વગેરે વાતો સાંભળીને નેપોલિયનના મનમાં ઘણું જ માઠું લાગ્યું. અને બે લાખ લશ્કર લઇને જાતે સ્પેન ઉપર ટુટી પડવાનો મનસુબો કર્યો. તેથી પારિસથી તેણીમેર જનારી પલ્ટણોને ઉત્તેજન આપવા સારૂ નેપોલિયને તેમની આગળ ભાષણ આ પ્રમાણે કર્યું:—

" મિત્રો ! ડાન્યુબ અને વિશ્ચુલાએ બે નદીના કિનારા ઉપર એક પછી એમ એમ ઉપરાછપરી જિતો મેળવીને તમે જર્મનીમાંથી આવ્યાં છતાં લગારે થાક ખાધા વિના આજ હું તમને ફ્રાન્સ દેશમાંથી જવાનું કહું છું. બહાદૂરો ! તમારી મને જરૂર છે. પેલા દુષ્ટ ચિત્તાના* આવવાથી સ્પેન અને પોર્ટુગાલ દેશો અપવિત્ર થયા છે. તમારાથી બીહીને

* હાલમાં ઇંગ્રેજી વાવટા ઉપર સિંહ હોય છે, તેની જગા ઉપર તે વખતમાં વાઘનું ચિત્ર હતું.

ખચિત્ત તે નાશી જશે. વિજયધ્વજ લઇને આપણને હકર્યુંલીઝના† સ્થંભ ભણી જવું પડશે. ત્યાં પણ આપણે વેર લેવાનું છે. વીરો ! અર્વાચીન કાળના સૈન્યની કીર્તિને તમે હઠાવી છે ખરી, પણ એક જ ચઢાઇમાં હ્રાઇન, યુફ્રેતીસ, ઇલ્લિરિઆ અને ફ્રેગસ એટલાં ઠેકાણાંને મેળવનારા રોમન લોકો સરખી કીર્તિ તમે મેળવી છે કે ? ચિરકાળ રહેનારી શાંતિ અને હમેશ રહેનારી ઝાહોજલાલી તમારી મેહેતનની બક્ષીસ થશે. સમુદ્રમાં મરજીમાં આવે ત્યાં જવાની છૂટ થાય ત્યાં સુધી ખરા ફ્રેન્ચ પુરૂષે નિરાંતે બેસવું નહિ જ અને તે બેસનાર પણ નથી જ. બહાદૂરો ! ફ્રેન્ચ પ્રજાના સુખ માટે અને મારી આબરૂ માટે જે તમે કર્યું છે તે મારા અંતઃકરણમાંથી કદી વિસરાશે નહિ.”

નેપોલિયને સ્પેનમાં જવાની તૈયારી કરી તેના પેહેલાં રૂશિયા, આસ્ટ્રીયા ઇત્યાદિ જિતેલાં રાજ્યોના લોકોનાં મનો તેના ઉપર ઉંચાં થયાં હતાં અને આસ્ટ્રીઆના બાદશાહે તો મોટી લશ્કરી તૈયારી કરવા માંડી હતી પણ નેપોલિયનને કહેતો કે એ તો તુર્કસ્તાનની સરહદ ઉપર મોકલવા માટે છે. તો પણ જોસેફ સ્પેનનો રાજા થાય તે હું કબૂલ રાખવાનો નથી, એ તો તેણે તેને ખુલ્લું જ કહી દીધું હતું.

એ વાત ઉપરથી વેહેમ આવવાથી રૂશિયાના ઝારનું મન કેવું છે તે જોવા સારૂ નેપોલિયન ઘણી ઝડપથી એર્ફર્તમાં ગયો. જો અલેકઝાંડર ફરી ગયો ન હોય તો આસ્ટ્રીઆની ખબર લઈ નાંખતાં વાર લાગશે નહિ માટે તેનું મન જોવા સારૂ રૂશિયન ઝાર ઉપર મળવાને માટે અગાડીથી કાગળ મોકલ્યો હતો. તેથી બંને બાદશાહની મુલાકાત થઈ તેમાં અગાડીના જેવા જ હેતથી વાતચિત ચાલી. બંને જણાએ મળીને ઈંગ્લાંડ જોડે સલાહ કરવા સારૂ કાગળ મોકલ્યો તથાપિ જોસેફ બોનાપાર્ટ વિના સ્પેનની ગાદી ઉપર બીજા કોઇનો હક્ક નથી એવો બંને જણાનો આગ્રહ હોવાને લીધે ઈંગ્લાંડ જોડે સલાહ થઈ શકી નહિ.

---

† જિબ્રાલટરની સમુદ્રધુનીની બંને બાજુએ મોટી મોટી ખડકો છે, તેને હકર્યુંલીઝના સ્થંભ કહે છે.

નેપોલીઅન એર્ફર્તના કામથી પરવારી, પારિસ આવી, ત્યાં બે દિવસ રહીને પોતાના લશ્કરમાં દાખલ થવા સારૂ સ્પેનમાં ગયો. રસ્તામાં ઘણી જગાએ મોટી મોટી લડાઈમાં શત્રુને હરાવી ફ્રેન્ચ લશ્કર માડ્રિડ આગળ આવીને સ્થંભ્યું. તેને જોતાં જ શેહેરના લોકો સ્તબ્ધ બની ગયા. તેમના આવેશયુક્ત ધ્વનિથી ચારેમેર ગર્જના થતી હોય એમ જણાવા લાગ્યું. નેપોલિયને તેમને તાબે થવા માટે બે ત્રણ વાર કહેણ મોકલ્યું પણ તે કોઇએ લેખવ્યું નહી ત્યારે ફ્રેન્ચોએ મારો શરૂ કરીને કિલ્લો તથા એક રાજમહેલ કબજામાં લીધા. એથી સ્પાનિયર્ડોએ તોબા પોકારીને તેમના આગેવાનોએ સ્વાધીન થવાનું કબૂલ કર્યું.

તે ઉપરથી નેપોલિયને તેમનાં હથિઆરો લઈ લીધાં. ફ્રેન્ચ સિપાઇઓએ શેહેરમાં ભમવા માંડયું. ને પોતે શેહેરથી બે ગાઉ ઉપર મુકામ કર્યો. થોડા દિવસમાં જ્યાં ત્યાં શાન્તિ થઈ. ફ્રેન્ચ લશ્કરે ઘણો સારો બંદોબસ્ત રાખ્યો, વેપારરોજગાર ચાલવા માંડયો ને નાટકશાળામાં નાટકો પણ થવા લાગ્યાં. પછી નેપોલિયને રાજની સર્વ પ્રકારની ગોઠવણ કરી. હુલ્લડના દશ આગેવાનો વિના બીજા બધાને મારી બક્ષી, ને મળવા આવીને શેહેરી લોકોએ નેપોલિયનને કહ્યું કે, જોસેફ અમારો રાજા થાય એવી અમારી મરજી છે. તેનો નેપોલિયને જવાબ દીધો કે, સ્પેન દેશ મેં જાતે જિત્યો છે. તો અમલદાર નિમીને કારભાર ચલાવતાં મને આવડશે; પણ ધર્માધ્યક્ષ અને બીજા લોકો દેવળમાં એકઠા થઇને પ્રજાધર્મ પ્રમાણે વર્તવાની પ્રતિજ્ઞા લેશે તો તમારી ઈચ્છા પૂર્ણ કરવાને મારી તરફથી કશી હરકત નથી.

સ્પેનનો બંદોબસ્ત કર્યા પછી પોર્ટુગાલ દેશ જિતીને લિસ્બોન શેહેરમાં જવાનો તેનો ઈરાદો હતો અને એ બર પણ આવ્યો હોત; પરંતુ ઈંગ્રેજ સરદાર સર જોન મૂર લશ્કર લઇને સ્પેનમાં આવે છે એવી ખબર સાંભળવાથી તે તેણીમેર લશ્કર સાથે ગયો. સર જોન મૂર મુખ્યત્વે સ્પાનિયાર્ડોને મદદ કરવા સારૂ આવ્યો હતો, તથાપિ તેના લશ્કરનો સારો બંદોબસ્ત ન હોવાથી તેનો કશો ઉપાય ચાલ્યો નહિ. તેથી ફ્રેન્ચ લોકો છેક પાસે આવેલા જોઇને તે ઈંગ્રેજ સરદાર પાછો ફર્યો.

એમ પાછાં વળતાં તેના લશ્કરની ઘણી દુર્દશા થઈ. શત્રુ પાછળ લાગેલા, ડુંગરો માંહેથી જવાનો રસ્તો ઘણો ખરાબ, હવા નઠારી, સામાનની તંગી વગેરે કારણોથી તે દુઃખ પામ્યા હતા. એ લશ્કરનાં માણસો રસ્તે જતાં લોકોને દુઃખ દેતાં, દારૂ પીને લથડીયાં ખાતાં, મરજીમાં આવે ત્યાં રખડતાં, તથાપિ દુશ્મનના રણવાદ્યનો નાદ સાંભળતાં જ તેમને ટક્કર આપવાને તૈયાર થતા. એમ કરતાં કરતાં તે જે બંદર ઉપરથી વહાણે ચઢવાના હતા ત્યાં આવી પહોંચ્યા ખરા પણ ફ્રેન્ચોએ તેમનો કેડો મૂક્યો નહિ તે જોઈ મૂરે ધાર્યું કે શત્રુને શરણ જવું કે લડવું એ બેમાંનું એક કર્યા વિના વહાણ ઉપર જઈ શકાશે નહિ. મૂર ઘણો શૂરો હતો તેથી લડવા માંડયું. ઇંગ્રેજ સિપાઇઓ જીવની આશા મૂકીને લડ્યા અને ફ્રેન્ચોને હઠાવ્યા તેથી લશ્કર તો વહાણ ઉપર જઈ શક્યું પણ જિતની અણી ઉપર મૂરને ગોળી વાગી અને તે પડયો. તેને ભૂમિદાહ કરીને ઇંગ્રેજો ચાલતા થયા. એ મૂર એવો તો બહાદૂર હતો કે દુશ્મનોને પણ એના શૂરાતનથી આશ્ચર્ય લાગ્યું. અને તેના સન્માનને ખાતર તેને જ્યાં દાટયો હતો તે જગા ઉપર એક કબર બાંધી. ઇંગ્રેજ લોકો પાછા વળ્યા ત્યારે મૂરની સામા થવામાં આપણું સૈન્ય ઘટશે એવું સમજી તે અગાઉથી જ ત્યાંથી ગયો હતો. પણ માડ્રિડમાં જતાં ટપાલની ગાડીમાં ઘણી જ ઉતાવળથી તે પારિસ ગયો એ સાંભળી લોકોને મહા આશ્ચર્ય લાગ્યુ.

નેપોલિયન સ્પેન દેશની લડાઈમાં ગુંથાયો છે. અને ત્યાંના લોકોએ પણ મોટી સ્વદેશપ્રિતી પકડીને તેનાથી ન હારવા માટે મેહેનત કરે છે. એ સાંભળી આસ્ટ્રીઆના ફ્રાન્સિસે ફરીથી ફ્રેન્ચો સાથે લડીને તેમને હરાવી નાંખવાનો મનસુબો કર્યો. જ્યારે ફ્રેન્ચ ફોજ સ્પેનમાં સર જોન મૂરના લશ્કર પુઠે લાગી હતી ત્યારે નેપોલિયને એ સમાચાર જાણ્યા, એટલે તરત આસ્ટ્રીઆના લશ્કરની સામા લશ્કર રવાને કરવાનો હુકમ મોકલી તે જાતે ઘણી જ ઉતાવળે પારિસમાં આવી પહોંચ્યો. સન ૧૮૦૯ ના એપ્રિલ મહિનામાં આસ્ટ્રીઆ અને ફ્રેન્ચના ત્રીજા વિગ્રહનો આરંભ થયો. એ વખતે આસ્ટ્રીઆના બાદશાહે પાંચ લાખ સેના તૈયાર કરાવી હતી. પણ ફ્રેન્ચ સિપાઇઓનો મોટો ભાગ સ્પેનમાં રોકા-

યાથી નેપોલિયનથી એક ઠેકાણે મોટું લશ્કર એકઠું થઈ શક્યું નહિ પણ લડાઈ આરંભીને આપણે ચારેમેરથી લશ્કર જમાવી આસ્ટ્રીઅન લોકોને તોબા પોકરાવી શકવાની તેની ખાત્રી થતાં જ તેણે લડાઇનો આરંભ કર્યો. અને પ્રિય પત્ની જોસેફાઈનને સાથે લઇને પોતે એકલો જ આસ્ટ્રીઆના લશ્કર સામે પોતાનું લશ્કર ગયું હતું તેને મળવા સારૂ ચાલ્યો. રસ્તામાં આવતાં જર્મની માંહેનાં કેટલાંએક શેહેરોમાં થઇને સન ૧૯૦૯ ન એપ્રિલ મહિનાની તેરમી તારીખે પોતાના લશ્કરને જઈ મળ્યો.

નેપોલિયન લશ્કરને આવી મળ્યો કે લાગલો જ લડાઇનો આરંભ થયો. પેહેલાં વીસમી તારીખે પચાશ હજાર આસ્ટ્રીઅન લશ્કર જોડે જોસબંધ લડાઈ થઈ તેમાં ફ્રેન્ચ લોકોએ તેમને હરાવીને ત્રીસ તોપો તેની લીધી ને નવહજાર આસ્ટ્રીઅન સિપાઇઓ મુવા. પછી બાવીસમી તારીખે આસ્ટ્રીઅન સેનાપતિ આર્ચ ડયુક ચાર્લ્સ જોડે એકમલ આગળ ભયંકર સંગ્રામ થયો. આસ્ટ્રીઅન સેનાપતિ પાસે એક લાખ લશ્કર હતું. આ લડાઈમાં નેપોલિયને એવું તો વિલક્ષણ યુદ્ધકૌશલ્ય દેખડાવ્યું કે, યુદ્ધવિદ્યામાં પ્રવીણ એવા મોટા મોટા વિદ્વાનોને હજીસુધી તેની નવાઈ લાગે છે. આ લડાઇમાં બંને લશ્કરો છેક જ હાથલડાઈ ઉપર આવીને મોટા આવેશથી લડતાં હતાં. એ વખતે આસ્ટ્રીઅન ફોજે મોટી બહાદૂરી બતાવી પણ પહોરેક સુધી મોટી કતલ ઉડવાથી તેમની હિંમત હડી ને બંદોબસ્ત તુટીને જેમ નસાયું તેમ નાસવા લાગ્યા. તેથી તોપખાનું અને વાવટાઓ ફ્રેન્ચોને હાથ આવ્યા. અને વીસહજાર આસ્ટ્રીઅન સિપાઇઓને કેદ કર્યાં.

આસ્ટ્રીઅનો રાતિસ્બોન શેહેર ભણી નાઠા તેમની પાછળ જઈને ફ્રેન્ચોએ તેમને પૂરેપૂરા હરાવ્યા. આ શેહેરને ઘેરો ઘાલતાં નેપોલિયનના પગમાં જખમ લાગ્યો તેથી લશ્કરનાં માણસો ડરીને તેની આજુબાજુ એકઠાં થયાં. તેથી જ્યારે પાટો બાંધીને તરત ઘોડા ઉપર સ્વાર થયો ત્યારે જ તેમને નિરાંત વળી. એવી રીતે પાંચ જ દિવસમાં નેપોલિયને દુશ્મનનું લશ્કર પોતાના કરતાં ઘણું મોટું છતાં માત્ર પોતાનાં પરાક્રમ અને કૌશલ્ય વડે તેની ધુળધાણી કરી નાંખી.

ચોવીસમી તારીખે પોતાનું તમામ લશ્કર એક જગાએ એકઠું કરીને તેમને મોટાં મોટાં ઇનામો આપ્યાં ને પછી ખુદ આસ્ટ્રીઆની રાજધાની વએના ઉપર જવાનો આરંભ કર્યો.

રસ્તામાં એક બે ઠેકાણે આસ્ટ્રીઅનો મળ્યા તેને હઠાવીને તારીખ ૯ મી મેએ રાજધાની પાસે આવી પહોંચ્યો. નેપોલીયન આવી પહોંચે તેની પહેલાં જ ફ્રાન્સિસ કુટુંબ સુધ્ધાં તે નાશી ગયો હતો. ફક્ત તેની છોકરી મેરિઆ લુઇસા માંદી હોવાથી મેહેલમાં રહી હતી. શેહેરના લોકોના મનમાં કંઈ તોફાન કરવાનો વિચાર હતો પણ આવી વેળાએ એવી મેહેનત કરવામાં ફળ નથી એવું સમજીને ત્યાંનો અધિકારી શેહેર દૂશ્મનને હવાલે કરી પોતે દશ હજાર સિપાઇઓ સહિત ત્યાંથી નીકળી ગયો. થોડી વાર લડાઈ ચાલી હતી ત્યારે ફ્રેન્ચોએ રાજ-મેહેલ ઉપર ગોળા માર્યા હતા. પણ નેપોલિયને સાંભળ્યું કે રાજકન્યા માંદી હોવાથી તે મેહેલમાં છે ત્યારે પોતાના સિપાઇઓને તેણે મેહેલ ઉપર હુમલો કરવાની મનાઈ કરીને તા૦ ૧૦ મી મેએ ફ્રેન્ચો વિએનામાં દાખલ થયા. એવી રીતે ફરીથી નેપોલિયને આસ્ટ્રીઅન બાદશાહના રાજમેહેલમાં મુકામ કર્યો.

આ વિગ્રહની સઘળી જ લડાઇઓનું વર્ણન કરીએ તો ઘણો જ વિસ્તાર થાય અન તેમાં લોહીની નીકો વહ્યાની જ વાતો આવવાથી વાંચનારને કંટાળો આવે માટે એ અમે મૂકી દઇએ છીએ. તથાપિ ટુંકામાં એટલું જ કહીએ છીએ કે, નેપોલિયન જ્યારે વિએના ભણી જતો હતો ત્યારે પોલાંડ, ઇટાલી અને આસ્ટ્રીઆમાં ઘણે ઠેકાણે આસ્ટ્રી-અન લોકો જોડે લડાઇઓ થતી હતી, પણ જ્યારે તે બધાના સાંભળ-વામાં આવ્યું કે નેપોલિયને આસ્ટ્રીઅન લોકોને સંપૂર્ણ રીતે હરાવ્યા છે ત્યારે તેઓ નિરાશ થયા. તેમાંથી કેટલાએક ભાગના લોકો તો સ્વદેશની સ્વતંત્રતા જાય છે. માટે સ્વદેશાભિમાનની સ્પાનિયર્ડ લોકોની પેઠે પરાક્રમ કરવા લાગ્યા. તે જોઈ ફ્રેન્ચ લોકોના મનમાં પણ ભય ઉત્પન્ન થયો હતું, નેપોલિયન વિએનામાં કેટલુંએક લશ્કર મુકીને બીજીમેર લડાઇ ચાલતી હતી ત્યાં ગયો હતો. એ લડાઇઓ એવી મોટી ભયંકર છે કે વાંચવાથી જ શરીરમાં ભયકંપ ઉભો થાય. તેમાંથી ડાન્યુબ નદી આગળ

અને ટાયરોલ પર્વતની પાસે ઘણાં જ મોટાં તુમુલ યુદ્ધો થયાં, હજારો માણસોને ફ્રેન્ચોએ કેદ કર્યાં. કેટલાંએક ઠેકાણાના લોકોને સ્વદેશભક્તિને આવેશ આવવાથી લડયા હતા તેમના આગેવાનોને દેહાંત શિક્ષા થઈ. આખરે વાગ્રામ શેહેર પાસે તારીખ ૯ મી જુલાઈએ ફ્રેન્ચ અને આસ્ટ્રીઅન લોકોની ઘણી જ મોટી લડાઈ થઈને લોહીની રેલ ચાલી. આ યુદ્ધમાં આસ્ટ્રીનોનો સર્વ સામાન અને વીસ હજાર માણુસો ફ્રેન્ચોને હાથ આવ્યાં. એ યુદ્ધ પછી આસ્ટ્રીઅન લોકો હિંમત છોડીને સલાહ કરવાને કબુલ થયા.

આસ્ટ્રીઆ જોડે લડાઈ શરૂ થઈ ત્યારે પણ સ્પાનિયર્ડો અને પોર્ટુગીઝો ઈંગ્રેજોની મદદ વડે ફ્રેન્ચો જોડે લડતા બંધ પડયા નહોતા. પણ ઈંગ્રેજી લશ્કરમાં રોગ ચાલવાથી તેઓ પાછા ગયા. અને વાગ્રામના યુદ્ધથી આસ્ટ્રીઅનો હારીને કોલકરાર કરવાના છે એ ખબર સાંભળીને પોર્ટુગીઝ અને સ્પાનિયાર્ડોએ પણ લડવાનું છોડી દીધું.

લડાઈ પતાવીને વિએનાથી પાછા આવતાં નેપોલિયનના જીવ ઉપર એક સંકટ રૂપી વાદળું આવી ગયું. એક દહાડો તે પોતાનાં માણસોમાં ઉભો હતો ત્યારે એક પાદરીના જુવાન છોકરાએ તેના ઉપર કટાર ફેંકી. તે તેના પેટમાં પેઠી હોત પણ એક પાસેના માણસે અગાડી ધશીને તે ઘા ચૂકાવ્યો. પછી નેપોલિયને તેને પકડીને તેમ કરવાનું કારણ પૂછ્યું કે, "મેં તને શું દુઃખ દીધું છે?" ત્યારે તે માણસે જવાબ દીધો કે, "ખુદ મને તેં કશું દુઃખ દીધું નથી, તથાપિ તું મારા દેશને દુઃખ દેનારો અને આખી દુનિઆ ઉપર જુલમ કરનારો છે. માટે તને મારવો એ આબરૂદાર માણુસને શોભા આપનારૂં છે." એ પછી તે માણુસને પોતાના કરેલા કામના બદલામાં દેહાંત શિક્ષા ભોગવવી પડી.

લડાઈ પત્યા પછી સલાહની વાતો ચાલતી હતી ત્યારે નેપોલિયન ઘણા ઠાઠથી વિએનામાં રહેતો હતો. એ વેળાએ વળી એક વાર રોમના પોપ જોડે તેને કજીઓ સળગ્યો. અગાડી પોપે નિરૂપાય થઇને કોલકરાર કર્યા હતા. તથાપિ ધર્મખાતાની ઘણીક વ્યવસ્થા તેણે પોતાની પાસે રાખી હતી. તેથી પોપના મનમાં માઠું લાગતું હતું. અને તેણે ફ્રેન્ચ લોકો ઉપર હથિઆર પકડવાને સ્પાનિયર્ડ અને પોર્ટુગીઝોને પાદરીઓએ ઉત્તેજન આપ્યું.

તેથી અંદરખાનેથી પોપની ઉશ્કેરણી હશે એમ નેપોલિયન ધારવા લાગ્યો. વળી બર્લિનમાંથી કરેલાં ઈંગ્રેજી વ્યપાર બંધ કરવાનાં જાહેરનામાં સંપૂર્ણ રીતે અમલમાં આણવા સારૂ મદદ કરીને ઈંગ્રેજો જોડે લડવામાં પોપે સાહાયક થવું જોઇએ એમ પણ તે ધારતો હતો. પણ પોપ તેમ કરી શકયો નહિ તેથી તેનો મુલક તેણે લઈ લીધો. અને આખરે રોમ જિતી લઇને પોપનો મુલક ફ્રાન્સ સાથે જોડી દીધો. ને પોપને ધર્માધ્યક્ષ જાણીને પેનશન બાંધી આપ્યું પણ રાજાના જેવો તેનો કશો હક્ક રહ્યો નથી એવાં જાહેરનામાં કર્યાં. અને રોમનો રાજ્યકારભાર કરવાને તેણે કેટલાંએક માણસોની નિમણુંક કરી. એ જોઈ પોપે પણ નેપોલિયનને પતિત ઠરાવ્યાનાં જાહેરનામાં કર્યાં. આ બનાવોથી રોમ શેહેરમાં હુલ્લડ થવાનો રંગ દેખાવા લાગ્યો તેથી પોપને તેણે ફ્રાન્સમાં આણ્યો. ત્યાં તે નજરકેદ હોવાથી ઘણા દિવસ રહ્યો હતો પણ તેનું માનપાન નેપોલિયને ઘણું સારૂં રાખ્યું હતું.

ઘણા દિવસ સુધી કોલકરારની ભાંજઘડ ચાલ્યા પછી આખરે તારીખ ૧૪ મી ઓકટોબરે ફ્રેન્ચ અને આસ્ટ્રીઅન લોકો વચ્ચે કરાર થયો. તેમાં આસ્ટ્રીઅન બાદશાહને ઘણો મુલક આપવો પડયો. તેમાં સર્વ મળીને એકંદર પીસ્તાળીસ હજાર ચોરસ મૈલનો દેશ નેપોલિયનને મળ્યો, તેમાંથી કેટલોએક તેણે પોતાના ખંડીઆ રાજાઓને આપ્યો. અને કેટલોએક પોતાના ઇટાલીના રાજ્ય સાથે જોડયો. વાગ્રામની હારથી આ કરાર આસ્ટ્રીઅન બાદશાહને છેક જ પ્રતિકૂળ થશે એમ લોકો ધારતા હતા પણ તે બાદશાહ ઉપર ઘણો ભાર ન મૂકતાં કોલકરાર કર્યા તે જોઇને સઘળાને મોટી નવાઈ લાગી. રૂશિયાના બાદશાહના કેહેવાથી મેં આસ્ટ્રીઅન બાદશાહને છોડી દીધો છે એમ નેપોલિયન કહેતો હતો, પણ ખરૂં કારણ જૂદું જ હતું તે અગાડી ખુલ્લું થશે.

કોલકરાર થયા કે તરત નેપોલિયન આસ્ટ્રીઆમાંથી ફ્રાન્સ ગયો. એ પારિસમાં પોહોંચ્યો ત્યારે લોકોએ તેને મોટા હરખથી વધાવી લીધો અને તારીખ ૧૪ મી નવેંબરે મોટો દરબાર ભરાયો. તે વખતે "શૂરાઓમાં મહાશ્રેષ્ઠ, ફક્ત દુનિઆંના ભલાં સારૂ જ રાજ્ય મેળવનાર" એવાં તેનાં વખાણ થયાં.

---

## ભાગ ૧૩ મો.

---

સ્પેન અને પોર્ટુગાલ ઉપર સ્વારી કરી, પોપનું રાજ્ય લીધું વગેરે વાતોથી યુરોપના લોકો નેપોલિયન ઉપર નાખુશ થયા હતા, તથાપિ એ તો પોતાનું મહત્વ વધારવાને પ્રયત્ન કર્યાં જ કરતો હતો. તેણે ફ્રાન્સમાં આવ્યા પછી લોકોને કહ્યું કે, "આખા યુરોપ ખંડમાં મારો કોઈ દુશ્મન રહ્યો નથી. ફક્ત સ્પેન દેશમાં થોડાક બંડખોરોએ લગાર હુલ્લડ કર્યું છે, પણ તેમાં ધ્યાન રાખવાની જરૂર જેવું નથી. માત્ર એક ચિત્તો રહ્યો છે તેને સમુદ્રમાં નસાડી શકાશે. મારૂં સઘળું ધ્યાન સાર્વજનિક હિત ભણી લાગેલું છે. બાદશાહી કુટુંબની વ્યવસ્થા કરવાનું મારા મનમાં છે અને હું તથા મારૂં કુટુંબ ફ્રેન્ચ પ્રજાના કલ્યાણ સારૂ ગમે તેવું નુકશાન ખમવાને તૈયાર છીએ. વધારે શું, પણ જે અત્યંત પ્રિય પ્રેમપાશ અને મનોરથ તે સુદ્ધાં છોડી દઉં છું."

નેપોલિયન અને જોસેફાઈન વચ્ચે એક બીજા ઉપર ઘણું હેત હતું. સુસ્વભાવ અને પરોપકાર એ બે ગુણો વડે જોસેફાઈન લોકપ્રિય થઈ હતી. તેથી નેપોલિયનને રાજ્ય મળવામાં પણ તેની મોટી મદદ હતી. તેની સોબતથી નેપોલિયનના ક્રૂરપણામાં ઘણો ઘટાડો થયો હતો અને એ તેનાં સુખદુ:ખમાં સરખી ભાગીએણ બની હતી. એની મોટાઈ મેળવવામાં કોઈ દિવસ મારો પણ નાશ થશે એમ તે જાણતી હતી તો પણ તેની મોટાઈ વધારવા સારૂ તે હમેશાં મેહેનત કરતી હતી. તથાપિ તેને પેટે આપણને સંતાન થતાં નથી એમ જોઇને નેપોલીઅનનું મન તેના ઉપરથી ઉઠવા માંડયું. તેમાં બાદશાહી મળ્યા પછી તો તે સંતાનની ઘણી જ અપેક્ષા રાખવા લાગ્યો, ને નેપોલિયનને વંશપરંપરાનું ફ્રાન્સ દેશનું રાજ્ય આપવાનું ઠર્યું ત્યારથી તો જોસેફાઈન ઘણી જ ચિંતામાં પડી. ખ્રિસ્તિ ધર્મ પ્રમાણે એક બઈરી જીવતી છતાં બીજી થતી નથી, એને લીધે યુરોપિયન લોકો ઘણી વાર રાજ્યકીય કારણોથી ધણીયાણી સાથ છૂટાછેડા કરે છે. તે પ્રમાણે છોકરા નહિ થાય તો આપણી ઉપર પણ કોઈવાર એવો

પ્રસંગ આવે ખરો એમ તેને લાગતું. વળી કોઈવાર તે એમ ધારતી કે, મારા આગલા ઘરના છોકરા યુજિનને નેપોલિયન વારસ કરશે. કારણ નેપોલિયન અપુત્ર મરે તો ઈટાલીનું રાજ્ય યુજિનને આપવાનું ઠર્યું હતું.

જોસેફાઈનની આગલા ઘરની છોકરી સાથે લુઈસ બોનાપાર્ટ પરણ્યો હતો. તેને એક છોકરો થયો હતો. તે નેપોલિયનને ઘણો વાહાલો હતો. એ ઉપરથી કેટલાએક એમ ધારતા હતા કે, ફ્રાન્સની ગાદી ઉપર એ બેસશે. પરંતુ તે છોકરો એવામાં મરી ગયાથી જોસેફાઈનને ફારગતી આપવાનો નેપોલિયન વિચાર કરવા લાગ્યો.

તિલસિતના કરાર વેળાએ તથા એર્ફર્ટની મુલાકાત વખતે રૂશિઆના ઝાર એલેકઝાંડર પાસે તેની બેન જોડે પરણવાને નેપોલિયનની મરજી જણાઈ હતી. પણ એલેકઝાંડરની માના મનમાં નેપોલિયનની ચાલ અને વર્તણુંક નઠારી લાગતી હતી, તેથી એ વાત પાર પડી નહિ. એને લીધે જ રૂશિઆ જોડે થયલી સલાહ નીભવી કઠણ છે, એમ નેપોલિયન ધારવા લાગ્યો. એલેકઝાંડરે એ લગ્ન થવામાં ધર્મસંબંધ વગેરે કેટલીક હરકતો દેખાડી.

જોસેફાઈનને ફારગતી આપવા તો તેણે મન ઉપર લીધું પણ તે કામ ઘણું કઠણ અને ભૂંડું હતું. જે આપણા ઉપર મનસા, વાચા, અને કર્મણાથી ખરી પ્રીતિ રાખે, જેણે સુખદુ:ખમાં સરખો ભાગ લઈને આપણું ઘણું હિત કર્યું, એવી સ્ત્રીને ફારગતી માત્ર સ્વાર્થ માટે આપવી એના જેવું ભૂડું બીજું શું ? એના લીધે તે પાર પાડવામાં મોટી અડચણ હતી.

આવી નેપોલિયનની મરજી છે, એમ જાણીને તેનો વહાલો થવા સારૂ ફોકેએ એક દહાડો સેહેજ વાતમાં ને વાતમાં જોસેફાઈનને પૂછ્યું કે, "ફ્રાન્સ દેશના કલ્યાણ સારૂ તમે તમારા લાભ ઉપર પાણી ફેરવશો કે ?" એ શબ્દ સાંભળીને તેને ઘણી નવાઈ લાગી અને ફોકેને એકદમ તિરસ્કારપૂર્વક ત્યાંથી જવાને કહ્યું ને પોતે લાગલી જ નેપોલિયન પાસે ગઈ. અને "તમે એને મને આવું પૂછવાને કહ્યું હતું કે કેમ" તે તેને પૂછવા લાગી. નેપોલિયને જવાબમાં ના કહી અને ફોકે ઉપર નારાજ થયો હોય એવું દેખડાવ્યું

પણ તેને ચાકરી ઉપરથી કહાડી મૂકવાનું જોસેફાઇને કહ્યું તે તેણે ગણકાર્યું નહિ. તે ઉપરથી પોતાનું નશીબ રૂઠેલું તેને જણાયું.

ટ્યૂલરિઝના મહેલમાં નેપોલિયનને બેસવાની જગા હતી, તેના ઉપલા માળ ઉપર જોસેફાઈન બેસતી હતી ત્યાં જવા આવવાનો એક છાનો રસ્તો હતો. નેપોલિયનને જોસેફાઈનને કંઈ વાત કહેવાને હેઠે બોલાવવી હોય તો તે રસ્તે જઇને બારણા ઉપર આંગળાંથી ટકોરા મારે. એવી રીતે બંને જણાં અત્યંત પ્રેમની વખતે ઘણી વાર સુધી ઘણી વખત વાતે બેસતાં. તથાપિ આસ્ટ્રીઆ દેશથી આવ્યા પછી જોસેફાઈનની સખીને નજરે એમ આવ્યું કે, હમણાં પેહેલાં કરતાં વધુ વાર બારણાપર ટકોરા સંભળાય છે. ટકોરા સાંભળતાં જ જોસેફાઈન ઘણા હરખથી બારણાં ઉઘાડવા જતી હતી. તે પ્રમાણે હવે ન કરતાં બારણાં આગળ જ તેને ઘણું દુઃખ થતું હોય એવું જણાવા લાગ્યું.

એક દહાડો રાત્રે વાળુ થઈ રહ્યા પછી નેપોલિયને તમામ ચાકર માણસોને દૂર જવા ફરમાવ્યું. ત્યારે પોતાના કમનસીબની વખત આવી પહોંચ્યાનું જોસેફાઈન સમજી. તે વખત નેપોલિયનનું શરીર પણ કાંપી ઉઠયું હતું. અને જોસેફાઇન તો બીકથી છેક જ વિહ્વળ બની ગઈ હતી. આખરે નેપોલિયને તેનો હાથ પકડી પોતાની છાતી ઉપર મૂકીને તથા લગાર વાર તણી તરફ સ્તબ્ધ ઉભો રહીને બોલવા લાગ્યો :–

"આ દુનિઆમાં મને સુખ નામે જે કંઈ છે તે સર્વ તારા વડે છે. તથાપિ મારૂં નશીબ મારા મનોરથથી અગાડી દોડે છે. ફ્રાન્સ દેશના કલ્યાણ માટે મારો સઘળો પ્રેમપાશ મારે એક બાજુએ મૂકવો પડે છે."

એ સાભળતાં જ જોસેફાઈન બોલી:–"થયું હવે, બોલશો મા ? તમે જે કહેવાના છો તે મેં જાણ્યું. તથાપિ આ ઘા ઘણો જ કારી છે !"

એ પ્રમાણે બનીને આખરે તારીખ ૫ મી ડીસેંબર ૧૮૦૯ ને દિવસે ફારગતી આપવાનું ઠર્યું ને તારીખ ૧૫ મીએ નેપોલિયને મોટો દરબાર ભર્યો· તેમાં તેણે સઘળા મોટા માણસોને કહ્યું કે, "હું સર્વ પ્રકારે ફ્રાન્સના કલ્યાણ માટે તત્પર થઈ સ્વહિતને લાત મારી આ પ્રિય પત્નીથી છૂટો થવા તૈયાર થયો છું."

એ વખત જોસેફાઈન પણ ત્યાં આવી. તેની આંખોમાંથી અશ્રુ-ધારા ચાલી રહી હતી- તથાપિ તેણે પણ એ પોતાના સ્વામીના કામ ઉપર પોતાની સંમતિ જાહેર કરી.

પછી લોકોએ દેશકલ્યાણને માટે પોતાના હિતને આઘું કરવા માટે બંનેનાં વખાણ કર્યાં ને જોસેફાઈનની મહારાણીની પદવી કાયમ રાખીને સરકારી ખજાનામાંથી બે લાખ ફ્રાંકનું* પેન્શન આપવાનો ઠરાવ થયો. એ વગર નેપોલિયને પોતાની ખાનગી ઉપજમાંથી એક લાખ ફ્રાંક દર વરસે આપવાનું ઠરાવ્યું. ફારગતી થયા પછી જોસેફાઈન ટયૂલ-રિઝમાંથી નીકળીને માલમેસનમાં રહેવા સારૂ ગઈ.

એવી રીતે જોસેફાઈનને છેડો ફાડી આપ્યા પછી આસ્ટ્રીઅન બા-દશાહની કન્યા જે વિએના શેહેર ફ્રેન્ચોએ સર કર્યું ત્યારે માંદી હો-વાથી રાજમેહેલમાં હતી તેની સાથે લગન કરવા સારૂ માગું કર્યું. અને આખરે વિવાહનું નક્કી ઠરીને રાજ્યકન્યા વિએનાથી ફ્રાન્સમાં આવવા સારૂ નીકળી. ને નેપોલિયન પોતાની આ નવી વહુને મળવા સારૂ પારિસથી નીકળ્યો. બંને પાસે આવી પહોંચ્યાં ત્યારે નેપોલિયન ઘણી જ ત્વરાથી રાજકન્યા પાસે ગયો. પહેલાં એ કન્યાએ નેપોલિય-નને પ્રત્યક્ષ દીઠો નહોતો, તેથી એકાએક તેની શાંત ગંભીર મુદ્રા જોતાં જ તે બોલીઃ-"મેં જોયલી માહારાજાની છબી બરોબર પડી નથી."

આ વેળાએ નેપોલિયન ચાળીસ વરસનો હતો. અને આ વખતે તેને આનંદ ઉપજવાથી ભરાવ ચેહેરો અને પુષ્ટ શરીર ઘણું સારૂં દે-ખાતું હતું. એ પછી તારીખ ૧૦ મી એપ્રીલ સને ૧૮૧૦ ને રોજ બંને જણાં પારિસમાં મોટા સમારંભથી પરણ્યાં.

નવી રાણીને માટે નેપોલિયને ઘણી જ સુંદર જગા અને સર સામાન તૈયાર કરાવ્યાં હતાં. તેમાં એવી ખુબી હતી કે, તેના બાપને ઘેર હતી ત્યારે તેની પાસે જે જે ચીજો હતી તેના જેવી જ,

---

* એક રૂપાનો સિક્કો છે. તે ફ્રાન્સમાં ચાલે છે. અને એની કિંમત એક રૂપીઆના ૨/૫ જેટલી છે.

જાણે તેજ નજ હોયની એવી કરાવી હતી! પરણ્યા પછી કેટલાએક દહાડા સુધી હમેશાં તે પોતાની નવી જુવાન પ્રિયા સાથ ક્રિડા કરવામાં નિમગ્ન થયો હતો. પેહેલી બાઈરીનું ખુબીદાર ચતુરાઇભિરેલું મોહક ભાષણ મનમાં આવીને તથા આ નવીની જુવાનીયણની સાદાઈ જોઇને તેને આશ્ચર્ય લાગતું. બંને બાઈરીઓની મારા ઉપર અત્યંત પ્રીતિ છે એવું તે સેંટ હેલીનામાં હતો ત્યારે પોતાને મોંઢે કહેતો હતો. જોસેફાઇન જોડે સહવાસ કરી લેવાને નેપોલિયને પોતાની આ નવી ધણીઆણીને આગ્રહ કર્યો. પણ તેથી ફાયદો થયો નહિ. આખરે જોસેફાઇન જ્યાં રહેતી હતી ત્યાં વારંવાર જતી, તે પણ બંધ કરવું પડયું.

આ નવા શરીરસંબંધથી હવે પરરાજ્યો સાથે કોલકરારો થઇને લડાઇઓ બંધ પડી, દેશમાં સમાધાની થશે એવું ધારીને ફ્રાન્સના મોટા લોકો ઘણા ખુશી થયા. તથાપિ આ સંબંધથી બીજા ઘણા લોકોને માઠું લાગ્યું. સ્પેન દેશ ઉપરની ચઢાઈ અને આસ્ટ્રીયન રાજકન્યા સાથે લગ્ન આ બે મારા નાશનાં મુખ્ય કારણ છે, એવું નેપોલિયન સેંટ હેલીનામાં કહેતો હતો. વળી કહેતો કે રૂશિયાના બાદશાહની છોકરી સાથે જો પરણુત તો લોકો આટલા નાખુશ નહીં થાત. અને હું જો આગ્રહ કરત તો એલેકઝાંડર પણ મારૂં કહેલું માનત. પરંતુ આ નવા સંબંધથી જૂદા જૂદા પ્રકારના લોકો જૂદાં જૂદાં કારણોથી નારાજ થયા.

દુષ્ટ જુલમી રાજાઓ સાથે હાડવેર બાંધીને તેમને છૂંદી નાંખી પ્રજાસત્તાક રાજ્ય સ્થાપવાના ઉદ્દેશથી રાજ્યક્રાંતિ થવામાં જેમણે મદદ કરી હતી તેમના જ ઉદ્યોગથી પ્રકાશમાન થયેલા વિજયી પુરૂષે રાજકુટુંબ સાથે લગ્ન કર્યાં તેથી તેવા લોકોને માઠું લાગ્યું. કેટલાએકને પોતાની મહત્વાકાંક્ષા તૃપ્ત કરવા સારૂ જ જોસેફાઇન જેવી ઉત્તમ સ્ત્રીને તજવાથી માઠું લાગ્યું. નેપોલિયન અપુત્ર મરે તો પેહેલાંના રાજકુટુંબને ફરીથી ગાદી મળે એવું ધારનારા રાજપક્ષના લોકોની આશા ભંગ થઈ તેથી તે પણ નારાજ થયા. વળી નેપોલિયનના મુખ્ય સરદાર હતા તેમને એવું લાગતું કે, સિકંદર બાદશાહ મુવા પછી તેમના સરદારોએ તેનું રાજ્ય વેહેંચી લીધું હતું તેમ આપણે પણ કરીશું, એ તેમનો મનોરથ ભંગ થવાથી તે પણ દલગીર થયા.

એવી રીતે લોકો નારાજ તો થયા હતા તેવામાં વળી નેપોલિયનના હાથથી બીજાં કેટલાએક ખોટાં કામો થયાં. એ તેના વૈભવનો પાયો ડગમગવાનો આરંભ થયો.

એણે પોતાના ભાઈ લુઈસ બોનાપાર્ટને હોલાંડની ગાદી ઉપર બેસાડયો, ત્યારે કહ્યું હતું કે, સર્વ રાજ્યકારભારમાં પ્રથમ મારા મહત્વની વાત ઉપર, પછી ફ્રાન્સના ફાયદા તરફ અને પછી હોલાંડ તરફ તારે ધ્યાન રાખવું જોઇએ. પણ લુઈસ સ્વભાવે પરોપકારી હતો ને તેની પાસે હોલાંડના પ્રધાનો હતા તે ઘણા હોંશિયાર હતા તથા તેમનામાં સ્વદેશાભિમાન હતું તેથી લુઇસથી નેપોલિયનના કહેવા પ્રમાણે એકદમ વર્તાતું નહોતું. માટે તે જેમ જેમ ડચ લોકોને વાહાલો લાગવા માંડયો, તેમ તેમ તેના ઉપર નેપોલિયન ઘણો નાખુશ થયો. આખરે બર્લિનના જાહેરનામા પ્રમાણે ન ચાલનારા તરફ એ ધ્યાન નથી રાખતો એમ સમજીને તેને એકદમ પારિસ આવવાનો હુકમ કર્યો. અને પારિસમાં આવ્યા પછી તેને પદચ્યુત કર્યો. પછી તે એક દૂરના શેહેરમાં જઇને નિરાંતે રહ્યો. ડચ લોકોને હજી તેના નામ ઉપર ઘણો ભાવ છે.

તેની બઈરી જોસેફાઈનની દીકરી નેપોલિયનની મરજી પ્રમાણે ચાલવા સારૂ પોતાના ધણીને કહેતી તેથી તે બાઈ ત્યાંના લોકોને અળખામણી થઈ હતી. ધણી પદભ્રષ્ટ થયા પછી પોતાની માનો વૈભવ નાશ પામ્યો, એ વાત મનમાં આણતાં તે પારિસમાં જ રહી હતી.

એમ થવાથી નેપોલિયને તા૦ ૯ મી જુલાઈ સને ૧૮૧૦ ને દિવસે હોલાંડને ફ્રાન્સના રાજ્ય સાથે જોડી દીધું અને એવી જ રીતે જર્મની માંહેલો કેટલોક મુલક પણ જોડી દીધો.

એ પછી સ્વીડનમાં તોફાન થયું. બર્લિનના જાહેરનામા પ્રમાણે ન ચાલવા માટે ત્યાંના રાજાના કેટલાએક પ્રાંતો એણે લઈ લીધા તથાપિ આ વખત ત્યાંનો રાજા હોંશિયાર નહોતો. નેપોલિયન જેવા પ્રબળ શત્રુ સાથે લડવા કંમર બાંધવી ઠીક નથી, એવું ડાહ્યા લોકો વિચારવા લાગ્યા. પણ રાજાના મનમાં એ વાત આવી નહી. એ વગર બીજાં કેટલાંએક કારણોથી પ્રજાને તે અળખામણો થયો હતો તેથી તેને રાજ્યભ્રષ્ટ

કરીને તેના ભત્રીજાને ગાદીએ બેસાડયો. તેથી ફ્રાન્સ અને સ્વીડનને ફરીથી સલાહ થઈ. ને ઈંગ્લાંડનો હોલાંડ માંહેલો વ્યાપાર છેક જ બંધ થયો.

એટલામાં થોડેક દહાડે રાજ્યગાદીનો પછીથી થનારો વારસ મરણ પામ્યો. એ ઉપરથી તેની જગા ઉપર કોઇને શોધી કાઢવા સારૂ સ્વીડીશ પ્રજા વિચાર કરવા લાગી, તેમાં સર્વાનુમતે ફ્રાન્સ દેશ માંહેલા સરદાર બર્નાડોટ્ટોને આણવાનું ઠર્યું. એ સરદાર ઘણો શૂરો, નીતિમાન, અને શાંત સ્વભાવનો હતો. માટે એને ગાદી આપીશું તો નેપોલિયનને સારૂં લાગશે એમ ધારીને સ્વીડીશોએ તેને પસંદ કર્યો હતો. પણ નેપોલિયન પકકું સમજતો હતો કે બર્નાડોટ્ટો મારાં કામોથી રાજી નથી. તેથી તે સ્વીડન જાય તે નેપોલિયનને છેક જ અણગમતું હતું. તથાપિ લશ્કરી સિપાઇઓમાં અને બીજાઓમાં એનું વજન વધારે હોવાથી નેપોલિયનથી તેના વિરૂદ્ધ ખુલ્લી રીતે બોલી શકાયું નહિ. વળી તેણે એમ ધાર્યું કે જો હું એને ગાદી મળતી અટકાવીશ તો ફ્રાન્સ અને સ્વીડન બંને દેશના લોકો મારા ઉપર નાખુશ થશે તેથી તેણે એ વાતની હા કહી.

બર્નાડોટ્ટોને પારિસમાંથી વિદાય થતી વેળાએ "હું ફ્રાન્સ સામે કદી હથિઆર પકડીશ નહીં" એવું લખી આપવાને નેપોલિયને કહ્યું, ત્યારે તે બોલ્યો :– "આપને રાજાનાં કર્તવ્યકર્મ માહિત છે. આ વિચાર આપનો નથી. કોઈ પણ વકીલે સલાહ આપી છે. હું એવો કરાર લખી આપપવાનો નથી."

આથી નેપોલિયન ગુસ્સે થઇને બોલ્યો:– "વારૂં ત્યારે જા, અમારૂં જે થવાનું હશે તે થશે."

એ વાકય ન સાંભળ્યા જેવું કરીને ફરીથી પૂછયું ત્યારે તેણે એ જ ઉત્તર આપ્યો. પછી બર્નાડોટ્ટા વિદાય થયો. અને સ્વીડન જઇને ત્યાંનો સર્વ રાજ્યકારભાર સંભાળવા લાગ્યો. તે લોકોને વાહાલો થઈ પડયો. એનું મન નેપોલિયન તરફ નહોતું તો પણ તે સઘળો કારભાર નેપોલિયનની મરજી પ્રમાણે ચલાવતો હતો.

લગ્ન થયા પછી તરત જ નવી સ્ત્રી ગર્ભવંતી થઈ ને તા૦ ૨૦

૧૧

મી એપ્રિલ સને ૧૮૧૧ ને દિવસે એક પુત્રને જન્મ આપ્યો. આથી સંતતિ વિષે નેપોલિયનની ઉમેદ પાર પડી. પ્રસૂતિ વેળાએ રાણી ઘણી કષ્ટાઈ હતી. કેટલીક વાર સુધી તો એમાંથી બચવાની આશા પણ છોડી હતી. તે વેળાએ નેપોલિયન છેક પાસે બેઠો હતો. તેને લગાર આઘો બોલાવીને દાઈનું કામ કામ કરનાર વૈદે પૂછ્યું કે બંને જીવને છૂટા થવાની આશા છોડીને એકને બચાવવાનો પ્રસંગ આવે તો છોકરાનો કે માનો કોનો જીવ ઉગારવો તે તમે કહી રાખો. તેનો નેપોલિયને જવાબ દીધો કે, એવો પ્રસંગ આવે તો માનો જીવ ઉગારવો, કેમકે એ તેનો હક્ક છે. આખરે છૂટકો થયો અને પુત્ર પ્રસવ્યો. પણ તે થોડી વાર નિશ્ચેષ્ટ હતો; પછી કેટલીએક વારે તેના રડવાનો સાદ સાંભળ્યો ત્યારે બહાર મોટા મોટા કારભારીઓ ઉભા હતા તેમને નેપોલિયને આવીને કહ્યું કે, "રોમનો રાજા જન્મ્યો."

નેપોલિયનને વંશપરંપરાની ગાદી મળવામાં ઘણા લોકો નારાજ હતા તો પણ પહેલાં ફ્રાન્સ દેશના રાજાને પુત્ર થાય ત્યારે જેવા ઉત્સવો લોકો કરતા હતા તેવા ઉત્સવો આ વખતે પણ કરીને ફ્રેન્ચ લોકોએ પોતાની રાજ્યભક્તિ દેખડાવી. પણ તેને પુત્ર થવાથી જેમ ફ્રાન્સના આગલા રાજ્યકુટુંબને માઠું લાગ્યું તેમ જ પોતાના દિકરાને રોમના રાજાની પદવી આપવાથી આસ્ટ્રિઅન લોકોને પણ ખોટું લાગ્યું. કારણ તેમના બાદશાહના પાટવી કુંવરને એ પદ ચાલતું હતું.

છોકરો થયા પછી નેપોલિયનને એવું લાગવા માંડ્યું કે, કોઈ પણ ઉપાયથી ઈંગ્લાંડ સાથે સલાહ કીધા વિના આપણું રાજ્ય નિર્ભય રહેનારૂં નથી. તે બહારથી ઈંગ્લાંડને ધિક્કારતો હોય એવી રીતે બોલતો હતો; તથાપિ મનમાં તો ઈંગ્લાંડની પૂર્ણ યોગ્યતા સમજતો હતો. તેને લીધે ઈંગ્લાંડની શી વિશાત છે, એમ કોઈ ખુશામતીઓ માણસ બોલતો તો તે તેને ગમતું નહોતું.

ઉદાહરણ—વાગ્રામની લડાઈ થઈ રહ્યા પછી એક ખુશામતખોર ચિતારાએ એક ચિત્રનો નમુનો દેખાડયો. તેમાં તેણે એવું દેખડાવ્યું હતું કે, વાઘને ગરૂડ* નસાડે છે. એ ચિત્ર જોઈને નેપોલિયન ગુસ્સાથી

---

* આ વેળાએ ફ્રેન્ચ લોક પોતાના વાવટા ઉપર ગરૂડનું ચિન્હ રાખતા હતા.

બોલ્યો: 'ગરૂડે ચિત્તાને શું કદિ નસાડયો છે? સમુદ્રનો એવો એકે નાનો પણ ફાંટો નથી કે જ્યાં ગરૂડ ડોકું કહાડી શકે? એવી રીતે ખુશામત કરવી એ હલકાઈનું કામ છે. વાઘે ગરૂડને નસાડયો એમ કહીએ તો પણ ચાલે."

ઇંગ્રેજ સરકાર કઈ શરતો કરીને સલાહ કરશે એનો સુમાર કાઢવા સારૂ નેપોલિયને ઈંગ્લાંડના રાજાના પરદેશ ખાતાના પ્રધાન પાસે છાની રીતે એક માણસને મોકલ્યો. તથાપિ ફોકેએ પોતાના ધણીની મેહેરબાની મેળવવા સારૂ એક કામ કર્યું તેથી નેપોલિયનની મેહેનત ફોકટ ગઈ.

નેપોલિયનની વગર રજાએ જોસેફાઈન આગળ તેની ફારગતીની વાત કહાડી તેને માટે તેની ગેરમરજી થઈ નહોતી. તેથી જો તેવી જ રીતે આપણે સહેલથી ખબર ઈંગ્લાંડથી મેળવી નેપોલિયનને આપીશું તો તેને વિશેષ સારૂં લાગશે એવું સમજીને ફોકેએ પોતાની તરફના બે માણસો ઈંગ્લીશ પ્રધાન પાસે શરતોની અજમાયશ કહાડવાને મોકલ્યા. તથાપિ નેપોલિયનને ન જણાવતાં એ આવ્યા છે, એવી ઠગાઈ જાણતાં જ પ્રધાનોએ તેમની જોડે બોલવાનું બંધ કર્યું. અને એ ઠગાઈ જ્યારે નેપોલિયનને ખબર પડી ત્યારે ફોકેને બોલાવી મંગાવીને કહ્યું:—'કેમ સાહેબ! તમે તો મને જણાવ્યા વિના લડાઈઓ અને સલાહ કરવા લાગ્યા!" એમ કહી તેના કામ ઉપર બીજા માણસની નિમણુંક કરીને ફોકેને રોમની સુબાગિરી ઉપર મોકલી દીધો.

એવી જ રીતે બીજા કેટલાએક અમલદારો જે નેપોલિયન પૂર્ણ મહત્તાએ ચડયા પેહેલાં ગમે તે કામમાં તેને સલાહ આપતા હતા તેઓ પણ હવે તેને અળખામણા થઈ પડયા. સ્પેન દેશ ઉપરની ચઢાઈનું ફળ સારૂં થવાનું નથી એમ ફોકેએ કહ્યું હતું. એ તેના કહેવા મુજબ થવાથી જ ફોકે અળખામણો થયો હતો.

કોઈ પણ કામમાં આપણા કરતાં જેનું ડહાપણ વધારે દેખાઇ આવે એવાને પાસે રાખવાનું નેપોલિયનને બીલકુલ ગમતું નહોતું. કહ્યું છે

## દોહરો.

જો તેની ઉત્કૃષ્ટતા, સહન કરી ન શકાય;
તો તેની ઉત્કૃષ્ટતા, દેખી દહન દિલ થાય.

છોકરો થયા પછી પોતાના રાજ્યનો પાયો મજબુત કરવા સારૂ નેપોલીઅન મેહેનત કરવા લાગ્યો, પરંતુ કેટલાંએક કારણોથી તે વધારે વધારે ઢીલો થતો ચાલ્યો. ઈંગ્લાંડ જોડેનો વેપાર બંધ પડવાથી, લડાઈમાં દેશનાં લાખો માણસો મુવાથી તથા લડાઈના ખરચમાં કરોડો રૂપિઆ ખરચાઇ ગયાથી તમામ પ્રજા ખિન્ન થઈ હતી. લોકો શું બોલે છે તે જાણવા સારૂ ઠરાવેલા જાસુસો પ્રજા અસંતુષ્ટ થઈ છે એમ કહેવા લાગ્યા. અગાડીના બોર્બોન વંશના રાજાઓની પેઠે કોઈ રાજ્ય વિરૂદ્ધ બોલે તેને કેદમાં નાંખવાને સારૂ નેપોલિયને ઘણીક નવી તુરંગો બંધાવી હતી. બધા લોકોના મનનો વિચાર કોઈ જણાવે કે તરત તે બંધીખાને જતો. એમ સેંકડો માણસો કેદ પડ્યાં.

વળી નીચા કુળની સ્ત્રી સાથે પોતાનો ભાઈ લુશિયન પરણ્યો માટે તેની સાથે નેપોલિયન એવો લડયો કે, તે ઈંગ્લાંડમાં જઈને રહ્યો. એ નેપોલિયનના બધા ભાઈઓમાં હોંશિઆર હતો.

વર્તમાનપત્રોની સ્વતંત્રતાનો નાશ ફ્રાન્સમાંથી છેક થયો. તેમાં બાદશાહને ગમે તેટલું જ માત્ર લખવું, બાકી ખરૂં અને પ્રસિદ્ધ હોય તો પણ તે છપાય નહિ. આ અને એવાં બીજાં કારણોથી તે લોકોનો ભાવ તેના ઉપરથી ઉઠતો ગયો.

સ્પેન અને પોર્ટુગાલમાં તો લડાઈ ચાલતી હતી. ત્યાં ફ્રેન્ચ સરદારોએ મોટી મોટી લડાઈઓમાં જિત મેળવી અને દુસ્મનનો ઘણો નાશ કર્યો. પણ ઇંગ્રેજી લશ્કરની મદદ સ્પાનિયર્ડોને હોવાથી લડાઈનો છેડો આવતો જ નહિ, ઈંગ્રેજોની સહાયથી દુશ્શનોએ પણ ફ્રેન્ચોનો ઘણી વાર પરાભવ કર્યો. તરવારની બીકથી અમથા બેઠા એટલું જ, બાકી સ્પેન દેશનો એક પણ માણસ ફ્રેન્ચની તરફદારી કરે એવો નહોતો. ઈંગ્રેજ સેનાપતિ વેલિંગ્ટને માડ્રિડ શેહેર લીધું. તેથી જોસેફને ફરીથી નાશી જવું પડયું. અને એથી કંટાળીને તે ધારવા લાગ્યો કે હવે

જઇને નેપોલિયનને કહ્યું કે મને બીજા ગમે તે દેશનું રાજ્ય આપો પણ અહિંથી જરૂર મને છોડવો.

આણીમેર આસ્ટ્રીયન બાદશાહની છોકરી સાથે નેપોલિયન પરણ્યાનું સાંભળીને રૂશિયન બાદશાહને લાગ્યું કે, હવે નેપોલિયનની નજર આપણા દેશ ઉપર પડશે. વળી ઈંગ્લાંડનો વ્યાપાર બંધ પડવાથી પ્રજાને પીડા થતી હતી તેથી બર્લિનનું જાહેરનામું તેનાથી અમલમાં સંપૂર્ણ રીતે અણાતું નહોતું. તેણે કેટલાંક રૂશિયન બંદરમાં ઈંગ્રેજી વહાણોને આવવાની છૂટ આપી. એથી નેપોલિયનને ઘણો ક્રોધ ચડયો. એટલે કેટલાએક દિવસ સખ્ત કાગળપત્રોની આવજા થઈ. સ્પેન દેશમાં ઈંગ્રેજોએ ફ્રેન્ચોને હરાવ્યાનું સાંભળીને રૂશિયન ઝારને જરા હિંમત આવી હતી, આસ્ટ્રીયાના બાદશાહ સાથે નેપોલિયનને સગાઈ થવાથી તેને એમ લાગતું હતું કે, જો એક વાર સ્પેન અને પોર્ટુગાલ ફ્રેન્ચો સંપૂર્ણ રીતે જિતે તો પછી આખો યુરોપખંડ નેપોલિયનનો જ સમજવો. માટે ત્યાં લડાઈ ચાલે છે એટલામાં જ આપણે એની જોડે વિગ્રહ આરંભવો જોઇએ.

પોતાના મુલ્કમાંથી ફ્રેન્ચ લશ્કરને ક્ષેમકુશળ જવા દેવાનાં આસ્ટ્રીયન બાદશાહે જાહેરનામાં કર્યાં. ઈંગ્રેજ સરકારને એમ લાગ્યું કે, હવે આપણી જોડે રૂશિયન સરકારને સલાહ થશે. અને રૂશિઆના બાદશાહ સાથે ફરીથી સલાહના કોલકરાર થવાની આશા ન જણાયાથી નેપોલિયને ઝપાટાબંધ લશ્કરની તૈયારી કરવા માંડી.

સ્પેન અને પોર્ટુગાલમાં ઘણી વાર પોતાની હાર થવાને લીધે ઈંગ્રેજો સાથે તેને તહ કરવાની ધારણા હતી. તથાપિ જોસેફને સ્પેનનો રાજા માનવો જ જોઇએ, એ વાતની હઠ તે છોડતો નહોતો તેથી સલાહ થતી નહીં. આણીમેર બર્નાડોટ્ટો અને નેપોલિયન વચ્ચે અણબનાવ હોવાથી સ્વીડન અને ફ્રાન્સ વચ્ચે કજીઓ સળગ્યો.

તુર્ક અને રૂશ સરકારો વચ્ચે કજીઓ સળગાવવાનું નેપોલિયનના મનમાં હતું પણ તુર્ક દરબારમાં ઈંગ્રેજ વકીલ હતો તેણે સુલ્તાનને કહ્યું કે, જો એક વાર રૂશિયા હાર્યું તો આખો યુરોપખંડ નેપોલિયનના

તાબામાં આવેલો જ સમજજો. એ વાત સુલ્તાનને ખરી લાગવાથી નેપોલિયનનું કહ્યું ન માનતાં તેણે રૂશિઆ સાથે લાગેલો ટંટો મટાડી નાખ્યો.

એવી રીતે પાસેના રાજ્યમાં પોતાને દોસ્તી ન છતાં પગ તળેનું તાપણું મૂકીને દરિઆમાં આગ ઓલવવા જવા જેવું નેપોલિયન સરખા ચતુર પુરૂષે કરીને રૂશિઆ દેશ ઉપર ચડાઈ કરવાનો મનસુબો કર્યો. આ ઉપરથી 'વિનાશ કાળે વિપરીત બુદ્ધિ'નું ઉદાહરણ નજરે પડે છે.

રૂશિઆ ઉપર સ્વારી કરવા સારૂ તેણે ફરીથી આઠ લાખ લશ્કર નવું એકઠું કર્યું. એ ઉપરથી આસ્ટ્રીઆ, ઇટાલી ઇત્યાદિ કોલકરાર થયેલા દેશોના રાજાઓ જોડે ફોજની મદદ કરવાનો ઠરાવ હતો તેના ત્રણ લાખ મળીને એકંદર અગીઆર લાખ લશ્કર તૈયાર હતું. બીજા દેશમાં બંદોબસ્ત રાખનારી ફોજ બાદ કરતાં ખૂદ ચડાઈમાં લઈ જવા સારૂ છ લાખ ફોજ તૈયાર રાખી હતી. રૂશિઆના બાદશાહને એટલું લશ્કર મળવાનો સંભવ નહોતો, એમ દેખાતું હતું, તો પણ નેપોલિયનના હિતેચ્છુ, રાજકાર્યધુરંધર, ચતુર, દૂરદૃષ્ટિ એવા પુરૂષોએ નેપોલિયનને કહ્યું કે, વિચાર કરીને આ કામનો આરંભ કરજો. એનું ફળ સારૂં દેખાતું નથી. તેમના કહેવા પ્રમાણે જ સ્પેન દેશનું પરિણામ આવ્યું હતું. તેથી તેઓ ધારતા હતા કે આ વખત અમારૂં કહેવાનું તે ધ્યાનમાં લેશે. તથાપિ તેણે ગર્વાંધ થઈ સદ્‌વિચારનો અનાદર કર્યો તેથી જ તેનો નાશ થયો.

તાલેરંડે ઘણુંએક કહ્યું પણ તે ફોકટ. પ્રકૃતિ બગડવાને બાહાને ફોકે પારિસમાં આવ્યો હતો. તેણે રૂશિઆ ઉપર ચડાઈ કરવાથી કેવું ફળ થશે તેનો ઘણી જ ચતુરાઇથી વર્ણન કરીને એક નિબંધ તૈયાર કર્યો અને જાતે વાંચી દેખાડવા સારૂ બાદશાહની વિનંતી કરીને મુલાકાત કરી. બાદશાહે ફોકેને જોતાં જ કહ્યું, "તમે શું કહેવાના છો તે હું જાણું છું. સ્પેન ઉપર ચડાઈ કરવી તમને ગમી નહોતી, તેમ જ રૂશિઆ ઉપર સ્વારી કરવાનું પણ તમને નહિ ગમે."

એટલે તે ઉપર ફોકે બોલ્યો:—"આપ ક્ષમા કરશો એવું સમજીને આ આણીબાણીની વેળાએ મને સુઝેલી વાત મેં લખેલી છે."

એના ઉત્તરમાં નેપોલિયન બોલ્યોઃ—"આ કંઈ બારીકે વખત નથી. એ તો રાજ્યકીય બાબત ઉપર લડાઈ છે. રૂશિઆના દરબારમાં ઈંગ્રેજના વકીલનું વજન ઓછું થયું, એટલે સ્પેન દેશ હાથમાં આવેલો સમજજો. આઠ લાખ શૂરા સિપાઇઓ મારી પાસે તૈયાર છે. એ વડે હું યુરોપખંડને ઘરડી ડોશી ગણું છું. મારી મરજી પ્રમાણે તેણે ચાલવું જ જોઇશે. 'અવશ્ય' આ શબ્દ ફ્રેન્ચ ભાષામાં મુદ્દલ છે જ નહિ એવું તમે જ એક વાર મને કહ્યું હતું. તમે મોટા લોકો હવે ધનાઢ્ય થયા. મારા ભલાને સારૂ તમે માત્ર ઉમંગ જણાવો છો પણ જો માર રાજ્યની તૂટાતૂટ થાય તો તમારૂં શું થાય તેના વિચારમાં તમે છો. માટે તમારી સલાહ માનવી મૂકીને હું મારા સૈન્યના વિચાર પ્રમાણે ચાલું છું. હું આવડા મહત્વે ચઢ્યો માટે હવે આખી પૃથ્વીનો કારભાર મારે હાથમાં લેવો પડે છે, એ શું મારો અપરાધ છે? મારૂં નશીબ હજી સંપૂર્ણ ફળદ્રુપ થયું નથી. તેનો લગાર અંકુર માત્ર નજરે પડે છે. આખા યુરોપખંડમાં એક જ કાયદો, સઘળા ઉપર એક મોટી ન્યાયસભા, અને એક નાણું એમ જરૂર થવું જોઇએ. અને યુરોપખંડનાં સર્વ રાજ્ય એકઠાં થાય અને પારિસ તેની રાજધાની થવી જોઇએ."

"રૂશિયન ઝાર પાસે ચાર લાખ લશ્કર અને પચાસ હજાર ઉત્તમ સ્વાર છે; તેનું રાજ્ય મોટું હોવાથી જોઈશું તેટલી ફોજ તેને મળી આવશે; વળી તેનો દેશ આપણાથી ઘણો આઘો છે, ત્યાંની હવા ખરાબછે, તેણીમેર લડાઈ વધારે દહાડા ચાલી તો આણીમેર સ્પાનિયર્ડ લોકો ઈંગ્રેંજોની મદદથી આપણને હરાવશે, અને આપણને ત્યાં ફત્તેહ ન મળી તો ફરીથી જર્મનીમાં તોફાન ઉઠશે, ઇત્યાદિ." નેપોલિયનના મિત્રોએ આ સ્વારીના વિચારની વિરૂદ્ધ ઘણું ઘણું કહ્યું પણ કમનશીબને લીધે તેના મનમાં તેની લગારે અસર ન થઈ.

સઘળા દોસ્તોએ એને એ કામ ન કરવા સારૂ ઘણો ઘણો વાર્યો, તથાપિ મોટાઈ મેળવવાના લોભથી જ માત્ર આમ કરવું એ મોટો અન્યાય છે, એમ કોઈએ જ કહ્યું નહિ એ મોટી નવાઈ છે. એક ગૃહસ્થ નેપોલિયનનો સગો હતો તેણે જ માત્ર તેને કહ્યું કે, "એમ કરીને માણસ અને પરમેશ્વરનો ક્ષોભ ખેંચી લેતા નહી."

પણ એણે તો કોઈનું જ ન ગણકારતાં, કોઇનો જ હિતોપદેશ ન લેખવતાં રૂશિયા ઉપર ચડાઈ કરવાનો ઠરાવ કરીને સલાહ થવાની નથી એમ ઠર્યા પેહેલાં જ રૂશિયા ભણી લશ્કર રવાને કર્યું. લશ્કરની ચાલવાની રૂખ જોઈ તેના દરબારમાં રૂશિયન વકીલ હતો તે બોલ્યોઃ—"કોલકરાર કરવાનો તમારો હજી પણ વિચાર હોય તો લશ્કરને પાછું વાળો."

આનો નેપોલિયને જવાબ દીધો કે, "લોકોની સૂચના પ્રમાણે અમે લશ્કરની વ્યવસ્થા કરતા નથી." એ જવાબ સાંભળી રૂશિયન વકીલ પારિસમાંથી જતો રહ્યો.

તારીખ ૯ મી મે સને ૧૮૧૨ ને દિવસે નેપોલિયન પોતાની રાણી સાથે પારિસથી નીકળ્યો તે સોળમી તારીખે ડ્રેસ્ડન પહોંચ્યો, ત્યાં આસ્ટ્રીઆનો બાદશાહ અને પ્રુશિયા, નેપલ્સ, વર્ટેમ્બર્ગ, વેસ્ટફાલિઆ વગેરેના રાજાઓને મળવા સારૂ બોલાવ્યા હતા. અને કદાચિત સલાહ થાય તો કરવી એવી મતલબથી અલેક્ઝાંડરને પણ આ મોટી દરબારમાં આવવા સારૂ આમંત્રણ મોકલ્યું હતું. તથાપિ બોલાવવા જનારો માણસ ઝાર પાસે જઈ દાખલ થઈ શકયો નહિ.

તે ડ્રેસ્ડનમાં રાજ્યમંડળ મધ્યે રાજાધિરાજ થઇને ઘણા દિવસ રહ્યો. તે વખતે આસ્ટ્રીઆના બાદશાહ અને તેની રાણી ( એના સાસુ સસરા ) કરતાંએ પોતે અને પોતાની રાણીએ વધારે માન લીધું. બીજા રાજાઓ તો એના કામદારો જેવા દેખાવા લાગ્યા. આખરે રાણીને પાછી પારિસ ભણી રવાને કરી અને સલાહ ન થાય ને લડાઇ જાગે તો કયા કયા રાજાએ કેમ ચાલવું તે કહીને નેપોલિયને અગાડી ચાલવા માંડયું.

તે તારીખ ૭ મી જૂને ડાંતઝિક શેહેરમાં ગયો. એ વખત ઝાર વિલ્ના શેહેરમાં લશ્કરનો બંદોબસ્ત કરતો હતો. તેની જોડે કોલકરાર થવા સારૂ ફરીથી પત્રવ્યવહાર શરૂ થયો. સઘળા લોકોની નજર શું થાય છે તે જોવા સારૂ લાગી રહી હતી. આખરે તારીખ ૨૨ મી જૂનને દવસે નેપોલિયને પોતાના લશ્કરને નીચે લખ્યા પ્રમાણે જાહેર કર્યું:—

'શૂરાઓ! રૂશિઆને કમબખ્તિએ ઘેર્યું છે. તેના નશીબમાં હોય તે થવું જ જોઇએ. નીમન નદી ઉતરીને અગાડી જઈ તેના પ્રાંતમાં જઇને આપણે લડીશું. પેહેલાં એક વાર આપણે પોલાંડમાં જેવી ફત્તેહ મેળવી તેવી જ હવે ફરીથી મળશે. તથાપિ હવે જે કરાર થશે તેનો ફરીને ભંગ થશે નહિ. આજ પચાસ વરસ થયાં રૂશિઆનો યુરોપખંડના રાજ્યપ્રકરણમાં પગદંડો થયો છે તે આ કરારથી બંધ થશે.'

અલેકઝાંડરે પણ કરાર થવાની નિરાશા થવાથી પોતે પણ પોતાના લસ્કરમાં જાહેરનામું પ્રસિદ્ધ કર્યું હતું. તથાપિ તેમાં આવું ઉદ્ધતપણાનું નહોતું. તેમાં હતું કે, "આપણા દેશની સ્વતંત્રતા કમી ન થવા દેતાં કોલકરાર કરવાની બહુ મેહેનત કરી, એ સત્યપક્ષનું રક્ષણ કરનાર સર્વ શકિતમાન પરમેશ્વર જોય છે, તે આપણને મદદ કરો,"

આવું બોલી તેણે પોતાના લસ્કરને કહ્યું:– "બહાદૂરો! આપણો ધર્મ, આપણી સ્વતંત્રતા, અને આપણા દેશને માટે તમે યુદ્ધ કરો છો, તમારો બાદશાહ તમારી પાસે છે. દેવ વિના કારણ કલહ ઉત્પન્ન કરનારનો શત્રુ છે."

પેહેલાં પ્રમાણે આ વખતે પણ પોલાંડના આગેવાન લોકો નેપોલિયનની મદદ વડે સ્વતંત્ર થવાને ઉદ્યોગ કરતા હતા. તથાપિ આસ્ટ્રીઆના બાદશાહ જોડે થએલા ઠરાવ પ્રમાણે તેમનું કહેવું નેપોલિયનથી કબૂલ થઈ શકતું નહોતું. તેથી પોલાંડના લોકો નેપોલિયનને મદદ ન કરતાં તટસ્થ રહ્યા.

——:o:——

## ભાગ ૧૪ મો.

—:o:—

લસ્કરના મોટા મોટા ભાગ કરી તે ઉપર ઉત્તમ, હોંશિઆર અને શૂરા સેનાપતિઓ ઠરાવી નેપોલિયને રૂશિઅન મુલકમાં ચાલવા માંડ્યું. એમાં પોતે ઘોડા ઉપર બેશીને ચાલવા માંડતો હતો, એટલામાં ઘોડાને

ઠોકર વાગીને બાદશાહ ઉપરથી ઉથલી પડયો. એ વેળા કોઈ બોલી ઉઠયો કે, ‘ શુકન માઠા છે. એવું બન્યા પછી રોમન લોક હોય તો આગળ જાય જ નહિ. ’

કેટલાએક લોકો અગાડી ગયા તેમને એક રૂશિઅન સ્વાર મળ્યો. તેણે પેલા ફ્રેન્ચોને પૂછ્યું:—“ તમે રૂશિઆ દેશમાં શા વાસ્ને પેસો છો ? ” તેના જવાબમાં ફ્રેન્ચોએ કહ્યું:—‘ તમને હરાવીને વિલ્ના શેહેર લેવા અમે આવ્યા છીએ. ” એ સાંભળી તે સ્વાર નાશી ગયો. ચારે મેર આશરે દોઢસો ગાઉ ફ્રેન્ચ ફોજ પથરાઈ ગએલી હોવાથી સેંટ પિટર્સબર્ગ કે માસ્કો ઉપર ધશી જશે એ કોઈથી ધરાતું નહોતું. રૂશિયન લોકે પણ લશ્કરના ભાગ કરીને સારો બંદોબસ્ત કર્યો હતો.

નેપોલિયનનો એવો વિચાર હતો કે, પેહેલાં જેમ આસ્તર્લિંઝ આગળ આસ્ટ્રીઅન ફોજને હરાવી હતી તેમ રૂશિયન લોકોનો પણ તેમના દેશના નાકામાં જ પરાભવ કરીને પછી તેમની રાજધાની ઉપર ધશી જવું. ત્યારે અલેકઝાંડરનો વિચાર એવો હતો કે, દેશના નાકા ઉપર લડાઈ ન આપતાં દુશ્મનોને આપણા દેશમાં અણાય તેટલા આઘા આણવા તેથી તેમના દેશથી ઘણા આઘા પડવાથી પાછળથી મદદ મળી શકશે નહિ. અને દેશ ઉજ્જડ પાડીશું એટલે તેમને ખાવાને પણ નહીં મળે. વળી આપણા દેશમાં ભયંકર શીઆળો બેસશે, તેથી તેમનો સહજ પરાભવ થશે.

બંને રાજ્યાધિપતિઓએ પોતપોતાના ઈરાદા પ્રમાણે વર્તવા માંડયું. ફ્રેન્ચો અગાડી ગયા તો પણ તેના દુશ્મનો સામા થયા નહીં તેથી તેમને નવાઈ લાગી. આખરે રૂશિયન લોકો વિલ્ના છોડીને ગયા તેથી લડાઇનો અને બીજો પુષ્કળ સામાન આપણને મળશે એમ નેપોલિયન ધારતો હતો, પણ પાસે ગયો ત્યારે દીઠું કે ત્યાંની સર્વ વસ્તુઓ બાળી ભસ્મ કરીને તેઓ ત્યાંથી ગયા છે.

પાછલી લડાઇઓમાં ફ્રેન્ચ લોકો કેટલીએક વાર લૂટ ઉપર ગુજારો કરતા હતા. પણ સ્પેન દેશમાં તેમણે મુશીબત વેઠયા પછી જાણ્યું હતું કે માત્ર લૂટ ઉપર જ ભરોંસો રાખવામાં હાનિ છે. રૂશિયન મુલ્ક દરિદ્રી,

તેમાં વળી દુશ્મન, એટલે લોકો વેચાતું પણ આપશે નહિ ને લડાઈ વધારે મુદત ચાલી તો મરવાનો વખત આવશે, વગેરે વાત ઉપર ધ્યાન રાખી નેપોલિયને પારિસમાંથી નીકળ્યા પહેલાં સઘળી વસ્તુનો જથ્થો એકઠો કરાવવાનો હુકમ કર્યો હતો. વિલ્નામાં દુશ્મનોએ પોતાના સામાનની ખરાબી કરેલી જોઈ તે પોતાના હુકમ મુજબ સરસામાન તૈયાર છે કે નહિ તે જોવા સારૂ ત્યા વીસ દહાડા સુધી રહ્યા હતો. વિગ્રહનો આરંભ થયા પછી તે આટલા દિવસ આજ સુધી કોઈ પણ ઠેકાણે રહ્યો નહોતો. તેના કારભારીઓએ ફ્રાન્સ, જર્મની, અને પોલાંડના વેપારીઓને સામાન પૂરો પાડવાના ઇજારા આપ્યા હતા. તથાપિ આવા વિલક્ષણ મોટા લશ્કરને આટલે આઘે સુધી સામાન પૂરો પાડવા ગાડાં વગેરે ભારબરદારી વાહનોની મોટી પંચાયત પડવાથી જોઇએ તેના ત્રીજા ભાગ કરતાં વધારે સામાન એકઠો કરી શકયા નહિ. તેથી લડાઇનો વિચાર આવતા વરસ સુધી બંધ પાડવો કે જે થાય તે ખરૂં એમ કહીને આગળ ચાલવું એ વગર બીજો ઇલાજ નથી, એવો વિચાર નેપોલિયનના મનમાં ઘોળાવા લાગ્યો.

તે ધારતો હતો કે, દુશ્મનના દેશમાં કાંઈ જ નહીં મળે તો, સાથે સામાન ઘણો હશે તો આપણા માણુસો ભૂખે નહિ મરે. ને ઇજારદારો ધારતા હતા કે, પહેલાં જેમ આસ્ટ્રીઅન વિગ્રહમાં સામાન ન મળવાથી ફ્રેન્ચ સિપાઇઓ થોડા ખોરાક ઉપર જ ચલાવી લેતા એમ અહીં પણ કરશે. પૂરૂં પાડવાનો ઇજારો તો લ્યો, પછી જે થાય તે ખરૂં. એવા તેમના અવિચાર અથવા દગાબાજીથી નેપોલિયનને ઘણું નુકસાન થયું.

વિલ્નામાં નેપોલિયને ઘણા દહાડા ગાળ્યા, તે વખતનો લાભ રૂશિયન બાદશાહને મળ્યો. એ વખતમાં તેણે ઈંગ્લાંડ, સ્વીડન, સ્પેન અને તુર્કસ્તાન વગેરે દેશો જોડે સલાહના કોલકરાર કર્યા. તેને લીધે તે દેશોનાં નાકાં ઉપર મૂકેલી ફોજો પોતાના લશ્કરની મદદે આણુવાને બની આવ્યું. દુશ્મનો પોતાનો દેશ જિતવાને આવેલા સાંભળીને રૂશિયન લોકો ઘણા ઉશ્કેરાયા ને પોતાના રાજાને લડાઇના કામમાં આવે એવો સામાન પૂરો પાડવાને તૈયાર થયા. વળી લોકો પણ સ્વદેશસંરક્ષણ સારૂ કવાયત શીખીને લડવાને તૈયાર થયા. પૈસાવાળાઓએ પોતાના ખરચથી પલ-

ટણો ઉભી કરીને રાજાની મદદમાં મોકલી. વળી પ્લેતાફ નામે એક શ્રીમંત સરદાર હતો તેણે એવું જાહેર કર્યું કે, જે નેપોલિયનને હરાવશે તેને મારી એકની એક છોકરી છે તે પરણાવીશ ને એક લાખ રૂપિઆ ઇનામ આપીશ. પૈસાવાળાઓ પણ લશ્કરી અમલદારો પાસે જઇને કેહેવા લાગ્યા કે અમને કવાયત શીખવો તો લડાઇમાં આવીએ. એમ ખેડૂતો પણ કવાયત શીખીને લશ્કરમાં દાખલ થયા તેથી રૂશિઅન લશ્કરમાં બીજી નવી બે લાખ ફોજ વધી.

પોતાને મળ્યો તેટલા સામાનનો બંદોબસ્ત કરીને નેપોલિયન અગાડી ચાલવા મંડયો. પહેલાં તેનો વિચાર સેંટ પિટર્સબર્ગ તરફ જવાનો હતો. તથાપિ એક બે ઠેકાણે હાર થવાથી મારકો ભણી ચાલ્યો. રસ્તામાં ઘણે ઠેકાણે નાની નાની ઝપાઝપી થઈ તેમાં ફ્રેન્ચોનો વિશેષ કહેવા જેવો પરાભવ થયો નહીં અને ફ્રેન્ચો આગળ પોતાનું ચાલતું નથી એમ રૂશિયનો જોતા કે તે શેહેર અથવા ગામને બાળી મૂકીને બીજી મેર જતા. એવી રીતે તેમણે પોતાના દેશનાં ઘણાં શેહેરો અને ગામોનો નાશ કર્યો. એ જોઈ ફ્રેન્ચો કહેતા હતા કે જંગલી રૂશિયનો દુશ્મનના દેશ પ્રમાણે પોતાના જ વતનનો નાશ કરે છે! પણ શત્રુને હાથ કંઈ આવે નહીં માટે એવી રીતે કરવાની તેમની હથોટી જ હતી.

ઘણા દહાડા થયા તો પણ મોટી લડાઇનો પ્રસંગ આવ્યો નહીં. ફ્રેન્ચોને પોતાના મુલ્કથી દૂર આણવા સારૂ પોતાના મુલકને ઉજ્જડ કરવાનું રૂશિયનોને ગમતું તો નહોતું, પણ પોતાના રાજાની મરજીને લીધે આટલી વાર તે કાંઈ બોલતા જ નહીં. કેમકે રૂશિયનો પોતાના બાદશાહને બાપ જેવો માને છે. વળી તે ફ્રેન્ચોને હરાવવાને ઉશ્કેરાયા હતા, તેમ જ ફ્રેન્ચ લોકો પણ એક વાર કયારે રૂશિયનોને હરાવવાનો વખત આવે તેને માટે ટાંપી રહ્યા હતા.

આખરે તા૦ ૧૭ મી સપ્ટેમ્બર સને ૧૮૧૨ ને દિવસે બંનેની મરજી પ્રમાણે યુદ્ધનો આરંભ થયો તે પેહેલાં નેપોલિયને પોતાના સિપાઇઓને કહ્યું:—"બહાદૂરો! તમારે લડાઈ જોઈતી હતી તેનો આજ આરંભ થયો છે. એવો વખત આવવો જ જોઇએ, કારણ તેથી આપ-

ણુને સામાન મળશે તથા શિઆળામાં રહેવાને જગા પણ સારી મળશે તથા શાતાથી ફ્રાન્સમાં જવાનું પણ બનશે. વળી મોસ્કો શેહેર આગળના મોટા યુદ્ધમાં તુંયે હતો એવું તમને દરેક આવતો માણસ કહે, એવું પરાક્રમ દેખડાવો. ”

આણીમેર રૂશિયન લશ્કરમાં ગ્રીકપંથી પાદરીઓ હાથમાં મરીઅમ દેવીની મૂર્તિઓ લઇને સ્વદેશસંરક્ષણ માટે મથીને સ્વર્ગપ્રાપ્તિને પાત્ર થાઓ, એવું કહીને લોકોને ઉત્તેજન આપતા હતા. તારીખ સાતમીની સવારના ચાર વાગતે લડાઇની શરૂઆત થઈ. એ લડાઈ ઘણી જ ભયંકર હતી. પેહેલાં ફ્રેન્ચ લોકોએ મોટા જુસ્સાથી શત્રુ ઉપર ધશી જઈ તોમને હઠાવ્યા. ફરીથી કેટલીએક વારે રૂશિયનોએ ફ્રેન્ચોને હઠાવ્યા. બંને તરફ આ જગાએ સવા સવા લાખ સેના હતી. એક દિવસ સુધી સરખી કડાકડીથી મોટું યુદ્ધ ચાલી રહ્યું હતું. બંને તરફનું મળીને આશરે એક લાખ માણસ રણભૂમિમાં પડ્યું. એક બીજાની તોપો છીનાવી લેવી, સિપાઇઓને કેદ કરવા વગેરે ઘણું કરીને સરખું જ બન્યું.

એ જોઈ હવે આ ઠેકાણે લડવું ઠીક નથી એમ સમજી રૂશિયનો બંદોબસ્તથી બીજી મેર ગયા, એટલે ફરીથી તૈયારી કરીને ફ્રેન્ચો પણ અગાડી ચાલ્યા, તે તારીખ ૧૭ સપ્ટેમ્બરે માસ્કો શેહેર પાસે આવી પહોંચ્યા. આ શેહેર વિષે રૂશિયન લોકોને ઘણી પૂજ્ય બુદ્ધિ છે. તેઓ તેને ‘માસ્કો માતા’ કહે છે. એ સારૂં મોટું શેહેર, માંહેલી મોટી મોટી ભવ્ય ઇમારતો, અને ત્યાંનો ઘણો જ ઉંચો ક્રેમલિન નામે રાજમેહેલ એ સર્વ આઘેથી જોઈ ફ્રેન્ચો ઘણા ખુશી થયા ને જ્યાં ત્યાં માસ્કો, માસ્કો, એવો ધ્વનિ સંભળાવા લાગ્યો. નેપોલિયન ઘોડા ઉપર હતો તે બોલ્યો, જુવો આખરે એક વારનું પ્રસિદ્ધ માસ્કો શેહેર દેખાવા લાગ્યું.

નેપોલિયન ધ્યાનથી માસ્કો તરફ જોવા લાગ્યો તો માંહે કંઇ હાલચાલ તેણે ન જોઈ. ધુમાડો નિકળતો જણાયો નહીં, શેહેરના કોટ ઉપર કંઈ લડાઇની તૈયારી જણાતી નથી, વગેરે બનાવ જોઈ તેને મોટી નવાઈ લાગી. તેને લાગ્યું હતું કે શેહેરના લોકો શરણ આવીને અમારૂં રક્ષણ કરો એમ કહેશે. તેમ પણ થયું નહિ. એટલામાં મૂરાત કેટલાંએક

માણસો લઈને અગાડી ગયો હતો તે પાછો આવીને કહેવા લાગ્યો કે, "માંહે એક સેનાપતિ છે તે કહે છે કે અમને બે કલાકની મેહેતલ આપો કે અમે અમારે ચાલ્યા જઇએ, નહિ તો આ માસ્કો શેહેર બાળી મૂકું છું." એથી ફ્રેન્ચો બે કલાક થોભ્યા પણ વખત થઈ ગયા પછીએ કોઈ આવ્યું નહીં ત્યારે ફ્રેન્ચો અંદર દાખલ થયા ને જુવે છે તો માંહે છેક દરિદ્રી ભીખારીઓ જ માત્ર જણાયા. બાકી તમામ મોટાં મોટાં ઘરો ઉજ્જડ. માંહે પેઠા પછી ફ્રેન્ચોએ લૂટ ચલાવી ને મોટા મોટા મેહેલો, દુકાનો, દેવલોમાં તેમણે ભમવા માંડયું. એક સાધારણ સિપાઇ સુદ્ધાં તને ઉત્તમ રેશમી અને ઉનના લૂગડાં પેહેરવા અને ઉત્તમ પદાર્થ ખાવા મળ્યા. રૂશિયન લોકો આવા સારા શેહેરને મૂકીને ચાલ્યા ગયા તે જોઈ નેપોલિપનને નવાઈ લાગી.

ક્રેમલિન નામના અતિ ઉત્તમ રાજમેહેલમાં નેપોલિયન રહ્યો હતો. તે રાત્રે ઉંઘ્યા પછી એકદમ મોટો હોકારો થયો. ત્યારે જાગીને જુવે છે, તો શેહેરમાં ઘણે ઠેકાણે આગ લાગેલી છે એવું દેખાયું. આગનો ભડકો એવો મોટો હતો કે, તેને અજવાળે જ તેણે સલાહના કોલકરાર કરવા બાબત અલેકઝાંડરને કાગળ લખ્યો.

સવારે જેમ તેમ કરતાં આગ ઓલવાઈ ત્યારે સારી જગા જોઇને ફ્રેન્ચો રેહેવા ગયા તો બીજી રાત્રે વળી પાછી આગ લાગી. તે જોઇ ફ્રેન્ચો ગભરાયા અને તપાસ કરતાં માલમ પડયું કે, પાણીના નળ બંધ કર્યા હતા તથા કેટલીએક જગા ઉપર મુદ્દામ જવાળાગ્રાહી પદાર્થ જથ્થાબંધ ભરી મૂકયા હતા. એવી રીતે માસ્કોનો કોટવાળ બીજાં શેહેરોની માફક એને પણ બાળી મૂકવાની ગોઠવણ કરીને ચાલ્યો ગયો. તે ઉપરથી ગુસ્સે ભરાઈ ફ્રેન્ચોએ મજકુર અમલદારનાં માણસો જે નજરે પડયાં તેને પણ કાપી નાંખ્યાં. એમ છતાં આગથી જે ગરીબોનાં ઘર પાયમાલ થઈ ગયાં હતાં તેમને નેપોલિયને પોતાની પાસે રાખીને આસનાવાસના કરી હતી. આ તેના દયાળુપણાનો દાખલો છે.

માસ્કો શેહેરની આ દશા થવાની છે એમ લગારેક નેપોલિયનના જાણ્યામાં અગાડીથી આવ્યું હતું. એક ફ્રેન્ચ મુસાફર ત્યાં રહેતો હતો તે પોતાના લોકો પાસે આવ્યા એ સાંભળીને તે બાબત કાંઈ બોલ્યો

હતો તેથી તેને કેદમાં નાંખ્યો હતો. એવી રીતે કેદમાં પડેલાઓનો ઇનસાફ નેપોલિયન ત્યાં જઈ પહોંચે તેની એક દિવસ આગમચ કોટવાલે કર્યો, તે વખતે એક રૂશિયન પોતાના બાદશાહ બાબત કંઈ ખોટું બોલ્યો હતો. માટે તેને દેહાંત શિક્ષા થઈ. તે વખત પેલા કેદીનો બાપ પાસે હતો તેને અમલદારે કહ્યું કે, 'તારે છોકરા સાથે કંઈ બોલવું હોય અથવા આશિર્વાદ દેવો હોય તો હું તને છૂટ આપું છું.' તે સાંભળી ડોસો બોલ્યો; 'એવા બંડખોરને હું આશિર્વાદ દઉં કે ? હું એને શાપ દઉં છુ." એ પછી એને ફાંસી દેવાની જગાએ લઈ ગયા.

પછી કોટવાલે ફ્રેન્ચ મુસાફરને કહ્યું:—'પોતાના વતનીઓ ઉપર તમારૂં હેત સ્વાભાવિક છે, માટે તમને છોડી દઉં છુ. એક રૂશિયન રાજદ્રોહીને દેહાંત શિક્ષા તમે જોઈ." એમ કહીને બીજા કેદીઓને છોડી મૂકયા. તે લેવાય તેટલી માલમતા લઇને શેહેર બાહાર નીકળી પડયા. તેની જોડે પેલો ફ્રેન્ચ પણ નીકળી પડયો.

કેટલાએક લોકો ફ્રેન્ચોને મળતીઆ જણાયા તેમના ભુજ ઉપર N (ન) અક્ષરનો ડહામ દીધો. એથી એક જણના સમજવામાં એવું આવ્યુ કે નેપોલિયન તરફનો હું છું એવું બતાવવા સારૂ આ ડામ દીધો છે. ત્યારે તેણે કુહાડા વતી પોતાનો હાથ કાપી નાંખ્યો. એક વેળાએ એક રૂશિયન ગૃહસ્થના બાર ગુલામો ફ્રેન્ચોને હાથ પકડાયા તેમને કહ્યું કે તમે અમારી ચાકરીમાં રહો નહીં તો ફાંશી દઇશું. તે ઉપરથી ચાર ગુલામોએ શરીરશિક્ષા ખમી પણ ફ્રેન્ચોની ચાકરી કબુલ કરી નહીં. એ જોઈ બીજા આઠ ગુલામોને તેના માલિકે છોડી દીધા.

એ બધી ખબર નેપોલિયનને માલમ હતી તો પણ તે શેહેરમાં દાખલ થયો. પણ જ્યારે શેહેરમાં ચારેમેર આગ લાગી ત્યારે ઘણો ગભરાયો. ચાર દહાડા સુધી શેહેર બળ્યાં જ કીધું તેમાં શેહેરનો મોટો ભાગ ભસ્મ થઈ ગયો, મોટી મોટી પ્રાચીન ઇમારતો રાખરાખ થઈ ગઈ. એ બળતી આગમાં બે દિવસ સુધી તો તે શેહેરમાં જ રહ્યો હતો પણ ત્રીજે દિવસે ક્રેમલિનના મેહેલને જ આગ લાગી ત્યારે તે ઘોડા ઉપર બેશી ત્યાંથી બે ગાઉ ઉપર રૂશિયન બાદશાહને હવા ખાવાનું ઠેકાણું હતું ત્યાં જઇને રહ્યો અને શેહેરની આવી માઠી દશા જોઇને બોલ્યો કે એ

જંગલી સિથિયન લોકો છે તેની એ જ મોટી નિર્દયતાની નિશાની છે.

આગ ઓલવાયા પછી નેપોલિયન ફરીને ક્રેમલિનના રાજ મેહેલમાં રહેવા આવ્યો. તે ધારતો હતો કે, આવા જુના શેહેરની પાયમાલી થવાથી રૂશિયનો પોતાના ઠરાવથી પાછા હઠશે. શેહેરનો મોટો ભાગ બળી ગયો તો પણ ફ્રેન્ચોને રહેવાની જગ્યા અને સામાન હતાં. એમના એશઆરામે હદ વાળી છે. એવી ધાંધલમાં એમણે એક નાટકશાળા તૈયાર કરી અને ફ્રેન્ચ નાટકકાર આવ્યા હતા તેમણે ત્યાં નાટક કર્યો. નેપોલિયને પણ મન ઠેકાણે રાખીને રાજ્યકીય બાબતના કેટલાએક ઠરાવો લખી ક્રેમલિન રાજમેહેલનો મુકામ નાંખીને તે ઠરાવો પારિસ મોકલી દીધા.

ઘણા દિવસ થયા તો પણ રૂશિયન ઝાર તરફથી કશો જવાબ આવ્યો નહીં, તેથી નેપોલિયન પણ ફિકરમાં પડયો ને સ્પેન દેશમાં સાલામાંકા આગળ ફ્રેન્ચ ફોજની મોટી હાર થઈ એવી ખબર આવવાથી લશ્કરી સિપાઇઓનાં મન વ્યગ્ર થયાં હતાં અને બીજા ભાગમાં ગયેલા ફ્રેન્ચ લશ્કરને હરાવીને મુખ્ય લશ્કર સામા લડવા સારૂ રૂશિયન લોકો એક ઠેકાણે એકઠા થતા હતા તથા ઉત્તર તરફ ભયંકર શીઆળો બેસવા માંડયો હતો. બીજાં શેહેરોની પેઠે જ માસ્કો શેહેરની આસપાસના લોકો પણ ફ્રેન્ચોની ઇર્ષા કરતા હતા અને રૂશિયનો નીકળી ગયા પછી ફ્રેન્ચ લોકોના ઉપયોગમાં આવે એવી કશી ચીજ તેમણે લાવવાની બંધ કરી હતી. સોનારૂપાની લૂટેલી ઘણી ચીજો તેમની પાસે હતી તો પણ ખોરાકી ખુટે જવાથી ભૂખે મરવાનો વખત આવ્યો હતો. સોનાનો કડકો આપતાં પણ રોટલાનો કડકો જડતો નહોતો.! લશ્કરના સિપાઇઓ તો ઘોડાનું માંસ ખાઇને નિર્વાહ કરવા લાગ્યા. આખરે ત્યાં રહેવાની મોટી અડચણ માલમ પડવાથી નેપોલિયને વળી એક વાર ઝાર ઉપર કોલકરાર વિષે કાગળ લખ્યો તેનો પણ જવાબ ન આવ્યો ત્યારે લાચારીથી માસ્કો શેહેર છોડી દઇને પાછા જવાનો ઠરાવ કર્યો.

આખરે તારીખ ૧૯ મી ઓકટોબર સને ૧૮૧૨ ને દિવસે "નાચવું નહિ તેનું આગણું વાંકું," એ કેહેવત પ્રમાણે માસ્કો લશ્કર રહેવાને

લાયક નથી એવું જાહેર કરી નેપોલીઅન ત્યાંથી નીકળી પડયો. એટલે રૂશિયન લોકો માંહે તરત દાખલ થયા અને રહેલાં ઘરો વગેરે ઠીકઠાક કરીને દુકાનો વગેરે માંડી પેહેલાં પ્રમાણે ધંધોરોજગાર કરવા લાગ્યા !

મારકોમાંથી નીકળ્યા પછી વાંચતાં પણ શરીર ઉપરનાં રૂવાટાં ઉભાં થાય એવા બુરા હાલ ફ્રેન્ચોના થયા. તેનું વર્ણન કરીએ તો ઘણો વિસ્તાર થઈ જાય માટે તે કર્યું નથી. આ અગાઉ કંઈ પણ અડચણ પડતી તો ઝટ તેમાંથી પાર પડવાની યુકિત નેપોલિયનને સુઝતી હતી પણ આ વખત ચારે મેરથી સંકટ આવી પડવાથી તે પણ આ વાત કરવી કે પેલી વાત કરવી, એવા વમળમાં ગોથાં ખાવા લાગ્યો.

રૂશિયન લોકોએ તો એવી ચાલ ચલાવી કે, સામા ઉભા રહીને ન લડતાં આડાતેડા સંતાઈ રહી એકાએક ફ્રેન્ચ ઉપર છાપો મારવો, અને તેમના રસ્તા ઉપરની સઘળી વસ્તુઓનો નાશ કરવો; એમ તેમણે આગમજથી જ કરવા માંડયું હતું.

એક વાર એવું બન્યું કે ફ્રેન્ચ લોકોના જવાના રસ્તા ઉપર એક ગામમાં એક રૂશિયન ઉમરાવનો ઘણો જ સુંદર મેહેલ હતો. તે સરદારે વિચાર્યું કે આપણે એને અટકાવી તો શકવાના નથી તેથી નાસવું તો પડશે જ, પણ આપણે ગયા પછી ફ્રેન્ચો તે માંહે દાખલ થશે. એવું ધારી તે મેહેલને બાળી નાંખીને ચાલતો થયો. અને જતી વખત આ પ્રમાણે લખીને ચોહ્તો ગયો કે, "હું આઠ વરસ સુધી મેહેનત કરીને મેહેલ શણગારીને તેમાં કુટુંબ સહિત સુખથી રહ્યો. આ મારા મેહેલની આસપાસની જમીન મારી છે. તેમાં ૧૭૨૦ માણસો રહેતાં હતાં, તે તમે આવ્યાથી ઘરબાર છોડીને ગયાં અને હું પણ તમારા પગના સ્પર્શથી મારો મેહેલ અપવિત્ર ન થાય માટે જ તેને બાળી મૂકું છું." ધન્ય છે આ સ્વદેશાભિમાનને !

પાછા જવા સારૂ નેપોલિયને ઘણા રસ્તા ધાર્યા પણ દરેક રસ્તે રૂશિયનો ફ્રેન્ચોને અટકાવવાને તૈયાર જ હતા. તેને લીધે કેટલાએક દિવસ એક રસ્તે ચાલતાં તેણીમેર અડચણ આવી કે બીજીમેર જતા;

એમ થવા લાગ્યું. આ વખત રૂશિયનો સામા રહીને લડતે તો ફ્રેન્ચોની હાર થાત. તથાપિ નેપોલિયનના નામનો તેમને ઘણો ધાક હતો તેથી તેઓ સામા ઉભા રહેવાને ડરતા હતા. તથાપિ વખત આવ્યો કે ફ્રેન્ચોને કાયર કરવાને તૈયાર હતા. એક વાર તો ખૂદ નેપોલિયન તેમના હાથમાં આવી જવાનો વખત આવ્યો હતો. પણ ફ્રેન્ચ લોકોનો સામાન લૂટવા ઉપર તેમની નજર રહેલી હોવાથી તે છટકી ગયો.

સિપાઇઓને ખોરાક ન મળવાથી લશ્કરમાં ગેરબંદોબસ્ત થવા લાગ્યો. કડકડતા શિયાળાથી સેંકડો માણસો મરવા લાગ્યાં. નદી ઉપરના પુલો દુશ્મનોએ ભાગી નાંખ્યા તેથી રસ્તામાં પણ ઘણી અડચણ પડવા લાગી. માસ્કોમાંથી નીકળતી વેળા ફ્રેન્ચ લોકોએ ઘણી તોપો સાથે લીધી હતી. પણ ઘોડા વગેરે તમામ ભારબરદારી જનાવરો થાકી જવાથી તેમને તે મૂકી દેવી પડી. હજારો ઘોડા ટાઢ અને ભૂખથી મુવા. એ ઉપરાંત ઊનું ઊનું લોહી પીવા માટે તથા તેનાં ચામડાં ઓઢીને ટાઢ મટાડવા સારૂ પણ ફ્રેન્ચોએ ઘણા ઘોડા મારી નાંખ્યા હતા.

એવી રીતે અનેક અડચણો ભોગવતાં ભોગવતાં ફ્રેન્ચો સ્માલેન્સ્કો સુધી આવી પહોંચ્યા. ત્યાં આપણને કંઈ સામાન મળી આવશે એવી નેપોલિયનને આશા હતી. પણ તે શેહેરની વ્યવસ્થા રૂશિયનોએ પોતાના ધારા પ્રમાણે કર્યાથી ત્યાં પણ આશા ભંગ થઈ. માસ્કો છોડયું ત્યારે તેની પાસેના મુખ્ય લશ્કરમાં એક લાખ વીસ હજાર માણસો હતાં. એ ઉપરાંત બીજા અમલદારો પાસે ટોળીઓ હતી તે જૂદી. એવડા મોટા લશ્કર-માંથી આ વખતે માત્ર ચાળીશ હજાર જ બાકી રહ્યાં હતાં.

આ લશ્કરને ફરીથી ચાર ભાગમાં વેહેંચી નાંખીને નેપોલિયન સ્માલેન્સ્કોમાંથી નીકળ્યો. તે અગાડી જતાં ડ્નીપર નદી ઉતરતી વખત રૂશિયન અને ફ્રેન્ચ વચ્ચે મોટી ઝપાઝપી થઈ. આ વખતે નેપોલિયન જાતે નાગી તરવાર પકડીને લડાઈની ધાંધળમાં ધુસ્યો હતો, તેથી આખરે ફ્રેન્ચો નદી ઉતરી શકયા. તથાપિ માર્શલ ને નામનો ફ્રેન્ચ શૂરો સરદાર સ્માલેન્સ્કોનો નાશ કરવા સારૂ પોતાના લશ્કર સાથે પાછળ રહ્યો હતો, તેના ઉપર મોટી આફત આવવાથી નેપોલિયન મોટી ફીકરમાં હતો. તેને

દુશ્મનોએ ઘેરી લીધો તેથી નીકળી નાસવાનો રસ્તો રહ્યો નહોતો. તેને રૂશિયન લશ્કરના વડાએ શરણ થવાને કહાવી મોકલ્યું. તેના જવાબમાં ફ્રાન્સ દેશના સેનાપતિ શત્રુને સ્વાધીન કદી થતા નથી, એવો નિર્ભયપણાનો જવાબ કહાવી મોકલ્યો અને કેટલીએક વારે દુશ્મનો ઉપર ધસી જઈ તેમાંથી નીકળી જવા સારૂ લડાઇનો આરંભ કર્યો તેમાં તેનાં હજારો માણસ મુવાં અને પાછું હઠવું પડયું. તો પણ આખરે બાકીના લોકો તેમાંથી ધસારો કરીને બહાર પડયા.

આ પ્રસંગ બાબત એક ઉત્તમ ઇંગ્રેજ ગ્રંથકાર કહે છે કે, "શૌર્ય અને ચતુરાઈના સંયોગથી દુર્નિવાર સંકટમાંથી પાર પડી જવાના આના જેવા દાખલા ઇતિહાસમાંથી ઘણા જડતા નથી."

પછી ડ્નીપર નદી ઉતરતાં માર્શલ નેની માઠી દશા થઈ. તેણે ઘણે ઠેકાણેથી ઉતરવાનો યત્ન કર્યો પણ દુશ્મન અગાડી તેનું કંઈ ચાલ્યું નહી. આખરે એક ઠેકાણે પાણી ઠરીને બરફ બાઝયો હતો તે ઉપરથી જવાનો તેણે વિચાર કર્યો. એ વખત જખમી લોકોથી ભરેલા ઘણાં ગાડાં સાથે હતાં તે ટપાટપ બરફમાં પેશી જવાથી હજારો માણસોના જીવની હાનિ થઈ. એવામાં પાછળથી રૂશિયનો આવી પહોંચ્યા તેમણે ધસારો કરીને ઘણાં માણસો માર્યાં. એવી રીતે દુઃખનો દરીઓ પાર કરીને આખરે થોડાં માણસો સહિત માર્શલ ને નેપોલિયનને જઇને મળ્યો. આપણો આ બહાદૂર સેનાપતિ બચશે એવી તેને આશા નહોતી તેથી તે નજરે પડતાં જ તેને ભેટયો અને શૂરામાં અતિ શૂરો એવું નામ તેને આપ્યું.

સ્મોલેન્સ્કો શેહેર અને ડ્નીપર નદી ઉપરની લડાઇઓમાં મળીને રૂશિયન લોકોએ આસરે ત્રણસેં તોપો લીધી અને પચીશ ત્રીશ હજાર આદમીઓને કેદ કર્યાં અને મુવાં પણ ઘણાં જ. તેથી સ્મોલેન્સ્કો આગળ ચાળીશ હજાર હતા તેમાંથી આ વખતે માત્ર બાર હજાર સિપાઇઓ બચ્યા.

મિન્સ્ક શેહેર આગળ લડાઈના સામાનનો પુષ્કળ ભરગાળો હતો તેથી ત્યાં જઈશું એટલે આપણું કેટલુંએક દુઃખ ઓછું થશે એમ

નેપોલિયન ધારતો હતો. પણ દ્રીપર નદી ઉતર્યાં પછી તેના સાંભળવામાં આવ્યું કે તે શેહેર શત્રુએ લીધું. એ ખબરથી નેપોલિયનને ઘણું માઠું લાગ્યું. પછી પોલાંડમાંથી પાછા જવાનો વિચાર કરીને તેણીમેર જવા નીકળ્યો એટલામાં બીજી બાજુએ બે સરદારો હતા તે પોતાના પચાસ હજાર સિપાઇઓ સાથે નેપોલિયનના મુખ્ય લશ્કરને આવી મળ્યા.

પોલાંડમાંથી જતાં વેરિસિના નદી ઓળંગતાં ફ્રેન્ચ લોકો ઉપર ઘણો મોટો ગજબ ગુજર્યો. દુશ્મનો ચારે બાજુએથી ટાંપી રહ્યા હતા. તેથી ઉતરવાનો કંઈ રસ્તો મળે નહીં. આખરે બે લાકડાના પુલ ઉપરથી ફ્રેન્ચોએ ચાલવા માંડયું. એટલામાં દુશ્મનોએ તેની ઉપર તોપો ફોડી. તેથી સઘળા જણા ગભરાઈ ગયા અને મોટી ગરબડ થઈ રહી. વારા ફરતી ઉતરવું જોઈતું હતું, પણ સઘળા જ પોતાનો જીવ બચાવવાના ઇરાદાવાળા હતા, એટલે એક સામટા ધશી જઇને પુલ ઉપર ધુસ્યા. તેથી ઘણો ભાર થયો અને પુલ ભાંગી ગયો, તેથી હજારો માણસો, બૈરાં, ઘોડા અને જખમી સિપાઇઓથી ભરેલાં ગાડાં વગેરે સઘળું જ નદીમાં પડયું. તેમના અંતકાળ વખતની દુઃખની ચીસોથી તોપોના ધડાકા પણ સંભળાતા બંધ પડયા. પછી બીજા પુલ ઉપર ધસ્યા ત્યાં પણ ભીડ થઈ તેથી કેટલાએક ભચડાઈ મુવા, કેટલાએક પુલ ઉપરથી હેઠે પડયા અને બાકીના કેટલાએક શત્રુની તોપોના ધડાકાથી નાશ પામ્યા. આખરે દુશ્મનોને છેક પાસે આવેલા જોઈ સામાન અને જખમી સિપાઇઓનાં ગાડાંની આશા છોડી કેટલાએક ફ્રેંચો ઘણી બહાદુરી અને યુક્તિથી પુલ ઉપરથી ઉતરી ગયા. અને પાછળ દુશ્મનો આવી ન શકે માટે પુલને બાળી નાંખ્યો. તેને લીધે જખમી થએલાં વગેરે આસરે છત્રીસ હજાર માણસો ત્યાં ને ત્યાં જ મરણ પામ્યાં !

વેરિસિના નદીના પ્રસંગથી તો નેપોલિયનની ધીરજ પણ છૂટી ગઈ. નદી ઉતર્યાં પછી પણ દુશ્મનોએ કેડો છોડયો નહોતો. આ વખતે નેપોલિયન દુશ્મનને હાથ પકડાયો હોત પણ પોલાંડમાંથી એક બીજી ટોળી તેની મદદે આવી પહોંચી તેથી બચ્યો. એ વેળાએ શિઆળાની કડકડતી

ટાઢનો પાર રહ્યો નહિ. શત્રુની બીકથી ફ્રેન્ચો રાત્રે ચાલતા હતા. તેમાં થાકતા એટલે ઉંઘી જતા તેથી ટાઢને લીધે કેટલાએક સુતા ને સુતા જ રહેતા.

એક ગ્રંથકારે એમ લખ્યું છે કે, 'કાંઈ થોડા પ્રસંગે ટાઢથી મરતા માણસો પોતાનામાંથી મુવેલાં માણસોનું માંસ ભુંજતા નજરે પડતા હતા,' એવું કહેવાય છે. એવા પ્રસંગનું વર્ણન જરૂર કરવું જોઇએ. કારણ જેને પ્રતાપ નામ આપવાનું લોકોએ હજી સુધી બંધ કર્યું નથી તે મેળવવા માટે મોટાઈના લોભી માણસો આવાં કામ કરે છે.' અરરર ! માણસનાં અંતઃકરણ કેટલાં ભૂંડા છે ! એક વાર તેનામાં દુર્ગુણનું જોર વધ્યું એટલે તે કઈ કઈ ખરાબીઓ કરશે તેનો સુમાર ધરાતો પણ નથી.

ગમે તેવે પ્રસંગે નેપોલિયન હિંમત મૂકતો નહતો, તે હવે નાહિંમત થએલો જણાવા લાગ્યો. કંઈ નવું સંકટ આવવાથી કોઈ કંઈ પૂછવા જતું તો "અમથા કાં ત્રાસ આપો છો?" એમ બોલવા લાગ્યો. આખરે તારીખ ૩ જી ડીસેંબરે તેણે પોતાના સેનાપતિઓને જણાવ્યું કે, કોલકરાર થએલા દેશોમાં ફરીથી તોફાન થવાનો સંભવ જણાય છે એવા પારિસથી સમાચાર આવ્યા છે, માટે મારે લશ્કર મૂકીને જરૂર જવું જોઇએ. હવે તમે પોલાંડની પાસે આવ્યા. તેથી તમને વિલ્નામાં સામાન સરંજામ મળી શકશે, એમ કહીને મૂરાતને મુખ્ય અધિકાર આપ્યો.

પછી ત્યાંથી બે અમલદારો અને બીજાં બે માણસ એમ માત્ર ચાર આસામીઓ સાથે લઇને નેપોલિયન પારિસ જવા નીકળ્યો. અને કોઈથી ઓળખાય નહીં માટે તે પોતાનું નામ અને વેષ બદલીને સપાટાબંધ રસ્તો કાપતો ચાલ્યો જતો હતો. અને પારિસ પહોંચ્યા પછી બીજું લશ્કર એકઠું કરીને બીજી વાર લડવા જવાનો તેનો વિચાર હતો. રસ્તામાં જતાં વળી તે રૂશિયનોના હાથમાં આવી જવાનો પ્રસંગ આવ્યો હતો તેમાંથી છટકી જઇને વાર્સામાં આવી પહોંચ્યો. ત્યાં તેનો વકીલ હતો તેને તે છાનોમાનો મળ્યો. ત્યારે વકીલે તેને કેટલાંએક ઠેકાણાંના લોકો ફરીને તોફાન જગાવવાનું કરે છે એવા સમાચાર કહ્યા.

આપ ઘણાં સંકટમાંથી પાર પડ્યા એ સારૂ થયું એવું વકીલે કહ્યું. તેનો નેપોલિયને જવાબ દીધો, "સંકટ કંઈ નહોતું, મેં કેટલી એક લડાઇઓમાં રૂશિયનોને હરાવ્યા. હું હમેશાં સંકટમાં જ રહું છું. નિરાંતે મોજ મઝામાં ઘેર બેસવું એ તો કુકડાઓના રાજાનું કામ છે. મારૂં લશ્કર ફરીથી વિલ્ના શેહેરમાં તૈયાર થશે. હું વળી ત્રણ લાખ લશ્કર ફ્રાન્સમાંથી આણીને ઓડર નદી ઉપર એક બે લડાઇઓ મારીને જંગલી રૂશિયનોને હરાવીને ફરીથી એક મહિનામાં નીમેન નદી પાસે જઇશ. લશ્કરને છોડીને જતાં મને પણ માઠું લાગે છે પણ બીજો ઉપાય નથી. આસ્ટ્રીયન અને પ્રશિયન શું કરે છે, તેના ઉપર મારે હમેશાં નજર રાખવી જ જોઇએ."

આવી રીતે કહીને નેપોલિયન ત્યાંથી નીકળી ડ્રેસ્ડનમાં ગયો. ત્યાં સાકસનીના રાજાએ તેની છાની મુલાકાત કરી અને તમારા અમારા સ્નેહમાં કંઈ અંતર પડયો નથી એમ રાજાએ કહ્યું. પછી ત્યાંથી નીકળેલો તે તારીખ ૧૮ ડીસેંબરની રાત્રે પારિસમાં પહોંચ્યો. મેહેલ પાસે ગયો ત્યારે રાણી ઉંઘતી હતી. ને એકાએક બે ચાર માણસો રાતની વેળાએ મેહેલમાં આવેલાં જોઇને ચાકર માણસો ગભરાઈ ગયાં. તેના ઘાંટાથી રાણી જાગી ઉઠી. તેથી બંને જણાં મળ્યાં અને સઘળાં જણાં ખુશી થયાં

નેપોલિયન ગયા પછી ફ્રેન્ચ લશ્કર ભુખ અને શત્રુનો માર સહન કરતું આવતું હતું. વિલ્ના પહોંચતાં સુધીમાં દુશ્મનોએ ઘણાં માણસો માર્યાં અને કેટલાંએક કેદ કર્યાં. આ વેળાએ ફ્રેન્ચો ઉપર એટલો ભૂખમરો પડયો હતો કે, વિલ્નામાં આવી પહોંચ્યા પછી પાઉંનો એક કટકો નજરે પડતાં જ મોટા મોટા જોરાવર સિપાઇઓની આંખોમાંથી પણ આનંદાશ્રુ વેહેવા લાગ્યાં. એમ તેમણે એક દહાડો ખાધુપીધું, એટલામાં દુશ્મનો આવી પહોંચ્યા. તેથી ગરબડ મચી રહી અને ફ્રેન્ચો નાસવા લાગ્યા. એમ નાસતાં નાંસતાં પ્રુશિયન અમલમાં આવી પહોંચ્યા ત્યારે જ દુશ્મનોએ તેનો કેડો મૂકયો. નેપોલિયન લશ્કર મૂકીને ગયાનું સાંભળ્યા ઉપરથી જે આસ્ટ્રીયન અને પ્રુશિયન સિપાઇઓ ફ્રેન્ચોની સાથે હતા તે પોતાના દેશમાં ચાલ્યા ગયા. એ લોકોએ મન મૂકીને ફ્રેન્ચોને મદદ ન કરી તેથી રૂશિયનોએ તેમને દુઃખ ન દીધું.

એવી રીતે નેપોલિયનના રૂશિયા દેશ જિતવાને સારૂ કરેલા વિલક્ષણ વિગ્રહનું પરિણામ આવ્યું. ફ્રેન્ચ લોકોની હજારો તોપો અને નિશાનો દુશ્મનોએ લઈ લીધાં. એક ગ્રંથકારે આ પ્રમાણે એ લડાઈમાંના ફ્રેન્ચ લોકો તરફનાં માણસોની હકીગત આપી છેઃ– "સવાલાખ માણસો લડાઈમાં મુવાં, થાક, ભૂખ અને ટાઢથી એકલાખ બત્રીશ હજાર માણસો મરણ પામ્યાં. એક લાખ બાવન હજાર માણસો રૂશિયનોએ કેદ કર્યા. તેમાંના અડતાળીસ મોટા સેનાપતિ અને ત્રણ હજાર મોટા કામદારો હતા. એકંદર સાડાચાર લાખ માણસોના જીવનું જોખમ આ વિગ્રહમાં થયું."

હે પ્રભુ ! આ શો ગજબ ! એશિયા ખંડમાંના મુસલમાનોની આહોઝલાલી વેળાએ તેમણે માણસોને ઘણું દુઃખ દીધું. તે વાંચીને શરીર ઉપરનાં રૂવાંટાં ઉભાં થાય છે. તથાપિ અરાઢમા સેંકડામાં પૃથ્વી ઉપરના સુધરેલા ભાગ યુરોપ ખંડના સુધરેલા દેશમાં, જે ધર્મમાં સર્વ માણસો ભાંડુ પ્રમાણે છે, એવા અતિ ઉત્તમ મતનો પાયો છે, એવા ધર્મને અનુસરનાર માણસોએ વગર કારણે એક બીજામાં કલહ ઉત્પન્ન કરીને આ ખરાબી કરેલી જોઇને આપણી અક્કલ ઠેકાણે રહેતી નથી. માણસસોની દુર્ગુણ વૃત્તિનો પાર નથી એવું લાગે છે. અને ધર્મનિષ્ઠાનો પ્રસાર ન હોય તો ગમે તેવો સુધારો થયો તો પણ માણસને પોતાની જ ખરાબીઓથી નિવૃત્તિ પામવાનું કઠણ છે એવું નક્કી થાય છે. માટે અમે ચાહીએ છીએ કે, ઇશ્વરકૃપાથી કોઈ પણ દેશ ઉપર એવા પ્રસંગ ન આવે.

---

## ભાગ ૧૫ મો.

---

નેપોલિયનને બાદશાહી મળી હતી એ વાત ખરી તો પણ તેને પદભ્રષ્ટ કરીને અસલના રાજકુટુંબને ફરીથી ગાદી ઉપર બેસાડવા સારૂ કેટલાએક જણે ખટપટ ચલાવી હતી. તેમ જ પ્રજાસત્તાક રાજ્યની તરફેણ કરનારાઓ પોતાની ઇચ્છા પૂર્ણ કરવા સારૂ પ્રયત્ન કરતા હતા.

તેઓ રૂશિયા તરફ લશ્કર ગયાને ઘણા દહાડા થયા તો પણ તેના કશા સમાચાર જણાયા નહીં, તેથી એની છેક જ હાર થઈ, વગેરે તરેહ-વાર ખોટી ગપો ઉડાવવા લાગ્યા. તેથી ગડબડ ઉઠવાનો ફરીને સંભવ જણાવા લાગ્યો છે એવા સમાચાર કારભારીઓએ નેપોલિયનને લખી જણાવ્યાથી તે લશ્કરને મૂકીને ઉતાવળો પારિસ આવી પહોંચ્યો. એ હકીકત પાછલા ભાગમાં આવી ગઈ છે.

રૂશિયામાં ઘણે ઠેકાણે હાર થઈ હતી તો પણ બધે ઠેકાણે અમે જિત્યા છીએ એવી ખબર નેપોલિયન પારિસમાં લખી મોકલતો હતો, તથાપિ પારિસ પહોંચ્યા પહેલાં એણે જે કાગળ લખ્યો તેમાં સર્વ ખરી હકીકત લખી તેથી સઘળા લોકો ઘણા ગભરાયા. તથાપિ નેપોલિયનના નામમાં જ એવું મોટાપણું હતું કે, જેથી પારિસવાસિઓમાંથી કોઇનો છોકરો, કોઇનો ભાઈ ઈત્યાદિ લડાઈમાં મુવા હતાં છતા આપણો બાદ-શાહ ક્ષેમકુશળ પાછો આવી શકયો છે, એટલાથી જ લોકોને નિરાંત વળી. તેમને એવું લાગ્યું કે રૂશિઆનો શિયાળો જ આપણો મુખ્ય શત્રુ છે, તેણે જ આ બધી ખરાબી કરી. બાકી આપણા બાદશાહનું યુદ્ધકૌશલ્ય અને ફ્રેન્ચ લોકોના શૂરાતન અગાડી બીજા ગમે તેવા મોટા દુશ્મનનું ચાલે જ નહિ. એવું જ ધારીને મોટા મોટા અધિકારીઓ અને બીજા અમીર ઉમરાવોએ બાદશાહ ઉપર મુબારકબાદીના પત્રો મોકલ્યા અને સઘળાં સરકારી ખાતાંઓમાં તો જાણે નવો જીવ આવ્યો હોયની તેમ સઘળાં રાજકારભાર સારી રીતે ચાલવા લાગ્યો.

પારિસ આવ્યા પછી ફરીને તેણે નવું લશ્કર એકઠું કરવા માંડ્યું. તેમાં જૂદા જૂદા પ્રાંતોમાં હજારો ઘોડા તૈયાર કરાવ્યા અને થોડા દિવ-સમાં તો તે ધારવાને શકિતમાન થયો કે, સાડા ત્રણ લાખ ફોજ લઇને આપણે ફરીથી દુશ્મન જોડે ટક્કર લઈ શકીશું.

નેપોલિયન લશ્કરને મૂકીને આવ્યા પછી ફ્રેન્ચ લશ્કરના અધિ-કારીઓમાં કજીઆબખેડા જાગ્યા. મુખ્ય સેનાપતિ મુરાત રાજાના ભભ-કાથી બોલવા માંડે એટલે બીજા સેનાપતિઓ તેને કહે કે, ઈશ્વિરકૃપાથી બીજા રાજાઓને તો વંશપરંપરાથી મળેલાં રાજ્યો છે. પણ તને

તો ફક્ત નેપોલિયનની મેહેરબાની જ રાજ્ય મળ્યું છે, શું એ વગર તમારી બઇરી રાજ્યકારભારમાં ઘાલમેલ કરે છે? એવું સાંભળીને મુરાત લશ્કરમાંથી નીકળી ગયો. વળી યુજિનને મુખ્ય અધિકાર આપ્યાથી તેને ક્રોધ પણ ચઢયો હતો.

આણીમેર રૂશિયાના મુલકમાં ફ્રેન્ચ લોકો હારીને આવ્યા તેમની એ દશા જોઇને પ્રુશિયનો ઉશ્કેરાયા અને ફ્રેન્ચોની ખોડ કયારે મોડી નાંખીએ એવું તેમને લાગવા માંડયું. તેમને વગર કારણે દુઃખ ન દેવા સારૂ તેમના રાજાએ તેમને કહ્યું. તથાપિ લડાઈ કરીને ફ્રેન્ચ લોકોને હરાવી નાંખવાનો તેમનો ઉમંગ હાથ ઝાલ્યો રહ્યો નહિ. તેને લીધે બ્રેસ્લામાં જઈ તારીખ ૩૧ મી જાનેવારી સને ૧૮૧૩ ને રોજ તેમણે ફ્રેન્ચો સાથે લડવાનો વિચાર પ્રસિદ્ધ કર્યો. જીનામાં એમની હાર થયાને ૭ વરસ થયાં હતાં તેટલામાં આગળ પડેલાં દુઃખો સંભારીને સઘળા એકે મતે દુસ્મન ઉપર વેર લેવા સારૂ ફરીથી પ્રશિયન લોકોએ ઉત્સાહ કર્યો ને નાના મોટા ઘર માંહેના બધા જ જુવાનીઆ લડાઇમાં જવાને તૈયાર થયા. મોટી મોટી પાઠશાળાના વિદ્યાર્થિઓનાં ટોળાં પોતાના ગુરૂને આગેવાન કરીને લડાઇમાં જવા નીકળ્યાં અને બૈરાંઓએ પોતાનાં ઘરેણાં ભાંગીને લડાઇના ખરચ સારૂ રાજા ભણી પૈસા મોકલી દીધા. પૈસાવાળાઓએ પણ ઘણા પૈસા રાજાને આપ્યા.

આ ઉપરાંત લડાઇના ખરચ સારૂ જોઇએ તેટલો પાણીના રેલાની પેઠે પૈસો આપવાને ઇંગ્રેજ સરકાર તૈયાર હતી જ. સ્વતંત્રાના રૂપી ઇશ્વિરની આપેલી બક્ષીશ દુસ્મને છીનાવી લીધી માટે તેની ગળચી ઝાલીને પાછી લેવા સારૂ પ્રુશિયન લોકોએ દેખાડેલું સ્વદેશાભિમાન જોઇને આખા યુરોપખંડના લોકોને આશ્ચર્ય લાગ્યું. અને રૂશિયાનો બાદશાહ તો આ ખબર સાંભળતાં જ લશ્કર લઇને પોતાના જૂના મિત્રને મદદ કરવા નીકળ્યો. પણ નીકળ્યા પહેલાં તેણે જાહેરનામું કરીને તમામ યુરોપખંડના લોકોને જણાવ્યું કે, "આવો અનુકૂલ પ્રસંગ ફરીથી આવવા સારૂ ઘણા જુગ જોઇએ, આખા યુરોપની સમાધાની અને પ્રજાનું સુખ મેળવવાનો આ વખત જવા દેવો એ ઇશ્વરની મેહેરબાનીનો ગેરઉપયોગ કીધા જેવું છે."

લાચારીએ પ્રુશિયન રાજાને પણ બહારથી ઝાર જોડેની દોસ્તી છોડી દેવી પડી હતી. તેથી હવે બંને રાજપુરૂષોની ( તારીખ ૧૫ મી માર્ચ સને ૧૮૧૩ ) બ્રેસ્લોમાં મુલાકાત થઈ ત્યારે પ્રુશિયન રાજાની આંખોમાંથી આંસુ વેહેવા લાગ્યાં. એ જોઇને અલેક-ઝાંડર બોલ્યોઃ—"લુંછી નાંખો હવે એ આખરનો અશ્રુપાત, હવે તમારી આંખોમાંથી આંસુ આણવા જેવું નેપોલિયનથી કશું થશે નહીં."

આણીમેર બર્નાડોટ્ટો પિસ્તાળીશ હજાર લશ્કર લઇને પ્રુશિયાના રાજાની મદદે આવવા સારૂ નીકળ્યો. તેથી એકંદર લાખ ફોજ ફ્રેન્ચો સામે લડવાને તૈયાર થઈ. પેલીમેર સ્પેનમાં વેલિંગ્ટને ફ્રેન્ચોને માર મારવાનું જારી રાખ્યું હતું. એ છતાં પણ નેપોલિયનમાં એટલી ધમક હતી કે, આસ્ટ્રીઆની તમે મદદ માગો એમ કોઇએ સૂચવ્યું તે તેને ગમ્યું નહીં. જોસેફ સ્પેનનો રાજા છે એમ કબૂલ કર્યા વિના હું કોઈ જોડે તહ કરવાનો નથી, એ તેનો દુરાગ્રહ હતો. વળી પોતે લડાઇમાં ગયા પછી દેશમાં ફરીથી ગરબડ ન થાય તેથી લોકપ્રીતિ મેળવવા સારૂ રોમનો પોપ ફોંટેનબ્લોમાં કેદ હતો તેને પાછો સમાનપૂર્વક રોમ મોકલી દીધો.

પોતાની પાછળ પોતાની રાણીના નામનો કારભાર ચલાવવાનો ઠરાવ કરીને એપ્રિલ મહિનામાં ફરીથી સમરભૂમિ તરફ જવા સારૂ નેપોલિયન પારિસથી નીકળ્યો. તે વખત ઝારનું તમામ લશ્કર રણસંગ્રામમાં આવી પહોંચ્યું નહોતું. પ્રુશિયન લોકોની તો નવી જ તૈયારી હતી, માટે એકદમ તેમના ઉપર ધશી જઇને હરાવવાનો તેણે મનસુબો કર્યો. એ મનસુબો પાર પાડવા સારૂ નેપોલીયને થોડા વખતમાં બે લાખ માણસો એકઠાં કર્યાં. ને કેટલેક દિવસે લટઝેન આગળ બંને ફોજ મળી તેમાં પ્રુશિયનો ઘણી વાર સુધી ટકયા તો પણ નેપોલિયને તેમનો ઘણી જ ચતુરાઈથી પરાભવ કર્યો. એ હારથી પ્રુશિયનો બીધા ખરા પણ તેમનું વધારે નુકશાન થયું નહીં. આણીમેર લટઝેનની જિતની ખબરથી લોકોને ખાતરી થવા લાગી કે, જ્યાં નેપોલિયન હોય ત્યાં જિત જ સમજવી.

લટઝેનની લડાઈ કર્યા પછી તે ડ્રેસ્ડનમાં ગયો. સાકસનીના રાજાના મનમાં નેપોલિયનનો પક્ષ છોડવાનું નહોતું. પણ કેટલાંએક શેહેરની તેની પ્રજા પ્રુશિયન લોકો સાથે મળી ગઈ તે અપરાધને માટે હાંબર્ગ શેહેરના લોકોને ફ્રેન્ચોએ ઘણી જ નિર્દયતાથી સજા કરી. લટઝેનમાં પ્રુશિયનો હાર્યા પણ તેમનામાં ફાટફુટ ન થઈ. એ જોઇને ફ્રેન્ચ સરદાર માર્શલ નેએ પોતાનું લશ્કર બર્લિન તરફ ચલાવ્યું. તે ધારતો હતો કે, એમ કરવાથી પ્રશિયનો તેણીમેર જશે. તથાપિ પ્રુશિયનોએ ધાર્યું કે, દુસ્મનો આપણી રાજધાની ઉપર જાય તો હરકત નહીં. પણ આપણે આપણી જગા છોડવી જ નહીં. વળી ગેલીમેર આસ્ટ્રીઆના બાદશાહે પણ લડાઈની તૈયારી ચલાવી જ હતી. જર્મન લોકોનો મુલક પાછો આપીને તેમને સ્વતંત્ર કરવા, એવું તેણે જણાવ્યું પણ નેપોલિયને તે ગણકાર્યું નહિ.

તારીખ ૨૧ મી મેને દિવસ ફરીથી બાતઝેન શેહેર પાસે લડાઈ શરૂ થઈ ત્યારે ફ્રેન્ચ લોકોએ શત્રુ ઉપર ઘણી વાર હુમલ્લા કર્યા. તેમની આગળ કશું ચાલ્યું નહિ ત્યારે દુસ્મનો ઘણી જ તદબીરે લડાઈના મેદાન માંહેથી હેમક્ષેમ નીકળી ગયા. આવડી મોટી લડાઈ થઈ તેમાં દુસ્મનનાં માણસો પકડાયાં નહિ ને તોપો મળી નહીં, એ જોઇને તેને ઘણું માઠું લાગ્યું. અને સેનાપતિ ઉપર ગુસ્સે ભરાઇને જાતે જ લડાઈમાં ધુસ્યો. તો પણ કંઈ વળ્યું નહિ. એટલામાં તેનો એક પ્રિય મિત્ર પાસે હતો તે ગોળી વાગવાથી પડ્યો તે જોઇને તેનો બીજો જીવજાન દોસ્ત ડુરોક પાસે હતો તેણે નેપોલિયનને કહ્યું:—"આજ આપણો દહાડો વાંકો છે." એટલામાં તે પણ જખમી થયો. તેથી દુસ્મનની પુંઠ પકડવાની મૂકી દઇને તેણે તે દહાડે ત્યાં જ મુકામ કર્યો.

મિત્રનો જીવ જતી વેળાએ તે પાસે ઉભો હતો અને ઘણા દુઃખથી તેની આંખમાંથી આંસુ વેહેતાં હતાં. ડુરોક મુવો ત્યારથી નેપોલિયનના મનનું ચંચળપણું ઓછું થયું. તેને કોઈ કંઈ પૂછે તો 'કાલે' એમ કહેવા લાગ્યો. તેનો મિત્ર મુવા પછી તેના ઉત્તરકાર્ય સારૂ તેણે ત્યાંના ધર્માધ્યક્ષને ઘણા પૈસા આપીને તેની કબર ઉપર કોતરવાનો લેખ પોતે

જાતે લખી આપ્યો. અને તેના છોકરાને કંઈ વર્ષાસન કરી આપવા માટે એક ઠરાવ લખી મોકલ્યો.

આ લડાઈમાં પંદર હજાર ફ્રેન્ચો પડયા અને દુશ્મનની જગા સગવડવાળી હોવાથી તેમનાં દસ હજાર માણુસો મુવાં.

પોતે મધ્યસ્થ થઈને સલાહ કરવા બાબત આસ્ટ્રીઆના બાદશાહે રૂશિયન ઝાર અને પ્રુશિઆના રાજાને કહ્યું. નેપોલિયન પણ સલાહ કરવાનું ધારતો જ હતો. તેથી લડાઈ બંધ પડે ત્યારે લશ્કરો કયાં કયાં રહે એ ઠરાવીને તથા તહનામાની કલમો ઠરાવવા પ્રેગ શેહેરમાં સર્વના વકીલો એકઠા થવાનું ઠરાવી લડાઈ બંધ કરી.

નેપોલિયને સ્પેનના રાજ્ય ઉપરનો હક્ક છોડયો નહીં અને માત્ર લશ્કરની તૈયારી કરવા સલાહની વાત કરે છે, એવું સમજીને ઈંગ્રેજ સરકારે પોતાના વકીલને પ્રેગ મોકલ્યો નહીં. બીજા રાજાઓએ પણ લશ્કરની તૈયારી સારૂ જ સલાહની વાતો કરી હતી.

ડ્રેસ્ડનમાં આસ્ટ્રીઆના બાદશાહનો પ્રધાન જાતે નેપોલિયનને કહેવા આવ્યો હતો. તેણે નેપોલિયનને કહ્યું, "તમારે આ વખત તમારૂં કામ સાધી લેવાનું છે. તમારે શું જોઈએ છીએ? ઇલિરિયા પ્રાંત બસ થશે કે? તમે આઘા રહીને જોયાં કરો એ જ મારી ઇચ્છા છે. હું એકલો જ રૂશિયન અને પ્રુશિયન લોકોની ખબર લેવાને બસ છું." પ્રુશિયાનું રાજ્ય લઈને તેમાંનો ભાગ આપવાનું સુદ્ધા નેપોલિયને તેને સૂચવ્યું. તેનો આસ્ટ્રીઅન પ્રધાને ઉત્તર દીધો કે, 'તટસ્થ રહેવાનો વખત ગયો. યુરોપખંડનો વિચાર કરવો જોઈએ. બીજાનો નાશ કરીને પોતાનો ફાયદો કરવાની અમારી મરજી નથી. તમે પેહેલાંના ફ્રાન્સ દેશના રાજ્યથી સંતોષ પામશો નહી ત્યાં સુધી યુરોપખંડના રાજા સ્વતંત્ર થયા વિના સમાધાની થશે નહીં."

એ સાંભળી નેપોલિયન ક્રોધથી બોલ્યો: "ખરૂં કહો, ખરૂં કહો, મારા વિરૂદ્ધ થવાને તમને ઈંગ્રેજોએ શું આપવાનું ઠરાવ્યું છે?"

"જેવી આવે તેવી સરતો કબૂલ કરીને સલાહ કરી નાંખો. આખા યુરોપ ખંડને તમારા ઉપર હથિઆર ઉગામવાને કારણ આપશો

માં. સ્પેન માંહેલા ફ્રેન્ચ લોકોને છેક જ હરાવી નાંખીને વેલિંગ્ટન ફ્રાન્સની સરહદ તરફ આવે છે. જોસેફ નાસતો નાસતો થાકી ગયો છે. આ વખતે હઠ કરશો નહિ;" એવું નેપોલિયનને સઘળા મોટા મોટા વિચારવંત કામદારો અને મિત્રોએ કહ્યું ને પારિસથી ફોકે અને તાલેરંડ મુદ્દામ એને માટે આવ્યા. તેમણે કહ્યું કે, "દેશમાં તમારી વિરૂદ્ધ ઘણા માણસો થયા છે. માટે આ વખતે સલાહ કર્યા વિના રહેશો નહિ. તહનામું ગમે તેવું થશે તો પણ ફ્રાન્સના અગાડીના કોઈ પણ રાજા પાસે નહોતો એટલો મુલક તમારી પાસે રહેશે."

ઘણા ઘણા લોકોએ તેને એમ ઘણુંએક કહ્યું. પણ નેપોલિયને પોતાનો આગ્રહ છોડયો નહિ. તે બોલ્યો, "દશ લડાઈઓમાં પરાજય થાય તો પણ એટલું માઠું ન લાગે એવા પ્રકારનું કૃત્ય મારે મારી જાતે કરવાનું તમે કહો છો. તથાપિ મેં એક લડાઈ જિતી તો બર્લિન અને બ્રેસ્લો શેહેર લઈશ અને પછી મારી આબરૂને લાયકનો તહ હું કરીશ. તમે બધા તમારૂં હિત વિચારો છો. મારે તમારો વિચાર નથી જોઈતો, પણ હું કહું એટલું કરો એટલે થયું."

એવી રીતે મદાંધ થઈને સારી સલાહનો અનાદર કરી સ્વહિતનો પ્રસંગ નેપોલિઅને ગુમાવ્યો તેથી આસ્ટ્રીઆએ રૂશિયા અને પ્રુશિઆ જોડે કોલકરાર કરીને ફ્રાન્સ સામા હથિઆર પકડવાને ઠરાવ્યું.

નેપોલિયને જ્યાં ત્યાં નાકાં બંધ કરીને ખુદ ડ્રેસ્ડન પાસે અઢી લાખ લશ્કર એકઠું કર્યું. પેહેલાંની રીત પ્રમાણે શત્રુની દાણાદાણ કરીને તેમને ગભરાવી નાંખવાનું તેના મનમાં હતું. પણ આ વખતે તેના સઘળા દાવપેચ જાણનારા બે ગૃહસ્થો દુશ્મન તરફ હતા. તેમણે નેપોલિયનની યુક્તિ ઉપર સામી યુક્તિ કરવાથી તેની બધી ધારણા ધુળ મળી. આ બે ગ્રહસ્થ માંહેનો એક બર્નાડોટ્ટ સ્વીડનનો રાજા અને બીજો મોરો. એ મોરો અગાડી ફ્રાન્સ દેશના લશ્કરની ચાકરીમાં હતો. પણ તેની ચાલ નેપોલિયનની વિરૂદ્ધ હોવાથી તેના ઉપર આરોપો મૂકીને હદપાર કર્યો હતો તેથી અમેરિકામાં હતો ત્યાંથી રૂશિયાના બાદશાહે તેને પોતાની ફોજમાં ચાકરી કરવા સારૂ બોલાવી મંગાવ્યો તેથી તેને ઘણો ફાયદો

થયો. દુશ્મન સાથે મળીને ફ્રાન્સ દેશ સામાં હથિઆર પકડવાથી કેટલાએક ગ્રંથકારો તેની નિંદા કરે છે. પ્રુશિયન લોકોનો સેનાપતિ બ્લૂચર નામે હતો. એ પણ મોટો શૂરો અને નેપોલિયનનો હાડ વેરી હતો તેને મુખ્ય અધિકાર આપવાથી પ્રુશિયન લોકો ઘણા રાજી થયા હતા.

એ ત્રણ ગૃહસ્થોએ એવો મનસુબો કર્યો કે, જે લશ્કર ઉપર ફ્રેન્ચ લોકો પેહેલો હુમલો કરે તેણે સામા ન થતાં નાસવા માંડવું, એટલે ફ્રેન્ચો સહિત નેપોલિયન પણ તેની પૂંઠ પકડશે. એમ ઘણે આઘે સુધી ગયા પછી બીજા લશ્કરે ડ્રેસ્ડન ઉપર હુમલો કરીને તે માંહેનો લડાઇનો સામાન સ્વાધીન કરીને પછી તેમના લશ્કરના બીજા ભાગની વચ્ચે આપણે ભરાવું. એવી રીતે વિચાર કરીને પેહેલવેહેલી બ્લુચરે લડાઇની શરૂઆત કરી. નેપોલિયન તેમની યુકિત સમજ્યો નહીં અને દુસ્મને ધાર્યું હતું તે જ પ્રમાણે ડ્રેસ્ડન છોડીને તેની પાછળ ગયો અને બ્લુચર તેને ઘણે આઘે સુધી લઈ ગયો ત્યારે બીજા લશ્કરે ડ્રેસ્ડન ઉપર હુમલો કર્યો. એ સાંભળતાં જ બ્લુચરનો કેડો છોડીને દુશ્મનનો હુમલો આવે તે પેહેલાં લડાઇની શરૂઆતમાં જ તે ત્યાં આવી પહોંચ્યો. તેથી ફ્રેન્ચોને એવી હિંમત આવી કે તેમણે મોટું પરાક્રમ કરી દુશ્મનને છેક જ હરાવી નાંખ્યા. એ ભારે લડાઈ થઈ હતી તેમાં દરેક બાજુનાં આઠ આઠ હજાર માણસો માર્યાં ગયાં. એ વગર ફ્રેન્ચોએ શત્રુનાં વીસ હજાર માણસો કેદ કર્યાં તથા ઘણીએક તોપો છીનાવી લીધી. આ વેળાએ શત્રુ તરફનો સેનાપતિ મોરો મરણ પામ્યો.

ઉપર કહેલી લડાઈ થઈ રહ્યા પછી નેપોલિયન થાકથી માંદો પડયો. તેણે એટલી બધી મેહેનત કરી હતી કે બીજો માણસ તો મરી જ ગયો હોત. ઉપલી લડાઇમાં વિજયશ્રીએ પોતાના મિત્ર નેપોલિયનને મદદ કરી ખરી, પણ પછી તેનાથી આઘી રહેવા લાગી. કેટલુંક લશ્કર શત્રુનો કેડો પકડીને ગયું હતું તે રૂશિઆ અને પ્રુશિઆના લશ્કરના સપાટામાં સપડાઇને નાશ પામ્યું. સેનાપતિ અને આઠ હજાર સિપાઇઓ હથિઆર છોડીને શત્રુને શરણુ થયા. તે વેળાએ ડ્રેસ્ડનમાં નેપોલિયન આજારી હતો તેણે એ ખબર સાંભળી ત્યારે બોલ્યો, ‘ લડાઈનું એમ જ છે, સવારે જય અને સાંજે પરાજય. ’

આણીમેર નેપોલિયન પાછો ગયાની ખબર સાંભળતાં જ બ્લૂચરે ઉલટીને ફ્રેન્ચ ઉપર ધસારો કર્યો તેમાં પંદર હજાર ફ્રેન્ચો મુવા અને સો તોપો છીનાવી લીધી. બીજું એક ફ્રેન્ચ લશ્કરનું ટોળું બર્લીન તરફ જતું હતું તેના ઉપર બર્નાડોટ્રીએ ધસી જઇને દશ હજાર ફ્રેન્ચોને કેદ પકડયા અને પીસ્તાળીસ તોપો છીનાવી લીધી.

કેટલેક દહાડે નેપોલિયન સારો થયા પછી તેણે નવી લડાઇને માટે તૈયારી કરવાને એવો ઉદ્યોગ ચલાવ્યો કે, જેવો શ્રમ તેણે અગાડી કોઈ પણ વાર જાતે કર્યો નહોતો. લડાઈમાં ફ્રેન્ચો એટલા બધા માર્યા ગયા હતા કે નવા લશ્કરમાં જે આવ્યા તે લશ્કરના કરતાં નિશાળને વધારે લાયક હતા. બધી તૈયારીઓ થઈ રહ્યા પછી તેણે એ લશ્કર જોયું તે વારે સઘળા સિપાઇઓએ બાદશાહ આગળ નમ્ર થઇને એવી પ્રતિજ્ઞા લીધી કે, "અમે મરોશું પણ દેશનું અપમાન નહીં જોઇએ."

દુશ્મનોએ પણ એ લશ્કરને હરાવવાને અઢી લાખ સૈન્ય એકઠું કર્યું. એવી રીતે બન્ને બાજુની લશ્કરી તૈયારી થઈ રહ્યા પછી તારીખ ૧૬ મી ઓકટોબર સને ૧૮૧૩ ને રોજ લીપસિક શેહેર આગળ લડાઈ શરૂ થઈ તેમાં દુશ્મને ફ્રેન્ચોને હરાવ્યા. એથી નેપોલિયનનો અહંકાર નરમ પડયો અને સલાહ થાય તો ઠીક એમ ધારવા લાગ્યો.

આસ્તર્લિત્સની લડાઈ વખતે આસ્ટ્રીઅન બાદશાહે જે અમલદારને મોકલ્યો હતો તે આ વખત નેપોલિયન પાસે કેદમાં હતો તેને જ સલાહનું કેહેણ કહેવા તેણે આસ્ટ્રીઅન બાદશાહ પાસે મોકલ્યો. તેની જોડે તેણે એમ કહાવ્યું હતું કે, "પોલાંડ, ઇલિરિયા, હોલાંડ, હાન્સ શેહેર, સ્પેન વગેરે સઘળા પ્રાંતો અને દેશો હું મૂકી દઊં છું ને ઇટાલિ દેશને જો તમે સ્વતંત્ર રાખવા ચાહતા હો તો તેના ઉપરનો મારો હક્ક પણ હું છોડી દઇશ અને મારૂં લશ્કર જર્મનીમાં લઈ જાઊં. મારા તરફની સલાહની વાત નીકળેલી જાણીને બંને બાદશાહોને તેમને વીતેલી પાછલી વાત યાદ આવ્યા વિના નહીં રહે."

નેપોલિયનનો પરાભવ કરવાને એકઠા થએલા રાજાઓએ તો એવી પ્રતિજ્ઞા કરી હતી કે, "હ્રાઇન નદીની પૂર્વ તરફ જ્યાં સુધી ફ્રેન્ચ

લશ્કર છે ત્યાં સુધી તેમની સાથે સલાહની વાત કરવી જ નહિ." લાખો માણસો લઇને શત્રુના સપાટામાંથી નેપોલિઅનનાથી લિપ્સિક શેહેર આગળથી જઈ શકાશે નહિ, એ તેમને પકકું માલમ હતું. તે ઉપરથી તેમણે નેપોલિયનના કેહેણનો જવાબ જ ન મોકલ્યો. તેથી પાછી બીજે દહાડે લડાઈ શરૂ થઈ તેમાં દુશ્મનનું લશ્કર ઘણું હતું તો પણ કેટલીક વાર સુધી નવા શિખાઉ ફ્રેન્ચ સિપાઇઓએ તેમનું કંઈ ચાલવા દીધું નહીં અને નેપોલિયને આ વખતે પોતાની યુદ્ધવિદ્યાની ચતુરાઈ દેખાડી. તથાપિ આખરે તેઓ હાર્યા, તે વખતે દશ હજાર સાકસન લોકો ફ્રેન્ચ લશ્કરમાં હતા તે ફરી જઇને દુશ્મનને મળ્યા. એ લડાઈમાં બંને તરફનાં લશ્કરનો ભારે ઘાણ વળી ગયો.

આખરે નિરૂપાય થઇને લિપ્સિક આગળથી નેપોલિયને મધ્યરાત્રીએ નાસવા માંડ્યું. તે વખતે ફ્રેન્ચોના ઘણા માઠા હાલ થયા. ઉપરથી દુશ્મનનો માર જારી હતો છતાં ફ્રેન્ચ અમલદારોએ ઘણું શૂરાતન દેખડાવ્યું; નહીં તો તે જાતે પણ આ સંકટમાંથી પાર પડ્યો નહોત. એક નાના પૂલ ઉપરથી ફ્રેન્ચો જતા હતા. પણ દુશ્મનો પાસે આવે તો પૂલ ઉડાવી નાંખવાનું જે અમલદારને કહેલું હતું તેણે એવો વખત આવ્યો જોઇને પૂલ ઉડાવી દીધો. એટલે પછી ખરાબીનું શું પૂછવું? હજારો ઘોડા અને માણસો નદીમાં પડયાં. આ આફત પણ વેરસિના નદીના જેવી જ હતી. માર્શલ મેકડોનલ્ડ નામે એક શૂરો સેનાપતિ નદીમાંથી તરીને નીકળી આવ્યો. પચીશ હજાર માણસો શત્રુને સ્વાધિન થયાં, આ વિગ્રહમાં નેપોલિયનનાં પચાસ હજાર માણસો એકંદર મુવાં હતાં.

સાકસની પ્રાંતમાંથી જતાં પણ ફ્રેન્ચોની ભુંડી દશા થઈ. રૂશિયનોની પેઠે તે પ્રાંતના લોકો પણ ફ્રેન્ચોને કંઈ ચીજ આપતા નહોતા. દુશ્મને પૂંઠ પકડેલી જ હતી. નેપોલિયન સાથે હોય ત્યારે જ માત્ર કંઈ બંદોબસ્ત રહે, નહીં તો સિપાઇઓ મરજીમાં આવે ત્યાં ભટકે અને પ્રજાને પીડા દે. રોજ ને રોજ કંઈ ને કંઈ નવી ખરાબીની ખબર આવતી જ હતી. તો પણ ધીર પુરૂષને લાયકનું વર્ત્તન કરીને નેપોલિયને પોતાનું મન સ્વસ્થ રાખ્યું હતું.

એર્ફર્તમાં લડાઇનો સામાન પુષ્કળ હતો, માટે ત્યાં નેપોલીઅન કેટલાએક દહાડા રહેવાનો હતો, પણ દુશ્મનો પાસે આવેલા સાંભળીને તેણે અગાડી ચાલવા માંડયું. વળી રસ્તામાં એક ઠેકાણે આસ્ટ્રીઅનો મળ્યા અને લડાઈ થઈ તેમાં ફ્રેન્ચોએ આસ્ટ્રીઅનોને હરાવ્યા. પણ એમાં એનાં ૬ હજાર માણસો માર્યાં ગયાં અને દુશ્મનનાં દશ હજાર મુવાં અને ચાર હજાર કેદ પકડાયાં. આખરે બાકી રહેલું લશ્કર મેટ્રઝ શેહેરમાં રાખીને નેપોલિયન એકલો આગળ ચાલ્યો ને તા૦ ૯ મી નવેમ્બરે પારિસ આવી પહોંચ્યો. અને આણીમેર દુશ્મનોનાં માણસો પણ હ્રાઈન નદી પાસે આવી પહોંચ્યાં.

લિપસિકની લડાઈ પછી એના વૈભવ રૂપી કમળની પાંખડીઓ સપાટાબંધ ખરવા લાગી. જર્મનીનાં સઘળાં સંસ્થાનો, વેસ્ટફાલિયા, ડેન્માર્ક, હોલાંડ વગેરે સર્વ દેશો દુશ્મન સાથે મળી ગયા ને ફ્રેન્ચ લોકોને પણ લડાઇનો અને નેપોલિયનના નામનો કંટાળો આવ્યો. મુરાત પોતાના સાથીઓ જોડે રીસાઇને પોતાના રાજ્યમાં ગયો હતો, પણ ફરીથી ડ્રેસ્ડનમાં નેપોલિયન ગયો ત્યારથી તેને મદદ કરવા આવ્યો હતો; પણ લિપસિકની હાર પછી તે પાછો ગયો હતો. તેને નેપોલિયને જ આટલે વૈભવે ચઢાવ્યો હતો પણ તેણે આસ્ટ્રીઅન બાદશાહને કહાવી મોકલ્યું કે "નેપલ્સનું રાજ્ય મારી પાસે રેહેવા દ્યો તો હું તમને મળું." પેલી મેર સ્પેન દેશમાંથી તમામ ફ્રેન્ચોને હાંકી કહાડીને વેલિંગ્ટન ફ્રાન્સની સરહદ ઉપર આવી પહોંચ્યો. તેને લીધે નેપોલિઅનને રૂશિયન, પ્રુશિયન, આસ્ટ્રીઅન અને ઇંગ્રેજ ઇત્યાદિ ઘણા ખરા યુરોપખંડના દેશો સાથે એકદમ યુદ્ધ કરવાનો પ્રસંગ આવ્યો.

બહારથી એવી આફત આવી હતી તેની સાથે તેને દેશમાંથી મદદ મળતી પણ બંધ પડી. અસલના રાજવંશને પાછો ગાદી ઉપર આણવાનું ચહાનાર અને પ્રજાસત્તાક રાજ્યને ચહાનાર એવા બે પક્ષો ફ્રાન્સમાં હતા. તેમને પોતાનું કામ સાધી લેવાનો વખત આવ્યો એવું લાગવાથી તેઓ નેપોલિઅનનો નાશ કરવા તૈયાર થયા. વળી નેપોલિયન પોતાનો

દુરાગ્રહ છોડતો નથી એવું જોઇને તેના દોસ્તો પણ દુશ્મનને મળ્યા. અને નેપોલિયનની વિરૂદ્ધ થયલા સઘળા રાજાઓએ ફ્રાંકફોર્ટથી જાહેર-નામું બહાર પાડી લોકોને જણાવ્યું કે,

"ફ્રાન્સ દેશે બળવાન રહેવું એવી અમારી ઇચ્છા છે. બોર્બોન રાજા પાસેથી આવેલા મુલક કરતાં વધારે મુલક આપવાને અમે તૈયાર છીએ. નેપોલિયને બીજા દેશો ઉપર જે આધિપત્ય સ્વીકાર્યું છે તેનો નાશ કરવાને માટે જ અમે ફ્રાન્સ ઉપર સ્વારી કરી છે, તમારા દેશની રાજ્યવ્યવસ્થામાં અમારે હાથ ઘાલવાની મરજી નથી. એ તમારો હકક છે, તેની વ્યવસ્થા તમારી મરજીમાં આવે તે કરો. યુરોપખંડને ફ્રાન્સ દેશ સાથે દુશ્મનાઈ નથી. નેપોલિયન સાથે છે. અને તે પણ તેની જાત સાથે નથી પરંતુ તેણે પકડેલી રીત સાથે છે." નેપોલિયનને પણ તેમણે એ જ બાબત જણાવી હતી.

નેપોલિયને સલાહની કેહેણકહાવણ કરવા માંડી તો પણ બીજી મેર લશ્કરની તૈયારી ચાલતી જ હતી. લશ્કરમાં નવાં નવાં માણસો ભરવા અને તેના ખરચ સારૂ નવા કરો બેસાડવા તેણે ઘણી મેહેનત કરી. જાહેરનામાં કરીને સ્વદેશનું રક્ષણ કરવા સારૂ કમર બાંધવાને લોકોને કહ્યું. વર્તમાનપત્રોએ પણ લોકોને ઉત્તેજન આપવા જેવું ઘણું લખ્યું, તથાપિ આ વખતે તેના નામનું અને તેના શબ્દનું મોહકપણું લોકો-માંથી નાશ પામ્યું હતું. લશ્કરનાં માણસો સુદ્ધાં તેને છોડીને રાજ્યપક્ષને મળવા લાગ્યાં. લોકોના મુખ્ત્યારોની સભાને નેપોલિયને આજ સુધી કોરાણે બેસાડી હતી, તેણે પણ હિમ્મત પકડીને સલાહ કરવા બાબત પોતાનો અભિપ્રાય જાહેર કર્યો.

આવી અવસ્થિતિ આવતાં નેપોલિયન એ સભામાં ગુસ્સે થઇને બોલ્યો કે "તમને ઘણું શરમ જેવું છે. વેલિંગ્ટન દક્ષિણ તરફ આવ્યો છે. રૂશિયનો ઉત્તર તરફથી મુલક દબાવતા ચાલ્યા આવે છે. અને પ્રુશિયન અને આસ્ટ્રીઅન પૂર્વ તરફથી આવે છે. એટલું છતાં તમે તે બધાને હાંકી કહાડવાને તૈયાર થતા નથી, એ મોટી નામોશીની વાત છે. મારા સઘળા દોસ્તો મને છોડી ગયા. મ્યુનિચ શેહેર બાળી નાંખ્યા વિના

તહનામું કેવું ? મને ત્રણ લાખ માણસો આપો એટલે હાલ છે તે સુધ્ધાં મારી પાસે દશ લાખ સિપાઇઓ થશે. પણ આ વખત મારે મોટી ઉમરના માણસો જોઇએ. આ છોકરા અમથા જ રસ્તામાં ગરબડ કરે છે. તમે શું હોલાંડ છોડી દેવાનું કહો છો ? સભાસદો ! આ વખત જોસ્સો આવવો જોઇએ. બધાએ જ તૈયાર થવું જોઇએ. તમે કુટુંબના અને દેશના આગેવાન છો. તમારે તો બધાને દાખલો આપવો જોઇએ, જ્યાં ત્યાં લડાઈ, લડાઈ એવી બૂમો પડવી જોઇએ તેને ઠામે તહ, તહ એવી બૂમો પડી રહી છે. મારૂં અપમાન થશે તો પણ હરકત નથી. પણ કોલકરાર થશે એટલે પાર પડયા એવું તમને લાગે છે. હું એ જ આખો દેશ છું. સિંહાસન એટલે શું ? એક સોનાથી મઢીને ઉપર કીનખાબ પાથરેલો લાકડાનો કટકો એટલું કે ? હું એ જ આખો દેશ છું, હું જ સર્વ પ્રજાનો મુખ્ત્યાર છું. મેં ખોટી વાત કરી હોય તો તમે મારી નિંદા ચાર માણસમાં ન કરશો, લોકો ગંધાતાં લૂગડાં એક બાજુએ ધુવે છે. મારે ફ્રાન્સની ગરજ છે તેના કરતાં ફ્રાન્સને મારી વધારે જરૂર છે.”

આવી રીતે નેપોલિયન ક્રોધે ભરાઇને બોલ્યો તો પણ આ વખતે શું કરવું, એ બાબત સભાસદોએ એક દસ્તાવેજ તૈયાર કર્યો. તે જોઇને તો તેને ઘણો જ ક્રોધ ચઢયો ને બોલ્યો:–“ આ સભા માંહેના લોકો રાજદ્રોહી છે. મને મદદ કરવાનું મૂકીને ઉલટા મને અટકાવ કરે છે. આપણે જોર કર્યું કે દુશ્મનો ગભરાશે જ. પણ આ તો ઉલટા શત્રુને તેડાં મોકલે છે. આપણે આ વેળાએ છાતી આગળ કરવી જોઇએ, પણ આ તો પૂંઠ દેખાડે છે. હું એમનો દસ્તાવેજ પ્રસિદ્ધ થવા દઇશ નહીં. એમણે પોતાની ફરજ બજાવી નથી પણ હું બજાવીશ. હું સભા વિખેરી નાંખું છું.” એમ કહીને તેણે ‘ સભા હાલ બંધ છે ’ એવો હુકમ કર્યો.

એક વખત વિપત્તિ પડવા માંડી એટલે ચારે બાજુએથી સામટી આવે છે. એક કુટુંબના બંદોબસ્ત જેવો નેપોલિનના રાજ્યનો સરળ બંદોબસ્ત હતો. પણ સમય આવતાં તે તૂટી જઇને તમામ ખાતામાં ગેરબંદોબસ્ત થઈ ગયો. સિપાઇઓ લશ્કર છોડીને નાશી જવા લાગ્યા, તેમને સજા

થતી તો પણ બીજા સિપાઇઓ નાશી જતા બંધ પડયા નહીં. કેટલાએક લોકો પૈસા લઇને બાદશાહના રાસડા ગાઈ સંભળાવતા હતા. તેમને પણ હવે લોકો હુરીઓ હુરીઓ કરવા લાગ્યા. સરકારનો જાપ્તો ન ગણકારતાં લોકો રાજ્યવ્યવસ્થા બાબત વાદવિવાદ કરવા લાગ્યા, ને કેહેવા લાગ્યા કે, હવે દોરી ઘણી તણાઈ માટે ઝટ તૂટી જશે. એવું સાંભળી એક ગૃહસ્થ ત્યાં હતો તે બોલ્યો. "સમાપ્તિનો આરંભ થયો."

હવે નેપોલિયને નિરૂપાય થઇને પોપ અને સ્પેનના રાજાનું રાજ્ય પાછું આપ્યું. એમ કીધાથી સ્પાનિયાર્ડો ઇંગ્રેજોને પોતાના દેશમાંથી કાઢી મૂકશે એમ તે ધારતો હતો તેમાં પણ નિષ્ફળ થયો. આ વખતે ફ્રેન્ચ વર્તમાનપત્રો એવાં પરાધીન થઈ ગયાં હતાં કે બાદશાહ વિરૂદ્ધ એક પણ વાત તેમાં આવતી નહીં. તેને લીધે ફ્રાન્સ દેશ ઉપર દુશ્મનો ચાલ્યા આવતા હતા તેની સાધારણ લોકોને તો જરાએ ખબર નહોતી. વળી બાદશાહના શૂરાતનનો પ્રતાપ લોકોના મન ઉપર એવો તો સજ્જડ પડયો હતો કે, ફ્રાન્સ તરફ દુશ્મન મોંઢું કરે એવી વાત તેમને અસંભવિત લાગતી હતી.

ઈ. સ. ૧૮૧૩ ના ડીસેંબર મહિનામાં દુશ્મનોએ ફ્રાન્સમાં દાખલ થવાની શરૂઆત કરી. તેની ખબર ચારેમેર ફેલાઈ તે વારે ઘણે દૂર દૂરથી લોકો ડરીને પોતાની માલમિલ્કત અને છૈયાંછોકરાં લઇને પારિસમાં આવવા લાગ્યાં અને અગાડી ફ્રેન્ચોએ જેમ પરમુલકમાં પ્રજાને પીડી હતી, તેમ દુશ્મનના લશ્કરના સિપાઇઓ ફ્રેન્ચ પ્રજાને મારફાડ કરવા લાગ્યા. અને રસ્તામાંના ફ્રેન્ચ લશ્કરને હરાવીને શત્રુ અગાડી આવવા લાગ્યા. એટલે પારિસ ઉપર ઘેરો પડશે એમ ધારીને પારિસવાસીઓ ખોરાકીનો સંગ્રહ કરવા મંડયા પણ સ્વદેશાભિમાન પકડીને કોઈ દુશ્મનોને હઠાવવા તૈયાર થયું નહિ. માત્ર થોડી વાર કેટલી પ્રજાએ દુશ્મનને લગાર અટકાવ કર્યો. બાકી સર્વ લોકો નિરાંતે બેશી રહ્યા. અને શત્રુના સેનાપતિએ ઠામઠામ એવાં જાહેરનામાં માર્યાં કે, અમે ફ્રાન્સ દેશના મિત્ર થઇને આવીએ છીએ, દુશ્મન થઇને આવતા નથી, એમ છતાં જે કોઈ અમને અટકાવ કરશે તેને તેનું ફળ ભોગવવું પડશે. પછી તેનો દોષ અમારે માથે નથી.

એટલી બીના બની ત્યારે 'ફ્રાન્સ ઉપર દુશ્મનો આવ્યા માટે હું તેમની સાથે લડવા જઈશ,' એવું નેપોલિયને પ્રસિદ્ધ કર્યું. તે વેળાએ કાર્નોટ વગેરે જાણીતા પુરૂષો જેને નેપોલિયને પેહેલા કહાડી મૂકયા હતા તે પોતાના મનમાં દ્વેષભાવ ન રાખતાં સ્વદેશનું કામ સમજીને તેને મદદ કરવા આવ્યા અને નેપોલિયને પણ અગાડીનું કંઈ ન સંભારતાં તે બધાને મોટા મોટા અધિકાર આપ્યા.

પછી તારીખ ૧૨ મી જાનેવારી સને ૧૮૧૪ ને દિવસે તેણે પોતાના અમલદારોને પોતાના મેહેલમાં બોલાવ્યા. સઘળાઓ બેઠા પછી પોતે આવીને વચ્ચે બેઠો. પછી તરત છોકરા સહિત રાણી આવી ત્યારે નેપોલિયન બોલ્યોઃ—

"સરદારો! ફ્રાન્સ દેશ ઉપર શત્રુએ સ્વારી કરી. હું સેનાપતિત્વ સ્વીકારવાને ફોજ પાસે જાઊં છું. ઇશ્વિરની મદદ અને લસ્કરના બળથી હું તેમને ઝટ હદ પાર કરીશ એવી આશા છે. (પછી એક હાથે રાણીને અને બીજે હાથે છોકરાને પકડીને તે બોલ્યો) તથાપિ એક કદાચિત શત્રુ રાજધાની પાસે આવી પહોંચ્યા તો રાણી અને રોમના રાજાને (એટલું બોલતાં તેને ડુમો ભરાઈ આવ્યો ને બોલ્યો) મારી સ્ત્રી અને છોકરાને તમને સોપું છું."

એ સાંભળતાં જ બીજાને તો શું પણ તેમાં જે તેનાથી ખરેખર વિરૂદ્ધ હતા તેમની આંખોમાં પણ આંસુ આવ્યાં. પોતાની સ્ત્રી અને છોકરા ઉપર તેની ઘણી જ માયા હતી. તેણે આ વખતે અહંકાર, અકડાઈ, મહત્વાકાંક્ષા વગેરે સર્વ ઉદ્ધતાઇને એક બાજુએ ખસેડીને મન વિવ્હળ કરી નાંખ્યું.

પેહેલાં પ્રમાણે રાણીના નામનો રાજ્યકારભાર ચલાવવાનું ઠરાવીને તથા પારિસ પાસે શત્રુ આવે તો બચાવનો સારો બંદોબસ્ત કરીને તારીખ ૧૫ મી જાનેવારી સને ૧૮૧૪ને દિવસે તે પારિસથી નીકળ્યો. નીકળતી વખતે તેનો ચેહેરો ઉદાસ દેખાતો હતો પણ રણક્ષેત્રમાં જતાં જ શરીરમાં શુરાતન આવીને તેનો ચેહેરો હિંમતવાન દેખાવા લાગ્યો. જ્યાં નેપોલિયન નાનપણમાં વિદ્યાભ્યાસ કરતો હતો તે બ્રિની શેહેર આગળ એની અને

શત્રુની પેહેલી ઝપાઝપી થઈ. ત્યાં દુશ્મન તરફનો એક માણસ નેપોલિયનની પીઠમાં ભાલો મારતો હતો એટલામાં જ નેપોલિયનના એક અમલદારે ગોળી વડે તેને ઠાર કર્યો. બ્રિની શેહેર દુસ્મનોએ બાળી નાંખ્યું.

બ્રિનીની ઝપાઝપી પછી ફરીથી એક વાર તહનામું કરવાને કબૂલ થઇને પોતાનું રક્ષણ કરવાની આવેલી વખત તેણે ગુમાવી. સલાહની શરતો ઠરાવવાને એક અમલદાર ગયો હતો તેને નેપોલિયને એમ કહ્યું હતું કે, બોલવાની વાત લંબાણ ચલાવીને દુસ્મનોને પારિસ તરફ ઝટ જઈ ન શકે એમ કરવું. પણ તેમ બની શક્યું નહિં. ત્યારે તે અમલદારે એવું જણાવ્યું કે, શી શી શરતો તમારે જોઇએ છીએ તે એકદમ જણાવો, નહિ તો પછી શત્રુ સાંભળશે નહિ. આ વખતે પણ બને તેવા કરારો કરવા સારૂ સઘળા અમલદારોએ અરજ કરી. તે વાત પેહેલી તો એના મનમાં પણ ઉતરી પણ પછી અભિમાને જોર કરીને વિચારશકિતને હઠાવવાથી સલાહની વાત કોરાણે મૂકી અને દુસ્મનના લસ્કર ઉપર હુમલો કર્યો. આર્ન નદીના કાંઠા ઉપર ચાર પાંચ દિવસ સુધી મોટી મોટી લડાઇઓ થઈ તેમાં બે ત્રણ ઠેકાણે નેપોલિયને શત્રુને તદ્દન હરાવી નાંખ્યા. તેમના ઘણા સિપાઇઓ મુવા અને કેદ કરેલા સાત હજાર પ્રુશિયન સિપાઇઓ, તોપો તથા નિશાનો વગેરે જયની નિશાનીઓ પારિસ મોકલી દીધી. એથી લોકોને લાગ્યું કે વિજયશ્રીએ પોતાના વાહાલાને હજી છોડયો નથી. આ જિતથી ફ્રેન્ચ લસ્કરને તથા નેપોલિયનને નવો દમ આવ્યો.

આણીમેર નેપોલિયન પોતાનું લસ્કર લઇને પ્રુશિયન લસ્કર ઉપર ગયો છે એમ જાણતાં જ આસ્ટ્રિઅન અને રૂશિયન લોકોએ પારિસ ભણી ચાલવા માંડયું. પ્રુશિયન લોકોની હારની તાજી ખબર ઉપર તરત પારિસની છેક નજદીક ફૌન્ટેબલોં પાસે રૂશિયનો આવ્યાની ખબર સાંભળીતાં જ શેહેરી લોકો ગભરાઈ ગયા.

પેલી મેર દુસ્મનો બીજે રસ્તે પારિસ ઉપર જાય છે, એવું જાણતાં જ પ્રશિયન લોકોની સામાના લસ્કરનો અધિકાર બીજાને આપીને પોતે આસ્ટ્રીઅન લોકો સાથે લડવાને જનારા લસ્કરને મળવા સારૂ તેણી મેર

ગયો અને નેપોલિયન આવ્યાથી સિપાઇઓને એવું તો શૂર ચઢયું કે તેમણે મોટું પરાક્રમ કરીને દુશ્મનને પાછા હઠાવ્યા. તેમાં આસ્ટ્રીઅન લોકોને ઘણું નુકસાન થયું તો પણ તે માન્તેરો નામે જગાએ બંદોબસ્તથી રહ્યા. ફ્રેન્ચ સેનાપતિ વિકટરે તેમની પુંઠ પકડી હતી. પણ તેનાથી દુશ્મનને નસાડી શકાયા નહિ. તેથી નેપોલિયન તેના ઉપર ઘણો ગુસ્સે થયો અને તેનો તુચ્છકાર કરીને તેની જગા ઉપરથી બરતરફ કર્યો. તે વારે શૂરા સરદારની આંખોમાંથી આંસુની ધાર ચાલી. તે જ દિવસે સવારે લડાઈમાં તેનો જમાઈ મુવો હતો. તો પણ તેણે નેપોલિયનને કહ્યું, "મારે અધિકાર નહિ તો રહ્યો, પણ હું બીજા સિપાઈ માફક લશ્કરમાં રહું છું." તેની એવી સ્વામિભકિત જોઇને નેપોલિયનને પણ આપણે ખોટું કર્યું એમ લાગ્યું, તેથી ફરીને તેનો હાથ પકડીને બોલ્યોઃ—"તમારો અધિકાર હું બીજાને આપી ચૂકયો માટે ઉપાય નથી પણ આ હું તમને બીજી ટોળીનો અધિકાર આપું છું."

વળી બીજે દહાડે સખ્ત લડાઈ ચાલી. એ લડાઈમાં તે જાતે બીજા સિપાઈની પેઠે લડવા લાગ્યો ત્યારે પેહેલાં પ્રમાણે જ લોકો તમે આવા જોખમમાં ન આવો એમ વિનતી કરવા લાગ્યા. તે સાંભળી પોતે પાછો ન જતાં લગારેક હશીને બોલ્યો; " છોકરાઓ ! મને મારી નાંખનારી ગોળી હજી છૂટી નથી" એમ કહી મોટું શૂરાતન કરીને શત્રુને ઘણે આઘે સુધી હઠાવી મૂકયા. એ અરસામાં તેણે પોતાને મળવા સારૂ આસ્ટ્રીઆના બાદશાહને પત્ર લખ્યો હતો, પણ તેણે એક જ ચોખ્ખો જવાબ દીધો કે, "તે વાત તો બનવાની જ નથી. તથાપિ આ વખતે નુકશાન ખમીને પણ કોલકરાર કરી લ્યો, અને સર્વ નાશ થવાનો વખત ચૂકાવો. તમે એમ કરશો તો અમે બોર્બોન વંશની તરફેણ કરીશું નહિં."

આણી મેર પારિસમાં મુખ્યારોની સભા ભરાઈ અને સર્વાનુમતે નેપોલિયનને એવું લખી જણાવ્યું કે, "શત્રુ ચારે તરફથી રાજધાની ઉપર આવે છે." માટે થાય તેવા જલદી કરાર કરવા. તેની પાસે અમલદારો હતા તે પણ સલાહ કરવાનો આગ્રહ કરવા લાગ્યા, એટલું છતાં નવી ફતેહ થવાથી આવેલું અભિમાન તેના મનમાંથી નિકળ્યું નહિ તેથ બોલ્યોઃ— "પ્રજાસત્તાક રાજ્યની વખતે ફ્રાન્સ દેશના તાબાનો મુલક હું

સાચવીશ, એવી મેં રાજ્યભિષેક વખતે પ્રતિજ્ઞા જે લીધેલી છે, તે ભાગ્યા વિના મારાથી કોલકરાર થઈ શકતા નથી. મારો નાશ થવાનો હશે તો તે પોતાની મેળે થવા દ્યો હું જાતે તેમ કરવાનો નથી."

આવી મહત્વાકાંક્ષાથી સર્વને એ અળખામણો થઈ પડયો હતો, પણ એણે જે પ્રતિજ્ઞા લીધી હતી તે પાળવાનો એનો આ આગ્રહ શૂરાઓને શોભા આપનારો છે. કદાચિત યુરોપી રાજકારસ્થાનીઓ એની એ ભૂલ ગણશે, પણ પ્રતિજ્ઞાપાલક રજપૂતો તો તેના ભણી પૂજ્યભાવથી જોશે જ.

એમ કોલકરારની નિરાશા થઈ ત્યારે હવેથી સલાહની વાત કરવી જ નહિ એવો ઠરાવ કરીને દુશ્મનોએ લડાઇઓ શરૂ કરી. એ બધી લડાઇઓનું વર્ણન કરવા માંડીએ તો વિસ્તાર થઇને ફરી ફરીને એકની એક મારકુટની વાતો આવવાથી વાંચનાર કંટાળી જશે, માટે તે છોડી દઇએ છીએ. એ લડાઇઓ ઘણી ભયંકર હતી. લિઓન, રીમ્સ વગેરે કેટલેક ઠેકાણે મોટાં મોટાં યુદ્ધો થયાં તેમાં બંને તરફનાં ઘણાં માણસો માર્યાં ગયાં.

આ સહુ, યુદ્ધો સંબંધમાં એક વિદ્વાન ગ્રંથકાર કહે છે કે, "આ વખતની તેની આક્રમણશકિત, એક શત્રુ પાસેથી બીજા પાસે હોંશિઆરીથી જવું, દુશ્મનનું ઘણું લશ્કર છતાં તેમના ઉપર નિર્ભય-પણે હલ્લો કરવો અને દુશ્મનોથી સમજાય નહી એવી નવી નવી તદબીરો કરતો જોઇને તેના યુદ્ધપાંડિત્યનાં વખાણ કોણ નહી કરે ?"

નેપોલિયન લડાઈના કામમાં એટલો ગુંથાયો હતો તો પણ પોતાના રાજ્યનો બંદોબસ્ત રાખતો હતો. મતલબ કે આ વખતે પણ તેના શરીર અને મનની દ્રઢતા તલ માત્ર પણ ઘટી નહોતી. આ વખતે પણ તેનું નામ સાંભળીતાં જ કોઈ કોઈ વાર દુશ્મનો ગભરાઈ જતા હતા.

ઉપર કહ્યા પ્રમાણે પોતાથી થઈ તેટલી મેહેનત નેપોલિયને કરી. પણ પડતીનો વખત આવવાથી સઘળી મેહેનત ફોકટ ગઈ. દુશ્મનો ચારે મેર ફરી વળવા લાગ્યા ત્યારે આણી મેર જાઉં કે પેલી મેર એમ તેને ઘડભાંગ થવા લાગી. વળી તે ધારતો હતો કે આપણા દેશના લોકો

દુશ્મન સામા હથિઆર લઇને ઉઠશે. તથાપિ દેશની ખરાબી કરતાં દુશ્મનનાં લશ્કરો આમ તેમ જતાં, ગામ અને શેહેરો બાળી નાંખતાં, રૂશિયન અને પ્રુશિયન સિપાઇઓ પોતાના દેશનું વેર વાળવા સારૂ લોકોને મારફાડ કરતા, ઈત્યાદિ વાતોથી કંટાળીને લોકો નિર્માલ્ય થઈ ગયાં કેટલાએક ફળદ્રુપ દેશોને દુશ્મનોએ એવા તો ઉજ્જડ કરી મૂકયા કે ત્યાં વરૂઓ ફરવા લાગ્યાં. એમાંથી જે ફાવ્યા તે નાશી છૂટયા. બાકીના ત્યાં રહ્યા. તેમનાં ઘરોમાં શત્રુઓએ વાસ પૂર્યો. આ બિચારાઓને બે ત્રણ મહિના સુધી ખોરાકીના વાખા પડ્યા, તેમનાં ગામોની પાસેની નદીઓમાં દેશી ભાઇઓનાં મુડદાં ઘસડાવા લાગ્યાં, એવી સ્થિતિમાં બાદશાહને માટે કોણ પોતાના જીવ ઉપર ઉદાર થાય?

બહારના પ્રદેશની એવી દુર્દશા છતાં શેહેરોમાં પણ નેપોલિયન ઉપરની પ્રીતિ લોકોના મનમાં સપાટાબંધ ઉતરવા લાગી. ફ્રેન્ચ લોકો જિત્યા છે એવી બાબતો વર્તમાનપત્રોમાં આવતી હતી પણ તે શા કામની? બહાર ગામથી બીહીને નાશી આવેલાઓની ભીડ શેહેરમાં થવા લાગી. સઘળી મોટી મોટી ઈમારતો જખમી થયેલા સિપાઇઓથી ભરાઈ ગઈ. સીન નદીમાં એટલાં મુડદાં તણાવા લાગ્યાં કે, કોઈ તેના પાણીને પણ અડકી શકતું નહોતું. અને રાજ્યવ્યવસ્થાની તો એવી દુર્દશા થઈ કે, પારિસની ત્રીજોરીમાં દરરોજ કર વગેરેના મળીને ત્રીસ હજાર રૂપિયા જમે થતા હતા તે ઘટીને દોહોડસો જ આવવા લાગ્યા. એ જોઇને કારભારીઓએ નેપોલિયનને જણાવ્યું કે, રાજ્યયંત્રનાં સઘળાં ચક્રો બગડી ગયાં છે.

આખરે તેની દુર્દશા સંપૂર્ણ થવાની હદે આવતાં વેલિંગ્ટન સ્પેન દેશ તરફની બાજુના ફ્રેન્ચ લશ્કરને હરાવીને ફ્રાન્સમાં પેઠો. તેણીમેરના લોકો તો પેહેલાંથી જ નેપોલિયનની વિરૂદ્ધ હતા તેમણે પોતાના સિપાઇઓના માઠા હાલ કરીને ઇંગ્રેજ સિપાઇઓને ઘણી મદદ કરી. અને તેમની મદદથી બોર્બોન વંશના નામનો ઝુંડો ઉભો કરીને નેપોલિયન સાથે લડવાને તૈયાર થયા. નેપોલિયન પણ લડાઈની તૈયારી કરીને દુશ્મનના મુખ્ય લશ્કર ઉપર ધસ્યો. તેમાં કેટલીક વાર તેણે દુશ્મનનાં ઘણાં માણસ કેદ કર્યાં. એક વાર તો આસ્ટ્રીઅન બાદશાહ પણ ફ્રેન્ચોના

હાથમાં આવ્યા જેવું થયું હતું. પણ નશીબને જોરે તે છૂટી ગયો. અને દુશ્મનોએ નેપોલિયનને ફસાવવાને એવી યુક્તિ કરી કે, તે હતો તેણી મેર એક લશ્કર મૂકીને એ જ મુખ્ય લશ્કર છે એમ જણાવીને તે ન જાણે એવી રીતે બીજી વાટે ઠેઠ પારિસ તરફ બીજું લશ્કર ચલાવ્યું.

પારિસના કિલ્લા ઉપર લડાઈની તૈયારીનો પાકો બંદોબસ્ત કરી રાખવાનું નેપોલિયને કહી રાખ્યું હતું. તથાપિ તેનો ભાઈ જોસેફ ઘણો હોશિઆર નહોતો ને વળી કામ ઘણું હોવાને લીધે તેનાથી બન્યું નહોતું. શેહેર આગળ લશ્કર પણ ઘણું જૂજ હતું. વળી જે સિપાઇઓનું નવું ભરણું થયું હતું તેમાંના ઘણા ખરા શેહેરના શેઠ-શાહુકારો હતા. તેથી તે નેપોલિયનને માટે જીવ ઉપર ઉદાર થઇને લડે એવા પણ નહોતા. ને માજી રાજપક્ષના લોકો તો નેપોલિયન હારે અને બોર્બોન વંશને રાજ્ય મળે એમ ધારતા હતા. તેમાંના કેટલાએક શત્રુના સેનાપતિ પાસે જઇને મદદ માગવા લાગ્યા. તથાપિ તેમને સેનાપતિએ કહ્યું કે, ફ્રાન્સ દેશને કેવું રાજ્ય જોઇએ તેનો વિચાર ફ્રેન્ચ લોકોએ કરવો. તેમના દેશના કારભારમાં હાથ ઘાલવાની અમારી મરજી નથી."

તારીખ ૨૬ મી માર્ચ સને ૧૮૧૪ ને દિવસે પારિસવાસીઓએ આઘેથી દુશ્મનની તોપોના અવાજ સાંભળ્યા. ને ૮ મી તારીખે તેમણે માકસ શેહેર લીધું ત્યારે ત્યાંનાં હજારો માણસો, છોકરાંછૈયાં, ગાયઢોર, લૂગડાંલત્તાં, દાણોદુણી, લાકડાંકુકડાં અને ઘાસચારો વગેરે સઘળા પ્રકારની માલમત્તા લઇને પારિસમાં આવવા લાગ્યા. ત્યારે થોડુંક લશ્કર પારિસમાં રાખીને બીજું દુશ્મન સામા બહાર મોકલ્યું. અને દુશ્મનો છેક પાસે આવેલા સાંભળીને ૧૯ મી તારીખે રાણી છોકરો તથા બીજાં માણસોને લઇને બ્લાઇસમાં ગઈ. તેનું રક્ષણ કરવાને ત્રણસેં સિપાઇઓ સાથે હતા. તેમણે પોતાની સાથે રાજમેહેલમાંથી પંદર ગાડાં ભરીને સોનારૂપાનો સામાન લીધો હતો.

જોસેફે એ વખતે એવું જાહેરનામું માર્યું કે, "પારિસ નગરના લોકો! દુશ્મનનું લશ્કર માકસ શેહેર પાસે આવી પહોંચ્યું છે અને અગાડી આવે છે. પરંતુ વિજયી લશ્કર સાથે લઇને બાદશાહ તેની પૂઠે

ધસ્યો આવે છે. રાણી અને રોમના રાજાના સંરક્ષણની તજવીજ કારભારીઓએ કરી રાખી છે. હું તમારી પાસે છું. માટે આ શેહેર, એમાંની ઇમારતો, સંપત્તિ, અને પોતાના બઈરાં છોકરાં ઇત્યાદિ જે આપણી પ્રિય વસ્તુ છે તેનો બચાવ કરવાને આપણે તૈયાર થવું. આ મોટા શેહેરને થોડી વાર સુધી લશ્કરની છાવણી થવા દ્યો એટલે વિજય મેળવીને પેલા કોટ ઓળંઘવાનું ધારે છે તે તેની પાસે આવ્યા પછી શરમાવું પડશે. વળી બાદશાહ તમારી મદદે આવે છે માટે થોડી વાર હિમ્મત રાખીને તેને મદદ કરી ફ્રાન્સ દેશનું નામ રાખો."

આ જાહેરનામાંથી લોકોનાં મન શત્રુનો પરાભવ કરવાને ઉશ્કેરાશે એવું કેટલાકો ધારતા હતા. પણ તેવું કંઈ બન્યું નહિ. લોકો પેહેલાંના જેવા જ ઉદાસ જણાવા લાગ્યા. અને દુશ્મનો છેક પાસે આવવા લાગ્યા. માણસ અને ઘોડાની લાશોથી સીન નદી ભરાઈ ગઈ. એ દહાડે માત્ર પારિસની નાટકશાળાઓ બંધ રહી. અને તારીખ ૩ જી ની સવારમાં ચારે મેરથી દુશ્મનોએ પારિસની પાસે આવીને પડાવ નાંખ્યો. દુશ્મનો ઘણા હતા તો પણ ફ્રેન્ચોએ પોતાના નામને લાયકનું શૂરાતન બતાવીને કેટલીએક વાર સુધી ટકાવ કર્યો. એ વખતે નિશાળમાં ભણનારા વિદ્યાર્થિઓ સુદ્ધાં યુદ્ધમાં ધુમ્યા. તેથી પારિસના રસ્તા મુડદાં અને જખમી થએલાં માણસોથી ભરાઈ ગયા. સેનાપતિએ વળી વધારે માણસ માગવા સારૂ જોસેફ પાસે માણસ મોકલ્યાં. ત્યારે જોસેફે કહ્યું, "હવે માણસ કયાંથી લાવું? તમારો ઘોડો મજબૂત છે કે?" તેની સેના-પતિએ હા કહી ત્યારે તે અને જોસેફ બંને લડવાનું મૂકીને બ્લાઇસિ ભણી ચાલ્યા ગયા. અને આખરે નિરૂપાય થઇને ફ્રેન્ચો શત્રુને શરણ થયા. ત્યારે તેણે તેમને કહ્યું કે, સઘળી ફોજ પારિસ બહાર જાય તો અમે લડાઈ બંધ કરીએ. એ પ્રમાણે કબૂલ કર્યાં પછી લડાઈ બંધ થઈ.

આણી મેર આપણને દુશ્મનો છેતરીને રાજધાની ઉપર ગયા એવું જાણતાં જ ઘણી ત્વરાએ નેપોલિયન તેણી મેર જવા લાગ્યો. રસ્તા માંહેનો પ્રદેશ ઉજ્જડ થઈ જવાથી લશ્કરને ખાવા પણ મળતું નહોતું. એટલામાં નેપોલિયન ઉપર તેના એક અમલદારનો પત્ર આવ્યો, તેમાં લખ્યું હતું કે, "શત્રુના સિપાઇઓ શેહેરના લુચ્ચા લોકોની મદદથી

પાસે આવ્યા માટે શેહેર શત્રુના હાથમાં ન જવા દેવાનું તમે ધારતા હો તો લેશ માત્ર વિલંબ ન કરતાં અહીં આવવું જોઇએ."

એ કાગળ આવ્યાથી તેણે ઘણી જ ઉતાવળ કરી. કેટલાએક કહેતા હતા કે, હવે દુશ્મનો પારિસ તો સર કર્યા વિના રહેવાના નથી જ; માટે તમારે બીજી મેર જઇને શત્રુને લડાઈ આપી જય મેળવવો અથવા ખરા બહાદુર પ્રમાણે લડાઇમાં મરવું. આપણા જવાથી કંઈ પણ થશે એવું ધારીને તે ધસ્યો ધસ્યો અગાડી ચાલ્યો. તે વખત તેણે એટલી ઉતાવળ કરી કે એક દિવસમાં તેનાં માણસો બાવીસ ગાઉ ચાલ્યાં અને આખરે કેટલી વારે પોતે એકલો જ ગાડીમાં બેશીને અગાડી જવા લાગ્યો ને પછી રપાટ ઉપર રપાટ મૂકાવીને ઘણો જ ઉતાવળો ફ્રૈટંબ્લોમાં આવી પહોંચ્યો.

ત્યાંથી તે જેવો અગાડી ગયો કે તરત જ દુશ્મનો સાથે કરાર થયા પ્રમાણે પારિસથી આવેલું લશ્કર તેને સામું મળ્યું. ત્યારે તેણે સેનાપતિ બેલિઅર્ડને પૂછ્યું:-" આ શું ? લશ્કર લઇને અહીં કેમ આવ્યો ? દુશ્મનો કયાં છે ? મારી સ્ત્રી અને છોકરો કયાં છે ? બીજા સરદારો કયાં છે ?" તે ઉપરથી બેલિઅર્ડે સર્વ હકીગત કહી, ત્યારે નેપોલિયન તેને લઇને અગાડી જવાનો આગ્રહ કરવા લાગ્યો. ત્યારે બેલિયર્ડ બોલ્યો કે, હવે પારિસમાં મુદ્દલે લશ્કર નથી, બાકી રહેલું લશ્કર પછાડી આવે છે. હવે તમારૂં આગળ જવું નકામું છે. એટલું છતાં પણ નેપોલિયન તેને કેહેવા લાગ્યો કે ચાલો મારી સાથે, આપણે રાજધાનીમાં જરૂર જવું જોઇએ. હું આઘો હોઉં છું ત્યારે કંઈ બરાબર થતું નથી. તે હમેશા ભૂલો કરે છે. થોડી વાર તો ધીરજ રાખવી હતી. તમામ પુરજનોએ મથવું હતું. તમે રૂશિયનો જેવા નથી. નહિ તો શેહેરનો બચાવ થયો હોત. જાઓ, જાઓ, સઘળાની જ અક્કલ ગઈ, મૂર્ખ અને બીકણોને કામ આપ્યાથી આમ જ થાય છે.

આમ કહી જનરલ બેલિયર્ડને સાથે તેડીને નેપોલીઅન અધ ગાઉ સુધી આગળ ગયો ત્યારે તેને બીજું લશ્કર મળ્યું. તેના સરદાર કુરિઅલે કહ્યું કે, " તમે અગાડી ગયા તો મોત કે બંધીખાનું એ વગર ત્રીજું કંઈ

તમને મળવાનું નથી." એવું સાંભળતાં જ તેણે અગાડી જવાનું માંડી વાળ્યું અને ત્યાં થોભ્યો અને લાગલું જ મન સ્થિર કરીને આવેલા લશ્કરનો બંદોબસ્ત કર્યો અને કાલેન્કોર્ટને દુસ્મનો કહે એવી શરતો કબૂલ કરીને કરાર કરી પાછા આવવાનું ફરમાવીને પારિસ મોકલ્યો.

પેલી મેર રૂશિયન બાદશાહે શેહેર બાહાર મુકામ કર્યો હતો તેને મળવા સારૂ શેહેરમાંના મોટા મોટા અમલદારો અને શેઠશાહુકારો ગયા અને શેહેરનો બચાવ કરવાને તેની વિનંતી કરી. રૂશિયન ઝારે તેમને લાયક આદરમાન આપીને કહ્યું કે, "ફ્રાન્સ દેશમાં અમારો એક દુસ્મન છે. શેહેરના બીજા કોઈ પણ માણસને અમે દુઃખ દઈશું નહિ."

શેહેરના લોકો પાછા વળ્યા પછી કાલેન્કોર્ટ ઝારને મળવા સારૂ ગયો. પણ ઝારે તેની મુલાકત લીધી નહિ. તેથી તે દલગીર થઈ પાછો વળ્યો. તેના ઉતરેલા ચેહેરા ઉપરથી જ પોતાનું નશીબ ફુટયાનું નેપોલિયને જાણી લીધું. અને શેહેરમાં તાલેરાંડનો મોટો મેહેલ હતો તેમાં અલેકઝાંડર રહેવા જવાનો છે એ સાંભળીને તો તે છેક જ નિરાશ થયો. કારણ તાલેરાંડ બોર્બોન વંશની તરફ થયો હતો.

ફ્રેન્ચ લોકોને કેવું રાજ્ય જોઈએ છીએ, એવું ઝારના પ્રધાને મળવા આવેલા લોકોને પૂછયું ત્યારે તેમણે કહ્યું કે, ત્રણ પ્રકારના લોકો છે. લશ્કરના લોકો નેપોલિયન બાદશાહ હોય તો સારૂ એમ ધારે છે. અને પ્રજાસત્તાક રાજ્ય ચહાનારા તેને પદભ્રષ્ટ કરવાને ચાહે છે. તથાપિ સારો બંદોબસ્ત કરીને લાયક કારભારી નીમીએ તો તેના છોકરાને ગાદીએ બેસાડતાં તે લોકો અડચણ નહીં કરે. અને જુના અમીર ઉમરાવો તો બોર્બોન વંશને ગાદી મળવાનું ઈચ્છે છે.

ઓસ્ટ્રીઅન બાદશાહ પોતાના જમાઈની, અને તે નહિ માને તે પોતાના દોહિત્રની તો તરફેણ કરશે જ એમ ધરાતું હતું. પણ બીજે દિવસે તેના જ સેનાપતિએ જ્યાં ત્યાં જાહેરનામાં માર્યાં કે, "પોતે શેહેરમાં દાખલ થયા પેહેલાં જ બોર્બોન વંશને રાજગાદી ઉપર લાવવાને એકઠા મળેલા રાજાઓએ મનસુબો કર્યો છે અને ફ્રાન્સ દેશમાં સારો

રાજ્યકારભાર થાય એવી તેમની ઇચ્છા છે. આ વખતે દુનિઆની સમાધાની વધારવાનું પારિસવાસીઓના હાથમાં છે, એમ આખો યુરોપખંડ હાથમાં શસ્ત્ર લઇને તમને કહે છે તો સ્વદેશાભિમાન અને ડહાપણ બાબત તેમનો તમારા ઉપર જે વિશ્વાસ છે તે ખરો કરી દેખાડવાની ઉતાવળ કરો.”

ઉપર જણાવેલી ત્રણ વ્યવસ્થા માંહેલી કઈ વ્યવસ્થા કરવી એ બાબત એકઠા થયેલા રાજાઓથી ઘણી વાર સુધી નક્કી થયું નહીં. આજ સુધી વર્તમાનપત્રોને છૂટ નહોતી પણ હવે ભલા વિચારો વર્તમાનપત્રોમાં આવવા લાગ્યા. કેટલાક બોર્બોન વંશને ગાદી મળવા બાબત પ્રતિપાદન કરવા લાગ્યા. કેટલાએકે નેપોલિઅનની તરફેણ કરી. તેમાં અગાડીની રાજ્યની ઉથલપાથલ વેળાએ જે લોકો રાજાને ગરદન મારવામાં આગેવાન હતા તેમણે બોર્બોન વંશનું નામ સાંભળતાં જ ફીતુર મચાવ્યું. પણ તેમનું કંઈ ચાલ્યું નહિ.

બોર્બોન વંશને ગાદી આપવાનો આગ્રહ કરનારાઓને અલેકઝાંડરે કહ્યું કે, બોર્બોન તરફના છીએ એમ દેખાડવાથી જેમના જીવ બચેલા તેવા પાંચ હજાર માણસોએ નેપોલિયનને માટે જીવ આપ્યાને ઘણી વાર થઈ નથી. તે ઉપર એક જણ બોલ્યો: “કેટલાકે નેપોલિયનનાં પણ પુતળાં અને છબીઓને ભાંગી તોડી નાંખ્યાં છે. લોકો પળ વારમાં ગમે તેમ વળે છે. તેનાં કૃત્ય ઉપરથી એકાદી વાત કરવામાં માલ નથી.”

તારીખ ૩૧ મીને દિવસે એકઠા મળેલા રાજાઓ પચાસ હજાર લસ્કર સહિત મોટા ભભકાથી શેહેરમાં દાખલ થયા. જુવાન અને રૂપાળો રૂશિયન ઝાર, પ્રુશિયાનો રાજા અને બીજા રાજા પ્રધાનને જોવા સારૂ નગરવાસીઓની ભીડ ભરાઈ. તેથી સ્વારી ધીમે ધીમે ચાલતી હતી. તે વખતે પોતાને જિતીને શત્રુ આપણા શેહેરમાં દાખલ થાય છે એમ તેમને ન લાગતાં જાણે પોતાનો રાજા પરદેશમાં ફત્તેહ મેળવીને પોતાના શેહેરમાં ઠાઠમાઠથી દાખલ થતો હોય એમ તેમને લાગતું હતું. જ્યાં ત્યાં અલેકઝાંડર બાદશાહનો જય થાઓ, પ્રુશિયાના રાજાનો જય થાઓ, એવી ગર્જનાઓ થવા લાગી. વચ્ચે વચ્ચે કોઈ બોર્બોન રાજાની

જય પણ બોલતી હતી. એવી રીતે જે રાજાઓને થોડા વખતમાં અવર્ણનીય પરાક્રમથી જિતીને ફ્રેન્ચ લોકો ભભકો માર્યો હતો, તે બધા તેમની રાજધાનીમાં પેઠા. એ ઉપરથી કોઈ વાર આ હાથનું કરેલું આ હાથે ભાગવાનું ઉદાહરણ નજરે પડે છે તેમાંનું આ એક છે.

ટોળે થએલા રાજાઓ શેહેરમાં દાખલ થયા પછી પ્રજાસત્તાક રાજ્યના સમયમાં ભરાતી પ્રતિનિધિઓની સભા નેપોલિયને કેટલાક વખતથી બંધ કરી હતી તે પાછી ભરાવા લાગી. તેમાં સર્વાનુમતે નેપોલિયનને પદચ્યુત થએલો ઠરાવ્યામાં આવ્યો. નેપોલિયનના છોકરાને ગાદી આપવાને તેના દુસ્મનો હરકત કરત નહીં, પણ એમ થાય તો ફરીને નેપોલિયનને મોટાઈ મળવાનો સંભવ હતો, માટે ફ્રેન્ચ લોકોએ જ એ વાત કરી નહીં. કાલેન્કોર્ટે નેપોલિયનને કહ્યું કે, કંઈ પણ શરત ન ન કરતાં તમે હું પદચ્યુત થયો એવું લખી મોકલશો તો દુસ્મનો તમારા બંદોબસ્તને સારૂ વિચાર કરશે.

બીજે દિવસે તારીખ ૪ થી એપ્રિલે નેપોલિયને પારિસથી આવેલી તમામ ફોજ એકઠી કરીને ઉભી કરી. અને તેને કહ્યું કે પારિસના લોકોએ વિશ્વાસઘાત કર્યો, ત્યાં એકદમ જવાનો મારો વિચાર છે. એ સાંભળતાં સિપાઇઓએ પારિસ, પારિસ પોકારી મૂક્યું. આ વખતે ત્યાં પચાસ હજાર સિપાઇઓ ટોળે મળ્યા હતા. તેમને લઇને દુસ્મનના માણસો ઘણાં હતાં તો પણ તેમના ઉપર હુમલો કરવા સારૂ પારિસ જવાનો તેનો વિચાર હતો. તથાપિ તેના સરદારોએ કહ્યું કે, પદભ્રષ્ટ ન થતાં વળી લડાઈ કરવાનો તમારો મનસુબો હશે તો અમે તમારી સાથે આવવાના નથી. એથી નિરૂપાય થઈ મન શાંત કરીને હેઠળ લખ્યા પ્રમાણે પ્રસંગને યોગ્ય કરારપત્ર લખી મોકલ્યો.

એ લેખની મતલબ આ પ્રમાણે છેઃ—“ યુરોપખંડમાં સમાધાની થવાને નેપોલિયન જ મુખ્ય અટકાવ રૂપ છે, એવું એકઠા થએલા રાજાઓએ જાહેર કર્યા ઉપરથી, પ્રતિજ્ઞા લીધા પ્રમાણે ફ્રાન્સ દેશના ભલાની ખાતર, હું પદભ્રષ્ટ થવાને, દેશત્યાગ કરવાને અને તેથી વધારે દેહત્યાગ કરવાને પણ તૈયાર છું, પણ મારાં સ્ત્રીછોકરાના હક્ક અને મેં કરેલી રાજ્યવ્યવસ્થા એ બંને ફ્રાન્સના લાભની વિરૂદ્ધ હોય એવું નથી.”

એ લેખ લઈ જનાર ગૃહસ્થે તેને પૂછ્યું કે, "એ તો રાજ્યવ્યવસ્થા બાબત થયું પણ ખુદ આપને માટે શું માગવું ?" તેના જવાબમાં નેપોલિયન બોલ્યો કે, જે સારૂં મળે તે ફ્રાન્સ દેશને માટે માગો. હું મારે માટે કંઈ માગતો નથી."

આ વખતે તેણે પોતાનું મન છેક જ સ્થિર રાખ્યું હતું, તથાપિ નિરાંતે અઢીંગીને થોડી વાર બેઠા પછી એકદમ ઉઠીને જેમ અગાડી વારંવાર મોટી મોટી લડાઈમાં લશ્કરને આફતની વેળાએ મોટો આવેશ આવતો હતો તેમ સ્મિત કરીને બોલ્યો, "મિત્રો ! ચાલો, એક વાર આગળ થાઓ, વળી એક વાર આપણે રણભૂમિ જોઇએ." પણ અગાડીના જેવો તેનો જવાબ મળ્યો નહીં.

નેપોલિયને મોકલેલા દસ્તાવેજમાં તેણે પોતાના વિષે કંઈ જ ન લખેલું જોઇને રૂશિયન ઝારને મોટી નવાઈ લાગી. અને તે બોલ્યોઃ-"હું તેનો મિત્ર છું; તેથી તેની તરફથી હું બોલીશ." એમ કહીને કહ્યું કે, "એની બાદશાહની પદવી કાયમ રાખીને એલ્બા અથવા બીજા એકાદ એટનું રાજ્ય તેને આપવું." તથાપિ બીજા રાજાઓ કહેવા લાગ્યા કે, "પોતાનાં સ્રીછોકરા વિષે કશું ન જણાવતાં માત્ર મારો ફ્રાન્સ દેશની ગાદી ઉપર કોઈ પણ પ્રકારનો હકક નથી, એવું લખી આપ્યા સિવાય તે વિષે અમે કશું બોલવાના નથી."

નેપોલિયને રાજ્યપરિત્યાગ કર્યા બાબતનો કાગળ મોકલ્યા પછી ધીમે ધીમે તેની પાસેના કામદારો એક પછી એક નવા રાજ્યમાં અધિકાર મેળવવા સારૂ તેને છોડીને જવા લાગ્યા. તેમાં તેની મેહેરબાનીવાળો મારમાન્ટ નામે અમલદાર ગયો. ત્યારે તેને ઘણું માઠું લાગ્યું. અને બોલ્યોઃ-'આ કેવો કૃતઘ્ની માણસ છે. હશે પણ મારા પોતાના કરતાં તેની મને ઘણી દયા આવે છે' પારિસમાં નેપોલિયનને છોડીને તેને આવેલો જોઈ એક ગૃહસ્થ બોલ્યો, 'મારમાન્ટ લુચ્ચો માણસ છે." એ સાંભળીને તાલેરાંડ મસ્કરીમાં બોલ્યો, 'તેનું ઘડીઆળ બીજા કરતાં જરા ઉતાવળું ચાલ્યું એટલું જ કે ની ?"

છેવટે નેપોલિયનનો વાહાલો મિત્ર બાર્ડિઅર તેને કહેવા લાગ્યો; "હું જરૂરના કામ વારૂ પારિસ જઈ આવું છું." તેને નેપોલિયને

રજા આપી પણ નીકળતી વેળાએ કહ્યું કે, હવે એ પાછો આવવાનો નથી. વળી મેમલૂક જાતિનો એક ઘણો જ વિશ્વાસુ ચાકર તેની પાસે હતો; તે પણ પૂછ્યા વિના ગયાથી નેપોલિયનને ઘણું જ માઠું લાગ્યું.

રાજ્ય ઉપર મારો હક્ક નથી એવો દસ્તાવેજ લઇને જનાર અમલદાર પાછો આવીને કેહેવા લાગ્યો કે રાણી અને છોકરાનો કશો સંબંધ ન જણાવતાં માત્ર હું પદચ્યુત થયો એવો લેખ તમારે લખી આપવો એવો શત્રુનો ઇરાદો છે. એ સાંભળીને તેનો પિત્તો ઉકળી આવ્યો. શું કરવું તે સુઝે નહિ. એક વાર તેને લાગ્યું કે સ્પેન દેશ તરફ લસ્કર છે તેને મળીને ફરીથી લડાઈ કરી જોવી. વળી બીજી વાર ધાર્યું કે આપણે માટે ફ્રેન્ચો ઉઠે એવી તદબીર કરવી. એવી ઘડભાંગ મન સાથે કરતો હતો એટલામાં તો પોતાને રહેવાની જગો ફ્રૈન્ટેમ્લોંની આસપાસ દુસ્મનના લસ્કરે ઘેરો ઘાલ્યો, ત્યારે મારો અને મારા વારસોનો ફ્રાન્સ અને ઇટાલીની રાજ્યગાદી ઉપર કોઈ પણ પ્રકારનો હકક રહ્યો નથી, એવું તેણે લખી આપ્યું.

આ વેળાએ નેપોલિયન જેવા મહત્વાકાંક્ષી માણસના મનની કેવી દશા થઈ હશે, તેનું શબ્દ વડે વર્ણન કરવું કઠણ છે. એ તો વાંચનારે જ પોતાના મનમાં સમજી લેવું જોઇએ. એકાદ નાનો સુનો કારી ઘા લાગવાથી માણુસ ગાંડા જેવો બની જાય છે અને તેને કંઈ સુઝતું નથી. તો પછી જેણે સ્વપરાક્રમે મોટો શ્રમ કરીને આવડું ઐશ્વર્ય મેળવેલું તેનો સમૂળો નાશ થયો ત્યારે તેને કેટલું માઠું લાગ્યું હશે? મારો અને મારા વારસોનો હક્ક નથી એવું લખી આપેલો કાગળ જે ગૃહસ્થના હાથમાં આપ્યો હતો તે તેના હાથમાંથી પાછો લેવાને સુદ્ધાં એક વાર તેણે મેહેનત કરી હતી. પણ તે ન આપતાં એમ ને એમ લઇને દુસ્મનને આપવા સારૂ તે ગૃહસ્થ ચાલ્યો ગયો.

કોઈ એમ કહે છે કે એ લેખ ગયા પછી નેપોલિયને વિષનું પ્રાશન કરવાને મથન કર્યું હતું. વળી કોઈ કહે છે કે, નેપોલિયને તેમ કર્યું ન હતું પણ તેના જેવા માણસને એમ કરવાનો પ્રસંગ હતો ખરો, અને એ ઉપરથી જ કોઇએ એને વિષે ઝેર

ખાવાની ગપ ઉડાવી હશે અને તે ઉઠાવવાનું એવું કારણ બન્યું છે કે, એ વાત બન્યા પછી તે ઘણો જ બીમાર પડીને મરણતોલ થયો હતો અને લગાર સારો થયા પછી પણ કેટલાએક દિવસ સુધી અત્યંત ગ્લાન અને ખિન્ન વદન હતો. ખરૂં છે કે મન ઉપરનો ઘા ઘણો ભુંડો છે. જેને માટે આટલી મેહેનત અને આટલાં માણસના જાનની ખુવારી થઇ તે બધું જઇને જેઓ એના નામથી થરથર કાંપતા હતા તેના જ કહેવા પ્રમાણે ચાલવાનો પ્રસંગ આવ્યો ત્યારે નેપોલિયન સરખો મહત્વાકાંક્ષી પુરૂષ દુઃખમૂર્છિત થયા વિના કેમ રહે ?

નેપોલિયન હાર્યો અને પારિસ તેના દુસ્મનોને સ્વાધીન થયું, એ વાતની વેલિંગ્ટનને ખબર ન હોતી. તેથી તે સ્પેન ભણીથી ફ્રેન્ચો ઉપર હુમલો કરતો હતો. આથી તુલો આગળ મોટી લડાઈ થઈ તેમાં ફ્રેન્ચ લોકોની હાર થઈ. તથાપિ એ ફોકટ લડી મૂવા એવું જાણતાં જ વેલિંગ્ટન લડાઈ બંધ કરીને પારિસમાં એકઠા થએલા રાજાઓને મળવા સારૂ આવ્યો.

પછી પેરીસમાં એકઠા થએલા રાજાઓએ બોર્બોન વંશના અઢારમા લુઇને ગાદીએ બેસાડયો અને નેપોલિયનને તેનું બાદશાહપદ કાયમ રાખીને એલ્બા બેટનું રાજ્ય આપ્યું અને તેને બચાવ જોગો ફોજફાંટો આપવાનું પણ ઠરાવ્યું. અને ફ્રેન્ચ સરકારની ત્રીજોરીમાંથી આઠ લાખ ફ્રાંકનું વર્ષાસન આપવાનું કબુલ કરાવીને રાણીને બે ત્રણ સંસ્થાનોનું રાજ્ય આપ્યું. એ વિના જોસેફાઈન અને નેપોલિયનના કુટુંબનાં બીજાં માણસોની લાયકાત પ્રમાણે સર્વ મળીને પચીસ લાખ ફ્રાંક દર વરસ આપવાનો ઠરાવ કર્યો.

નેપોલિયન ફોન્ટેબ્લોમાં હતો તે જ વેળા અઢારમો લુઈ ગાદી ઉપર બેઠો અને તારીખ ૨૦ મી એપ્રિલને દિવસે છેલ્લી સલામ કરવા સારૂ લશ્કરી અમલદારોને તેણે પોતાની પાસે બોલાવ્યા. જેમણે લુઈ માટે રાજ્યભક્તિની પ્રતિજ્ઞા લીધી હતી, એવા કેટલાએક અમલદારો તે વેળા હાજર હતા તેમને નેપોલિયને કહ્યું:—"લુઈ બુદ્ધિમાન છે અને પાસે સાધન પણ છે, પણ તે ઘરડો અને અશક્ત થયો છે. તેથી હું ધારૂં છું કે તે પોતાના રાજ્યને

હવે કલંક લગાડશે નહિ. તે ડાહ્યો હશે તો વિશેષ ફેરફાર ન કરતાં મારી વ્યવસ્થા કાયમ રાખશે. તેને હવે થોડા દિવસ રહ્યા છે, માટે જુની વાત મનમાં ન આણતાં તેણે લશ્કરમાંનાં માણસોને સારી રીતે રાખવાં જોઇએ. અમલદારો! હવે હું તમારી પાસે નથી. હવે તમે બીજા રાજ્યમાં છો, માટે નિષ્કપટપણે અને વિશ્વાસથી જેવી તમે મારી ચાકરી કરતા હતા તેવી જ હાલના રાજાની કરવી તમને લાયક છે."

એ થઈ રહ્યા પછી તેણે પોતાના ખાસ લશ્કરનાં માણસોને બોલાવીને હારબંધ ઉભા રહેવાનું કહ્યું અને પોતે ઘોડા ઉપર બેશીને ત્યાં જઈ હેઠે ઉતર્યો. આ વખતે તેની આંખોમાંથી આંસુ વહ્યાં જતાં હતાં. પછી તેણે તેમને કહ્યું:—"આખા યુરોપખંડે મારા ઉપર હથિઆર પકડ્યાં, ખુદ ફ્રાન્સ દેશે મને મૂકીને બીજો રાજા સ્વીકાર્યો. હું મારાં લશ્કર સહિત ઘણાં વરસ સુધી લડાઈ ચલાવ્યાં કરત, પણ તેથી ફ્રાન્સ દુઃખી થાત. તમે તમારા દેશે જેને કબુલ કર્યો છે તે રાજાની વિશ્વાસથી ચાકરી કરો. તમે મારે માટે દુઃખી ન થશો. તમે સુખી છો. હું મરી ગયો હોત તો તેના જેવું બીજું સેહેલું કંઈ જ ન હતું. પણ હું હંમેશ સન્માર્ગથી ચાલીશ અને તમે અને મેં મળીને જે મહકૃત્યો કર્યાં છે તે હું લખી રાખીશ."

આટલું કહીને તેમના મુખીનો હાથ ઝાલીને તે બોલ્યો:—"હું તમને બધાને જ હું ભેટી શકતો નથી. માટે તમારા સેનાપતિને જ માત્ર ભેટું છું. તે નિશાનો આણી મેર આણો. હે વહાલા વાવટાઓ! મેં તમને કરેલી સલામ શૂરાઓના મનમાં કાયમ રહો! સલામ, છોકરાઓ! સલામ! શૂરા મિત્રો! એક વાર મારી આસપાસ એકઠા થાઓ! સલામ!"

એ ભાષણ સાંભળનારાઓ તમામના ચેહેરા શોકાતુર થયા હતા, અને તેમની આંખોમાંથી દડદડ આંસુ પડતાં હતાં. એટલું થયા પછી પડેલી આફતને અનુસરીને ચાલવાનો ઠરાવ કરી ફૈન્ટેન્બ્લોથી નીકળીને એલ્બા જવા સારૂ વાહાણમાં બેસવા માટે તેણે ફ્રીજીસ બંદર ભણી ચાલવા માંડ્યું.

આ અનુપમ મનુષ્યની આવી અધીન અવસ્થા જોઈ પોતાની મહત્વાકાંક્ષાને લીધે જ જેને તજી દેવામાં આવી હતી એવી જે તેની પ્રિય પત્ની જોસેફાઇન તેને જે અપરિમિત દુઃખ થયું તેના જેટલું દુઃખ બીજા કોઈને જ થયું નહી હોય. દુશ્મનો પારિસ પાસે આવ્યા ત્યારે તે નાશી ગઈ હતી. તથાપિ તમારે કાંઈ બીવાનું નથી એવો રૂશિયન ઝારે સંદેશો કહાવી મોકલ્યાથી નેપોલિયન ફ્રેન્ટેમ્બ્લોથી ગયાની પેહેલાં તે પારિસમાં પાછી આવી હતી. તેને વારે ઘડીએ અલેકઝાંડર મળવા જઇને સાંત્વન આપતો હતો. તથાપિ પોતાના વહાલાની દુર્દશા રૂપી શંકુએ તેના હ્રદયને છેક જ ઘાયલ કરી નાંખ્યું હતું. એથી આખરે ઝુરી ઝુરીને દુશ્મનો પારિસથી જવા પેહેલાં જ તેણે દેહ છોડયો !

નેપોલિયનની નવી રાણી અને તેના છોકરાને આસ્ટ્રીયન બાદશાહ પોતાના સાથે તેડી ગયો. એમ તેનાં સર્વ મહત્કૃત્ય અને પરાક્રમોની સમાપ્તિ થઈ. આ અનુપમ મહા પરાક્રમી પુરૂષનો સ્વશક્તિ વડે સંપાદન કરેલો વૈભવ છેક જ ટોચ ઉપરથી આટલા ટુંકા વખતમાં હેઠળ આવ્યો હશે એમ પ્રથમ તો આગ્રેના માણસને ખરૂં પણ નહિ લાગે. પણ જેનો વધારો વેહેલો તેનો નાશ પણ વહેલો, એ સૃષ્ટિનો નિયમ આ વાતને શા માટે લાગુ ન પડે ? પાણીના રેલાની પેઠે જેવો તેનો વૈભવ સડસડાટ ચાલ્યો આવ્યો હતો તેવી જ રીતે પૂરની પેઠે જોતાં જોતાંમાં વહી ગયો. ઇશ્વરની કરણી અગાધ છે. એવા દાખલા જોઇને પણ દુનીઆઈ સુખ અળુના પાંતરા ઉપર પડેલાં ઝાકળનાં ટીપાં જેવું છે, એવું ન સમજતાં તે મેળવવા સારૂ તરેહ તરેહનાં દુષ્કર્મો માણસ કરે છે એ શું ચમત્કાર નથી ? એટલું થતાં પણ નેપોલિયનના મનની મહત્વાકાંક્ષા મટી નહી. એના જેવી માણસના અંતઃકરણની નીચ સ્થિતિ દેખાડનારૂં બીજું શું ? એ ઉપરથી દુનિઆઈ સુખ મેળવવા સારૂ ઇશ્વરકૃપા વિના બીજો કોઈ રસ્તો નથી, એ જ નક્કી થાય છે. તો એને માટે સદાચરણે ચાલીને તે મેળવવું એ જ એક ખરો રસ્તો છે.



## ભાગ ૧૬ મો.

—::o—

નેપોલિયન એલ્બા જવા નીકળ્યો ત્યારે આસ્ટ્રીઆ, રૂશિયા, પ્રુશિયા અને ઈંગ્લાંડની સરકારોએ પોતાનો એક એક અમલદાર તેની જોડે મોકલ્યો અને તેના એલ્બાના રાજયની સંભાળ સારૂ જોડે આઠસે સિપાઈ આપ્યા. ફ્રીજીસ બંદર ભણી જતાં રસ્તામાં આવેલાં શેહેરોના અમલદારોએ તેને ઘણું માન આપ્યું પણ ઘણે દૂર ગયા પછી ત્યાંના લોકો તેને અપમાન આપવા લાગ્યા, કોઈ કોઈ વાર તો તેને હુરીયો હુરીયો કરીને તેની આજુબાજુ એકઠા થાય, એથી નેપોલિયનનો જીવ જોખમમાં રહેતો માટે કોઈ વાર તો તેને છાની મુસાફરી કરવી પડી હતી. ફ્રીજીસમાં તેને સારૂ એક સરકારી બાર્કસ તૈયાર હતું પરંતુ બોર્બોન રાજાના વહાણમાં બેસવા કરતાં બીજા વહાણમાં બેસવું સારૂં એમ સમજીને ત્યાં એક ઈંગ્રેજનું વહાણ હતું તે ઉપર તે ચઢ્યો. વખત પ્રમાણે ચાલવાનો ગુણ તેનામાં સંપૂર્ણ રીતે વસતો હતો એ તો પાછળ કહેલું છે. તેથી આ વખતે વહાણ ઉપરના અમલદાર અને બીજા માણસોને પોતાના મીઠા ભાષણથી તેણે ખુશી કર્યા. વહાણ ઉપર હમેશાં તે ઈંગ્રેજોનાં વખાણ કરતો, તે ઉપરથી સઘળાને જ લાગ્યું હતું કે, નેપોલિયન ઘણો જ સારો માણસ છે. વહાણ ઉપરથી ઉતરતી વેળાએ તેણે ખલાશીઓને ઈનામ આપ્યાં તેથી તેઓ પણ રાજી થયા.

તા૦ ૪ થી મે સને ૧૮૧૪ ને દિવસે તે પોતાના રહેવાના નવા ઠેકાણે પહોંચ્યો. એલ્બાના રેહેવાશીઓ પોતાને અનુકૂળ છે કે પ્રતિકૂળ છે તે ઉતરીને પોતે છાનોમાનો જોઈ આવ્યો. નેપોલિયન અહિં રેહેવા આવ્યાથી આપણા બેટનું મહત્વ વધશે એવું ધારીને લોકો પોતાના આવવાને હિતકારક સમજે છે એવું જાણીને પાછો તે પોતાના વહાણ ઉપર આવ્યો અને બીજે દિવસે જાહેર રીતે પોર્તોફેરેઓ નામે શેહેરમાં દાખલ થયો. તે ઠેકાણાના ગજા પ્રમાણે ત્યાં એને સારૂં આદરમાન મળ્યું. રૂશિયન અને પ્રુશિયન અમલદારો શેહેરમાં ન જતાં પાછાં વળ્યા ને ઈંગ્લાંડ તથા આસ્ટ્રીઆના અમલદારો તેની જોડે રહેવા સારૂ આવ્યા. તેમની સાથે નેપોલિયન ઘણા મમતાળુપણાથી ચાલવા લાગ્યો. તેમને હમેશાં પોતાની જોડે

જમવાને તથા ફરવાને બોલાવતો હતો. તેમની સાથે આગળપાછળની વાતો કરતો. એક વાર તેણે ઇંગ્રેજ અમલદારને કહ્યું:–"દુનિઆમાં પ્રજા કહીએ તો ઇંગ્રેજો જ ખરા છે. બાકીના બીજા સાધારણ રીતે માણસ કહીએ તો ચાલે, એમાં કંઈ માલ નથી. મેં ફ્રેન્ચ લોકોને તમારા જેવા કરવાને યત્ન કર્યો. પણ તે પાર ન પડતાં ઉલટો મારો નાશ થયો. રાજકીય પરિસ્થિતિ સંબંધમાં હું હવે યુરોપમાં મુવા જેવો છું. હવે તો એલ્બા બેટ સુધારવાને મારાથી થશે તેટલું કરીશ."

એક દિવસે ડુંગર ઉપર ચઢી ચારે મેર જોઇને તે બોલ્યો આ બેટ ઘણો જ નાનો છે. એલ્બા બેટનો ઘેરાવો આસરે ત્રીસ ગાઉનો છે. આખો ફ્રાન્સ દેશ અને અડધા યુરોપખંડનો કારભાર સેહેલથી કરવાની જે બુદ્ધિ અને શક્તિ તે આ બેટ સુધારવા પાછળ નેપોલિયને લગાડી ત્યાં પછી શું બાકી? પુષ્કળ કારખાનાં એકદમ શરૂ કર્યાં, આખો બેટ તેણે જાતે ફરીને જોયો. વળી પાસે જ બે ઉજ્જડ બેટો હતા. તે ઉપર ચાંચીઆઓની બીકને લીધે કોઈ રહેતું નહોતું, ત્યાં વસ્તી કરવાને માણસો મોકલ્યાં. પોતાને રહેવાને ચાર ઠેકાણાં મુકરર કર્યાં. તેથી આજ આમાં રહે તો કાલે બીજામાં રહે એમ ફરતો હતો. તેમાં રહેવાની જગાઓમાં પણ ટયુલરિઝના રાજમેહેલના જેવી યથાશકિત ગોઠવણ કરી હતી. એના આવવાથી એલ્બાનો વેપાર ઘણો વધ્યો. ઇટાલી વગેરે દેશોથી ઘણાં વહાણો આવવા લાગ્યાં. નેપોલિયનનના નામનો હજી પણ એટલો ધાક હતો કે, જે વહાણના વાવટા ઉપર તેનું નામ હોય તે વહાણ તરફ ચાંચીઆઓ પણ જોતા નહીં.

નેપોલિયને ઘણા સુધારા આરંભ્યા. પણ પાસે પૈસા ન હોવાથી તેની મેહેનત સફળ થઈ નહીં. બેટની આવક ઘણી જ થોડી, વધારે કર બેસાડીને ઉત્પન્ન વધારવાની સવડ નહોતી. ફ્રાન્સથી રોકડ પૈસા આવવાના હતા તે આવતા નહીં. પૈસા મોકલવા સારૂ તેણે વખતો વખત ઘણી તકરાર કરી પણ લુઇએ અન્યાય અને મૂર્ખાઈ વડે તે તરફ ધ્યાન દીધું નહીં. એ પૈસાની તંગાશથી આરંભેલું કામ આગળ ચાલતું અટકીને તેનું મન ફરીથી પાછું ડામાડોળ થવા માડયું અને ત્યાં વધારે દિવસ રેહેવાથી હવે તે જગાથી કંટાળો પણ આવવા લાગ્યો.

આણી મેર ફ્રાન્સની ગાદી ઉપર લુઈ બેઠો હતો, તે ડાહ્યો અને પ્રજાનું કલ્યાણ ચહાનારો હતો, તથાપિ ઘરડો, અશક્ત અને પૈસાદાર હોવાથી એશઆરામમાં વખત કાઢતો હતો. તેને લીધે તે નેપોલિયન સરખા મહા પરાક્રમી પુરૂષને પણ ગભરાવી મૂકે એવો ફ્રાન્સનો રાજ્ય કારભાર ચલાવવાને બીલકુલ નાલાયક હતો. એ ઉપરાંત તેની પાસેનાં માણસો પણ સારાં નહોતાં.

નેપોલિયનને પદભ્રષ્ટ કર્યાં પછી પ્રજાના પ્રતિનિધિઓએ લુઇને ગાદી ઉપર બેસાડવાનો ઠરાવ કર્યો. ત્યારે તેણે એવું ઠરાવ્યું કે રાજ્યક્રાંતિ થઈ ત્યારથી લોકોને જે હક્કો મળ્યા છે તથા નેપોલિયને જે લોકોને ઇનામો, જાગીરો, પદવી વગેરે આપ્યું છે તે રાજાએ કાયમ રાખવું. એ ઠરાવ રાજાની ભણીથી જેમણે ખટપટ કરી હતી તેમને ગમતો નહોતો. તે ધારતા કે, એમ થવાથી તો રાજાના અધિકાર વિરૂદ્ધ બોલનારના વિચાર ખરા પાડવા જેવું થયુ. વળી તેમને સને ૧૭૯૩ ની ઉથલપાથલ વખતે તેમની ગએલી માલમીલકત પાછી મળવાની જે આશા હતી તે ફોકટ જવાથી તેઓ નારાજ થયા. વળી રાજાએ એમ કર્યું કે, ઉપર કહેલી ઉથલપાથલથી જે લોકોને હક્ક, પદવી, ઇનામો, જાગીરો મળેલાં છે તે અમે તે લોકોને આપીએ છીએ, એવું જાહેરનામું કાઢયું તેથી લોકોને પણ લાગ્યું કે, રાજાના આ જાહેરનામા ઉપરથી એમ ઠરે છે કે, આજ સુધી થએલું તે કાયદાસર નથી જ.

એકસંપી રાજાઓની ફ્રાન્સમાં રાખેલી ફોજ પાછી ગઈ. દુશ્મનો દેશમાં હોવાથી ડર હતો તે ગયો, પલટાએલી સ્થિતિનું નવાપણું ગયું. ઇત્યાદિ બનાવોએ ફરીથી ૧૭૯૨ ના વરસમાં જેમણે બખેડા કર્યો હતો તેમણે નારાજીપણું ઉત્પન્ન કર્યું. વળી જે ફ્રેન્ચ સિપાઇઓને લડાઇમાં દુશ્મનોએ કેદ કર્યા હતા તેમને હવે શત્રુએ છોડી મૂકયાથી દોઢ લાખ શૂરા સિપાઇઓ ફ્રાન્સમાં આવ્યા. એ બધા નેપોલિયને મોટાં મોટાં પરાક્રમો કર્યાં ત્યારે તેની પાસે હતા, તેથી નેપોલિયનને તેઓ ઘણા ચહાતા હતા. તેની હાર વખતે તે તેની પાસે નહોતા તેથી તેઓ ખુલ્લી રીતે એમ બોલવા લાગ્યા કે, " અમે જો અહીં હોત તો આવો બનાવ બનત જ નહિ." તે એવું ધારતા હતા કે, પ્રજાએ જો વિશ્વા-

સવાત ન ફર્યો હોત તો નેપોલિયન હારત જ નહીં." એમના આમ બોલવાને લગારેક આધાર પણ હતો. આવા હંમેશ લડાઈમાં જય મેળવી ફુલાયલા લોકો ફરીથી તરવાર બજાવીને યુરોપખંડમાં થએલી ફ્રાન્સ દેશની ગેરઆબરૂ ઠેકાણે લાવવાને ધારવા લાગ્યા.

વળી લોકો માનતા હતા કે નેપોલિયનથી ડરીને જ તેની બાદશાહી પદવી કાયમ રાખી છે, તથા એલ્બાનું રાજ્ય તેને આપ્યું છે. એ આવેલા સિપાઇઓને રાજી રાખવાને લુઇએ તે બધાને લશ્કરમાં ચાકરી આપી અને નેપોલિયનના શૂરા સરદાર સૌલ્ટને તમામ લશ્કરી ખાતાનો વડો અધિકાર આપ્યો. એથી રાજાને માટે જેણે ઘણી ખટપટ કરી હતી તેમને ક્રોધ ચઢયો. તેમનો ક્રોધ નરમ પાડવા સારૂ કેટલીક જગા લુઇએ તેમને આપી. એટલે નેપોલિયન ભણીના લશ્કરી લોકોને લાગ્યું કે, દિવસે દિવસે અમારો મરતબો ઓછો કરવાનો રાજાનો વિચાર છે. આમ લુઇને અનેક વિઘ્નો આવવા લાગ્યાં અને ટટ્ટુ વેચનાર મિયાના જેવી તેની દશા થઈ.

આવી પોતાની તરફેણમાં પળટાતી જતી પરિસ્થિતિ ભણી નેપોલિયન આઘેથી તાકીને ધ્યાનથી જોતો હતો અને ખરી અણીના સમયની રાહ જોઈ રહ્યો હતો.

સન ૧૮૧૫ ના વર્ષના આરંભ પહેલાં નેપોલિયનની વર્તણુક પહેલાં કરતાં જૂદી જણાવા લાગી. તેના આગલા લશ્કરી અને મુલ્કી કામદારો એલ્બામાં જવા લાગ્યા. તેની મા અને પાલાઇન નામની બેહેન પણ તેની પાસે એલ્બામાં ગયાં. એ તેની બેહેન રૂપાળી, હોંશિઆર અને શાણી હતી. તે વારે ઘડીએ ઇટાલી વગેરે દેશોમાં જવા આવવા લાગી. નવા નવા માણસો આવતા ને થોડા દિવસ રહીને પાછા જતા તે કયાંથી અને શા માટે આવતા તે બીજા કોઇને સમજાતું ન હતું.

પરંતુ સર નીલ કયામ્બેલ નામે ઇંગ્રેજ અમલદાર ત્યાં હતો તે ચેત્યો, તેની અને નેપોલિયનની વારે વારે થતી મુલાકાતો બંધ પડી. તેથી તેની મુલાકાત લેવા સારૂ તે અમલદારે પોતે ઘણે દૂર મુસાફરીએ જવાનું નિમિત્ત કાઢયું અને તેને મળ્યો પણ ખરો. પરંતુ એથી એને બાહાનું ખરૂં પાડવા સારૂ જ મુસાફરીએ જ જવું પડયું. કંઈ પણ ખટપટ ચાલેલી છે એમ તેને લાગવા માંડયું હતું જ. નેપોલિયનની બાદશાહી પદવી કાયમ રાખેલી તે ઇંગ્રેજ

સરકાર કબૂલ કરતી નહોતી અને ફ્રાન્સની ત્રીજોરીમાંથી જે પૈસા આવવા જોઇએ તે આવતા નહોતા એથી સારૂં પરિણામ નહીં આવે એવું સર નીલ કયામ્બેલ કહેતો હતો પણ તેનું એ કેહેવું કોઈ ગણકારતું નહોતું.

ઉપરાંત ફ્રાન્સના કેટલાએક અધિકારીઓ પણ નેપોલિયન જોડે છાને પત્રવ્યવહાર કરવા લાગ્યા. વળી પોતાની સાથેનાં બસેં માણસોને તેણે પાછા ફ્રાન્સમાં જવાની રજા આપી. તેથી તેઓ આખા દેશમાં ફરીને નેપોલિયનનાં વખાણ કરવા લાગ્યા. અને તેમાંના કેટલાક તો ઉઘાડી રીતે નેપોલિયનનું કલ્યાણ થાઓ એમ બોલવા લાગ્યા. અને તે ધારતા હતા કે નેપોલિયન આપણામાં પાછો શા માટે ન આવી શકે વારૂ ?

ઘણા દિવસ ખટપટ કરીને ખરો વખત આવતાં તેણે ફ્રાન્સમાં જવા સારૂ વહાણો તૈયાર કરાવ્યાં. તારીખ ૨૬ મી ફેબ્રુઆરી સને ૧૮૧૫ ની રાત્રે પાલાઇને પોતાને ઘેર આખા એલ્બા બેટના લોકોને કોઈ બાહાને બોલાવ્યા હતા. મધ્યરાત્રે કોઇને ન જણાવતાં તમામ લશ્કરનાં માણસોને તેના અમલદારે બંદર ઉપર ભેળાં કર્યાં. તે પહેલાં તો આપણને આટલી રાત્રે અહીં શામાટે બોલાવ્યાં હશે તે તેઓ જાણતાં નહોતાં. પણ સવાર થતાં જ બાદશાહ અને સર્વ અધિકારીઓ આવી પહોંચ્યા ત્યારે પોતાનો મનોરથ સફળ થવાનો વખત આવેલો જોઇને બધા ખુશી થયા. રસ્તામાં એક ઠેકાણે તેના ઉપર આફત આવી હતી તેમાંથી તે તદબીરે પાર પડયો. વાટમાં એક ફ્રેન્ચ સરકારની મનવાર મળી ત્યારે સઘળાં માણસોને છાનામાના આડા પડવાનું નેપોલિયને ફરમાવ્યું અને તે સરકારી મનવારના કપ્તાને હાંક માર્યા ઉપરથી નેપોલિયનના વહાણના કપ્તાને ઝટ જવાબ આપ્યો તે ઉપરથી તેને વેહેમ ન જતાં તે વહાણ નીકળી ગયું.

નેપોલિયન બંદરમાંથી નીકળી ગયો કે લાગલો જ સર નીલ કયામ્બેલ બહાર ગયો હતો તે પાછો આવ્યો, ત્યારે નેપોલિયનની મા અને બેહેને તેને કહ્યું કે નેપોલિયન આફ્રિકા તરફ ગયો છે. પણ તેમનું કહેવું તેને ખરૂં ન લાગ્યું અને તા૦ ૧ લી માર્ચને દિવસે બાદશાહ કાન્ને બંદરમાં પહોંચ્યો. એ જ બંદરે પેહેલાં તે મિસર દેશમાંથી પાછો આવ્યો હતો. અને ત્યાંથી જ દશ મહિના ઉપર એલ્બા ગયો હતો. એ ઠેકાણે તેને અટકાવવાને લશ્કર નહોતું તેથી જોડેનાં આઠસેં નવસેં માણસો

સહિત તે પારિસ ભણી ચાલવા લાગ્યો. એ બંદરના અધિકારીએ નેપોલિયનનાં પાંચ પચીસ માણસો કેદ કર્યાં તો પણ તે અગાડી જવાને બીધો નહીં.

રાત્રે તે એક શેહેર પાસે વાસો રહ્યો. ત્યાં સવારના પોંહોરમાં એક ખેડુત કામ કરવા આવ્યો. તે પોતાના અસલના બાદશાહને ઓળખતાં જ આનંદભેર બોલ્યો; "હું ઇટાલી દેશમાં ગયેલા લશ્કરમાં ચાકરી કરતો હતો. આ વખતે લશ્કર હોત તો ઘણી ખુશીથી તેમાં હું ભળત." એ સાંભળી નેપોલિયન બોલ્યો; "આ અહીં ફોજ તૈયાર છે." પછી કેટલીક વારે લશ્કર અગાડી ચાલવા લાગ્યું તે ગ્રાસ્સે નામના શેહેરમાં ગયું ત્યાં પણ તેને કોઇએ અટકાવ્યો નહીં પણ ઉલટું કેટલાક લોકોએ તો ખુશી જણાવી. અને ૫ મી માર્ચે તે ગ્યાપ્ નામે શેહેરમાં જઈ પોહોંચ્યો. ત્યાંના લોકોએ પણ તેનો જયજયકાર કર્યો. પણ આપણને લશ્કર આવી મળશે એવું ધારતો હતો તે હજી સુધી આવી પહોંચ્યું નહોતું, તેથી તેને ફીકર થતી હતી.

ગ્યાપ્માં પહોંચ્યા પછી તેણે જાહેરનામાં કરીને ફ્રેન્ચ લશ્કરને જણાવ્યું. તે જાહેરનામાં આ પ્રમાણેનાં હતાં:—"બહાદૂરો! મારો પરાજય થયો નથી પણ મારા બે અમલદારોના વિશ્વાસઘાતે પોતાના દેશને, પોતાના રાજાને અને પોતાના કલ્યાણ કરનારાને બુડાડયા છે. હું આપણા દેશની હદ પાર હતો ત્યાં તમારૂં બોલવું મારા સાંભળવામાં આવતું હતું. તેથી સઘળા અટકાવ અને દુઃખને ન લેખવતાં હું વળી એક વાર તમારામાં આવ્યો છું. આપણે દુનિઆના ધણી હતા તે તો જાણે વિસારી મૂકીએ પણ આપણા કામમાં દુશ્મન હાથ ઘાલે છે તે મારાથી ખમાતું નથી. તમને પરતંત્ર કરવાને કોણ હિંમત કરનાર છે? અલ્મ, આસ્ટર્લિંઝ, જીના, માંટમિરેલના જે વાવટા હતા તે ફરીને હાથમાં લ્યો. તમારા જુના ધણીના વાવટાની ચારેમેર એક વાર એકઠા થાઓ. અગાડી પગ મૂકતાં જ વિજયશ્રી આપણી પાછળ આવશે. અને સર્વ પર્વતોનાં શિખરો ઉપર અને નાટર્ડામના દેવળના ઘુમટ ઉપર ગરૂડ સહિત ધજા ફડફડાટ કરવા માંડશે. ઘડપણમાં તમારાં પરાક્રમની વાત કહેશો ત્યારે લોકો તમારી આસપાસ એકઠા થઈ મોટા સન્માનથી તમારી વાત

સાંભળશે અને તમે યોગ્ય અભિમાનથી કહેશોઃ—"જેણે બે વાર વિએના શેહેરમાં પ્રવેશ કર્યો, જેણે રોમ, બર્લિન, માડ્રિડ અને માસ્કો શેહેર લીધાં અને જેણે પોતાના લોકોના વિશ્વાસઘાતથી અને પારકા લોકોના આવવાથી પારિસ શેહેરને લાગેલું કલંક ધોઈ નાખ્યું તેવા મોટા લશ્કરમાં હું હતો."

ત્યાંથી આગળ ગયા પછી નેપોલિયનને પકડવા સારૂ સરકારી લશ્કરની એક ટુકડી આવી. તે પાસે આવતાં જ નેપોલિયન ઘોડા ઉપરથી ઉતર્યો અને પોતાની છાતી ઉઘાડી કરીને બેધડક આગળ ચાલ્યો, અને છેક પાસે જઇને તેણે તે લોકોને કહ્યું, "તમારા સેનાપતિ અને બાદશાહને ઠાર મારવાની તમારા માંહેના એકાદા સિપાઇની મરજી હોય તો તેણે હમણાં જ તેમ કરવું; આ હું ઉભો છું." એ ભાષણ સાંભળતાં જ સઘળાએ બાદશાહની ફત્તેહ થાઓ, એમ પેહેલાં પ્રમાણે ગર્જના કરી. એ સાંભળી બાદશાહ તરત તે મંડળીમાં ગયો અને તેમાંના એક અમલદારને કહ્યું, "તમારા બાદશાહને મારી નાંખવો એવું તમારા અંતઃકરણે તમને કહ્યું હશે કે?" એ સાંભળી તે માણસે પોતાની બંદુકનો ગજ કાઢ્યો અને ખાલી બંદુક બાદશાહને બતાવીને બોલ્યો, "મેં તમને શી ઇજા કરી છે તે તમે જ જુવો; એવી રીતનું બધાનું છે." એવી રીતે તે લશ્કર તેને મળી જઇને સૌ અગાડી ચાલ્યા.

વળી થોડેક અગાડી ગયા પછી લુઈ રાજાની મેહરબાનીવાળો એક અમલદાર કેટલીક ફોજ લઇને નેપોલિયનનો રસ્તો બંધ કરવા સારૂ આવ્યો. તથાપિ બંને લશ્કરનો મેળાપ થતાં જ, "નેપોલિયન ચિરાયુ થાઓ, તેના લશ્કરના સિપાઇઓ ઘણું જીવો" એમ બોલતાં સર્વ માણસો એકઠાં થઈ ગયાં. એ જોઇને તેનો અધિકારી પણ નેપોલિયનને મળી ગયો. પછી ગ્રેનોબલ આગળ જતાં ત્યાંનો સેનાપતિ નેપોલિયનને વશ થયો નહીં. તથાપિ તેના હાથ તળેના સિપાઇઓએ નેપોલિયનના સામાં હથિઆર પકડયાં નહીં. એ જોઈ જે થાય તે ખરૂં એમ કહીને તે આગળ ગયો, ત્યારે "બાદશાહનો જય થાઓ" એમ કહી લોકો તેને પોતાની ખાંધ ઉપર બેસાડીને શેહેરના સરકારી થાણામાં લઈ ગયા અને બીજે દિવસે શેહેરના સર્વ અધિકારીઓએ તેની સન્માનપૂર્વક

નમ્રતાથી મુલાકાત કરી. એ વખત એની પાસે સાત હજાર લશ્કર એકઠું થયું.

દશમી તારીખે તે લિઆન્સ શેહેર પાસે જઈ પહોંચ્યો. ત્યાં બે સરદારો પુષ્કળ લશ્કર લઇને આવેલા છે એવું તેને સાંભળ્યું. તો પણ તેથી ન ડરતાં તે આગળ ગયો અને પૂર્વ પ્રમાણે જ બાદશાહને જોતાં તમામ લશ્કર તેની ભણી જવા લાગ્યું. એ જોઈ રાજાના અમલદારો નાશી ગયા. પછી તેણે મોટા સમારંભથી એ પ્રસિદ્ધ શેહેરમાં પ્રવેશ કર્યો. એ શેહેરમાં વેપારીઓનાં કારખાનાં ઘણાં છે, તેમને ઈંગ્લાંડથી માલ આવવા લાગ્યાથી નુકસાન થતું હતું, તેથી પોતાના પહેલાંના કલ્યાણ કરનારના આવવાથી તેમને આનંદ થયો.

લડાઈની સમાપ્તિ થયા પછી કેટલીક બાબતોના ઠરાવો થવાના રહ્યા હતા. તે કરવા સારૂ યુરોપનાં સર્વ રાજ્યોના પ્રતિનિધિઓ વિએનામાં એકઠા થયા હતા. તેમાં રૂશિયન ઝાર ત્યાં જાતે હતો. ફ્રાન્સના રાજાની તરફનો ટાલેરાંડ ત્યાં હતો, તેણે ૧૧ મી માર્ચે નેપોલિયન ફરીથી ફ્રાન્સમાં આવ્યાની એકાએક ખબર કહી, તેથી સૌ આશ્ચર્ય પામી દિગ્મૂઢ બની જઇ એક બીજા સામા ટગમગ જોવા લાગ્યા.

નેપોલિયન ફ્રાન્સમાં દાખલ થયાને ઘણા દિવસ થયા તો પણ પારિસનાં વર્તમાનપત્રોમાં તે બાબત કંઈ મજકુર આવ્યો નહી. આખરે લુઈ રાજાએ નેપોલિયન રાજ્યરક્ષણની બહાર છે એવાં જાહેરનામાં કર્યાં, ત્યારે રાજ્યપક્ષનાં વર્તમાનપત્રો નેપોલિયનને કોઇનો આશ્રય નથી, તે રાનમાં રખડતો ફરે છે, ઘણું તો બે ત્રણ દિવસમાં તે કેદી થઈ અહીં આવશે, વગેરે બાબતો છાપવા માંડી. તેમ જ નેપોલિયન તરફના લોકો તેના ફાયદાની નાના પ્રકારની ખબરો જ બહાર પાડવા લાગ્યા. તે કહેતા કે, “જેને લીધે તેણે આખા યુરોપખંડ સાથે દુશ્મની બાંધી તે મહત્વાકાંક્ષા તેણે હવે છોડી દીધી છે. લુઈ ફ્રેન્ચ લોકોને અણગમતી વાતે કરવા લાગ્યો, માટે ફ્રાન્સ દેશને સ્વતંત્રતા અને શાંતિ આપવા સારૂ તે પાછો આવ્યો છે. હવે તેને મોટું લશ્કર રાખીને લોકોને ભયભીત કરવાની ઇચ્છા નથી. તેને હવે પેહેલાંની બધી ભૂલો માલમ પડી છે. હવે તે ફ્રાન્સનું ખરેખરૂં કલ્યાણ કરવા સારૂ પોતાની ઉમદા બુદ્ધિ અને ઉદ્યોગને કામે

લગાડવાનું જ ધારે છે. અંદરખાનેથી રૂશિઆ, આસ્ટ્રીઆ અને ઈંગ્લાંડ તેને અનુકૂળ છે. અને ફ્રાન્સનું તમામ લશ્કર તેની તરફ છે." એવી રીતે એક બીજાથી વિરૂદ્ધ ખબરો બહાર પડવાથી કેટલાએક દિવસ સુધી તો એમાં ખરૂં શું છે, તે લોકોના સમજવામાં આવ્યું જ નહિ.

લિઆન્સમાં આવ્યા પછી નેપોલિઅને રાજ્યકારભાર તપાસવાનો આરંભ કર્યો. તેમાં પોતાને નામે કારભાર ચલાવવાનાં જાહેરનામાં કર્યાં:- વળી બીજું એવું જાહેરનામું કર્યું કે લુઇએ બરતર્ફ કરેલા કામદારોને ફરીથી તેની અસલ જગા ઉપર બહાલ કરવામાં આવ્યા છે. આવી ઘણી ઘણી બાબતોનાં જાહેરનામાં તેણે કર્યાં તેમાંનાં કેટલાંએક પારિસમાં આવી પહોંચ્યાં તે વારે મહા શૂરા સરદાર માર્શલ નેને મોટું લશ્કર આપીને નેપોલિયનને હરાવવા સારૂ લુઈ રાજાએ મોકલ્યો તે રાજાની રજા લેઈ નીકળતી વેળાએ બોલ્યો કે, "નેપોલિયનને પકડીને વનપશુની પેઠે પાંજરામાં ઘાલીને તમારા પગ આગળ આણી મૂકું છું."

ફોજ લઇને જતાં રસ્તામાં નેપોલિયને જેને મહા શૂરાનો ઇલકાબ આપ્યો હતો. તેને પોતાની સાથે લશ્કર સહિત મળી જવા બાબત પત્ર લખ્યો. તેથી તે કાગળ પ્હોંચતાં જ માર્શને તેને મળી ગયો. તે બધા લશ્કર સાથે નેપોલિયન પોતાને ગમતી જગા ફૈંટિબ્લોમાં આવી પોંહોંચ્યો. એ સમાચાર જાણી રાજાએ માકડોનલ્ડ નામે સરદારને વળી ફોજ આપીને મોકલ્યો. તે લશ્કર પણ બીજાની પેઠે જ નેપોલિયનને જોતાં જ બાદશાહનો વિજય થાઓ, એમ બોલી તેની ભણી થઈ ગયું. ત્યારે તેનો નિમકહલાલ સરદાર માકડોનલ્ડ એકલો નાશીને પારિસ ગયો. પણ તે પારિસ પહોંચે તેની પેહેલાં રાજમહેલનાં માણસોએ બીકથી હોકારાહોકાર કરી મૂકી, તો પણ નગરવાસીઓ કંઈ બોલ્યા નહિ. એ જોઈ લુઈ રાજા પોતાનાં માણસો સાથે નાશી ગયો.

એ બનાવ પછી તારીખ વીસમીએ નેપોલિયન પોતાના એકઠા થએલા લશ્કર સહિત પારિસમાં દાખલ થયો. રસ્તામાં તમાશો જોવાને લોકોની ભીંડ તો ન થઈ પણ તેને ચહાનારા તમામ માણસો ટયુલરિઝના મેહેલ આગળ એ જોવા સારૂ એકઠા થયા હતા ને બાદશાહની સ્વારી આવ્યાનું જાણતાં જ આનંદભેર સામા ગયા અને તે માંહેના કેટલાએક

જણે બાદશાહને ખાંધ ઉપર બેસાડીને જયગર્જના કરતાં કરતાં રાજમેહેલમાં આણ્યો. તે વારે અમીર ઉમરાવો અને માજી કામદારો તેને મળવા સારૂ આવ્યા.

આ અમલદારોમાં ફોકે પણ હતો. એ મહા લુચ્ચો માણસ હતો. એના જેવા લુચ્ચા માણસ દુનિઆમાં થોડા જ હશે. લુઇને માટે નેપોલિયનનો નાશ કરવાને એણે ઘણી ખટપટ કરી હતી, એમ છતાં નેપોલિયન આવ્યો ત્યારે તેને મળીને લુઇનો ખોડો કહાડવાને પણ તૈયાર જ હતો.

એવી રીતે બધાને મળ્યા ભેટયા પછી નેપોલિયન બોલ્યો, “ જે આપસ્વાર્થી નહોતા તેમણે મને અહીં આણ્યો છે. લશ્કરના માણસો અને કામદારોએ આ બધી વાત કરી, પ્રજા અને સેનાએ મને આ સ્થિતિ પ્રાપ્ત કરી આપી છે.”

પેલી મેર વિએનામાં એકઠા થએલા યુરોપના રાજાઓના મુખ્યારોએ નીચે લખ્યા પ્રમાણે જાહેરનામું પ્રસિદ્ધ કર્યા ઉપરથી નેપોલિયનને બીજા રાજાઓ કેવા અનુકૂળ છે તે બાબતનો લોકોનો સંદેહ નિવર્તન થયો. એ જાહેરનામું આ પ્રમાણે હતું:—“એલ્બા બેટમાં રહેવાનો ઠરાવ તોડયાથી નેપોલિયનનો હવે કોઈ પણ પ્રકારનો કાયદાસર હક્ક રહ્યો નથી. તે ધાંધળ અને અવ્યવસ્થા કરવા સારૂ ફરીથી ફ્રાન્સ દેશમાં આવ્યો છે, માટે તેને હવે કાયદાનું રક્ષણ નહીં મળે અને તે દુનીયામાં છે ત્યાં સુધી સલાહ અથવા તહનામું થશે નહિ, એવું તેણે દુનિઆને પ્રસિદ્ધ કરી દેખાડયું છે. માટે એકઠાં થયલાં સઘળાં રાજ્યો એવું જાહેર છે કે, ખાનગી અથવા રાજ્યકાર્ય કોઈ પણ સંબંધથી તેનું રક્ષણ નહીં થાય. દુનિઆની સમાધનીનો ભંગ કરવા સારૂ તેનું વેર લેવામાં આવે, એવી સ્થિતિમાં એણે પોતે પોતાને આણી મૂકયો છે. ”

એવી રીતે જાહેરનામું કરી પોતપોતામાં નવું તહનામું કરી ચાર મોટાં રાજ્યમાંથી દરેકે થોડામાં થોડું લાખ લશ્કર નેપોલિયન પદભ્રષ્ટ થાય અથવા તેનાથી કોઇને બીવા જેવું ન રહે એવી સ્થિતિમાં આવે ત્યાં સુધી તૈયાર રાખવાનો ઠરાવ કર્યો. તેમાં આપણાથી એટલું લશ્કર મોકલી શકાશે નહીં એવું સમજીને ઇંગ્રેજ સરકારે એવું કબૂલ કર્યું કે જેટલાં માણસો ઓછાં આવે તેમાં દરેક ઘોડેસ્વાર બદલ દર વરસે

ત્રણસેં રૂપીઆ અને દર પાળાના બદલામાં વરસે બસેં રૂપીઆ અમે રોકડા આપીશું. એવો ઠરાવ થયો અને સઘળા દેશે લશ્કરની ભારે તૈયારી કરી, તેથી ફરીને રાજ્ય ઉપર આવ્યાને થોડા દિવસ ન થયા એટલામાં જ નેપોલિયને સાંભળ્યું કે, આસ્ટ્રીઆની ૩,૦૦,૦૦૦ ફોજ, રૂશિઆની ૨,૨૫,૦૦૦ ફોજ, પ્રુશિઆની ૨,૩૬,૦૦૦, જર્મનીનાં બીજાં સંસ્થાનોની ૧,૬૦,૦૦૦, હોલાંડની ૫,૦૦,૦૦, અને ઈંગ્લાંડની ૫૦,૦૦૦ એવી રીતે એકંદર દશ લાખ, અગીઆર હજાર ફોજ આપણી પાયમાલી કરવા સારૂ તૈયાર થઈ છે. એ અગણિત લશ્કર એકઠું થયાનું સાંભળ્યા પછી નેપોલિયન સરખા દૃઢ મનના માણસે પણ પોતાનો સિંહાસનને નિર્ભય ધાર્યું હશે કે ?

તેથી ફરીથી તે રાજ્ય ઉપર આવતાં જ લશ્કર એકઠું કરવા લાગ્યો. તે ફ્રાન્સમાં આવ્યો ત્યારે એ લાખ લશ્કર પણ પૂરૂં નહોતું. પરંતુ કાર્નોટની મદદ વડે ઘણો શ્રમ કરીને થોડા જ માસમાં તેણે ચાર લાખ લશ્કર એકઠું કર્યું. તો પણ તેને માલમ હતું કે દુશ્મનને પૂરા પડી શકીએ એટલું આપણું લશ્કર નથી. તેથી તે એકસંપી રાજાઓ જોડે સલાહ કરવાની ધારણામાં હતો, અને ઈંગ્લાંડના રાજ્યકારભારીઓ માંહેના કેટલાએક તો તેના એ કામમાં અનુકૂળ પણ હતા. તેમણે એલ્બા બેટમાંથી આવવાનો દોષ ઉરાડી નાંખવા સારૂ પોતાનો યુક્તિબંધ વિચાર બહાર પાડયો. તે વિચાર એવો કે, તેની સ્ત્રી અને છોકરાને આસ્ટ્રીઆના રાજાએ અટકાવી રાખ્યાં. બીજું ઠરાવ પ્રમાણે લુઇએ પૈસા ન મોકલ્યા તે અને પોતાને પાછો આણવાની ફ્રેન્ચોની બહાર પડતી મરજી હતી. પરંતુ એ કારણો તેના દુશ્મનોને ખરાં ન લાગ્યાં. તેના દુશ્મનો કહેતા કે એની સ્ત્રી અને છોકરાને ન મોકલવામાં બીજા રાજાઓએ અટકાવ નથી કર્યો. અને રોકડા પૈસા ન મોકલ્યા તે બદલ વિએનામાં એકઠા થએલા પ્રતિનિધિઓને તેણે જણાવ્યું હોત તો તેનો વિચાર થાત અને ત્રીજું કારણ તો છેક જ ખોટું હતું, કેમકે કેટલાક લોકો તેને અનુકૂળ હતા તેમ કેટલાક તેને પ્રતિકૂળ પણ હતા.

આણી મેર લુઈ નાશી ગયો તો પણ નેપોલિયન રાજા છે એવું લોકો પાસે નાકબુલ કરાવવા સારૂ રાજ્ય પક્ષના લોકો ખટપટ કરતા

હતા, તેમણે એક બે ઠેકાણે તો ઝપાઝપી કરી, પણ તેની તરફ લશ્કરની કોટાઇને લીધે કંઈ તેનું ચાલ્યું નહિ. એ રાજ્યપક્ષી લોકોમાં બિચારા નિર્ભાગ્યશાલી સોળમા લુઈ રાજાની છોકરી હતી તેણે એક વેળાએ એવું વિલક્ષણ શૌર્ય દેખડાવ્યું કે, તે જોઇને નેપોલિયન પણ બોલ્યો કે, આ વંશમાં એટલો જ માત્ર મરદ છે. એ ઝપાઝપીમાં હાર્યા પછી તે ઈંગ્લાંડમાં નાશી ગઈ અને બધા રાજ્યપક્ષી લોકો હાર્યા અને નેપોલિયનની વિજયપતાકા ફરીથી ફ્રાન્સના કિલ્લાઓ ઉપર ફડફડવા લાગી.

આસ્ટ્રીઆનો બાદશાહ નેપોલિયનની સ્ત્રી અને છોકરાને મોકલતો ન હતો, તેથી તેણે તેમને જબરાઈથી નસાડી આણવાનો ઘાટ ઘડયો. રાણીની તેહેનાતમાં કેટલાંએક ફ્રેન્ચ માણસો હતાં તેમની મદદથી એ મનસુબો પાર પડવાની તૈયારીમાં હતો. પણ એટલામાં એક માણસ ફુટયો તેણે બધી હકીગત બાદશાહને કહી અને બાદશાહે એ વાત સાંભળતાં જ તમામ ફ્રેન્ચોને ત્યાંથી કહાડી મૂકયા અને પોતાની છોકરી પાસે નેપોલિયનનાં લુગડાંલત્તાં અને સામાન સરંજામ હતો તે નાંખી દેવાને ફરમાવ્યું એટલું જ નહિ, પણ તેની માહારાણીની પદવી કહાડી નાંખી, અને લગ્ન થયાની પેહેલાં જે તેના પિહેરનો કિતાબ* હતો તે જ ચાલુ કર્યો. એ ખબર પારિસ પહોંચતાં જ સઘળા લોકની ખાત્રી થઈ કે, હવે ફરીથી મોટો વિગ્રહ થયા વિના રેહેશે નહિ.

વિએનામાં મળેલી મુખ્ત્યારોની સભામાં તાલરાંડે એવો આગ્રહ કર્યો કે, નેપોલિયને વિના હકકે મુરાતને નેપલ્સની ગાદીએ બેસાડયો છે, માટે તેને જરૂર ઊઠાડી મૂકવો જોઇએ. એ ખબર સાંભળીને મુરાતે પચાસ હજાર લશ્કર લઇને રોમ ઉપર સ્વારી કરી અને આસ્ટ્રીઆના બાદશાહના અમલમાંથી તમને છોડાવીને સ્વતંત્ર રાજ્ય સ્થાપી આપું છું એવું કહીને ઇટાલિયન પ્રજાને પોતાની ભણી વાળવાનો તેનો વિચાર હતો. તથાપિ એવું બોલવામાં કેવો અર્થ છે તે આ વખતે લોકોના જાણવામાં સારી રીતે આવ્યું હતું તેથી તેના બોલવાને કોઇએ ગણકાર્યું નહીં. વળી તે ધારતો હતો કે આપણે કીધેલા સાહસથી

---

* એનો પિહેરનો કિતાબ આર્ચ ડચેસ હતો.

નેપોલિયન ખુશી થઇને મને મદદ મોકલશે. પણ તેમ થયું નહિ અને આખરે આસ્ટ્રીઆના લશ્કરે તેનો છેક જ પરાભવ કરી નાંખ્યો. ત્યારે તે તુલોં શેહેરમાં નાશી ગયો ને ત્યાંથી પારિસમાં જવા સારૂ તેણે નેપોલિયનને ઘણા કાલાવાલા કર્યા. તથાપિ આવા વિશ્વાસઘાતી માણસથી ભોળવાઇને તેણે બીજી વાર એનો ભરોંસો કર્યો નહિ. ત્યારે ફરીથી મુરાત કેટલાક માણસોની મદદ લઈ બીજી વાર પોતાનું રાજ્ય મેળવવા સારૂ નેપલ્સમાં ગયો. પણ ત્યાં તેના જવા પેહેલાં જ અગાડીનો રાજા ગાદી ઉપર બેઠો હતો, તેણે મુરાતને પકડીને દેહાંત શિક્ષા કરી.

મુરાતે મરતી વેળાએ પણ મોટી હિંમત દેખાડી હતી. એવી રીતે મહા શૂરા પણ વિલક્ષણ પ્રકૃતિના માણસની આખર આવી. એના શૂરાતનનાં તો નેપોલિયન પણ ઘણાં વખાણ કરતો. એક વાર તે સેંટ હેલિનામાં એના વિષે બોલ્યો હતો કે, વાટર્લૂના યુદ્ધમાં મુરાત હોત તો દુનિઆ આજે જૂદી જ સ્થિતિમાં હોત.

મુરાતે કરેલા કામમાં નેપોલિયનની સલાહ હશે એમ માનીને તેના દુશ્મનોએ ફ્રાન્સ ઉપર સ્વારી કરવાની તૈયારી કરી. તેથી જો આપણે ઝટ તેને ટક્કર આપવા નહિ જઈશું તો દુશ્મનો છેક જ પાસે આવી પહોંચશે એમ નેપોલીઅન ધારતો હતો. પણ રાજ્યનો બંદોબસ્ત બરાબર ન થઈ શકવાને લીધે એકદમ પારિસ છોડીને તેનાથી જઈ શકાયું નહિ. આ વખતે નેપોલિયનને રાજ્યનો બંદોબસ્ત કરવાના કામમાં ઘણી હરકતો પડવા લાગી. જૂદા જૂદા પક્ષના લોકોને રાજી કરવાને તેણે ઘણા ઉપાયો કર્યા. તથાપિ એક પક્ષના લોકોને જે વાત અનુકૂળ તે બીજાને પ્રતિકૂળ હોવાથી કરેલા ઉપાયોથી ફાયદો ન થતાં ઉલટું નુકસાન થવા માંડ્યું.

પ્રજાસત્તા ચાહાનારાઓને સારૂં લગાડવા સારૂ તેણે પારિસમાં આવતાં વેંત જ વર્તમાનપત્રોમાં મરજીમાં આવે તેવી બાબતો લખવાની સ્વતંત્રતા છે એવાં જાહેરનામાં કર્યાં. તે હવે કહેતો કે, " જુલમથી રાજ્ય કરી લોકોને ડરતા રાખવા કરતાં શાંતપણે રાજ્ય કરીને પ્રજાની પ્રીતિ મેળવવી સારી છે, એ મેં દેશ પાર થયો તે વખત દશ મહિના વિચાર

કર્યાંથી જાણ્યું છે. હવે તો સારી રીતે રાજ્ય કરીને પ્રજાને મારા અગાડીના અવગુણો ભૂલાવી નાંખવાની જ મારી ઇચ્છા છે."

સ્વતંત્રતા મળતાં જ વર્તમાનપત્રો પ્રવર્તાવનારાઓ પોતપોતાના પક્ષની તરફથી મરજીમાં આવે તેવી સખ્ત બાબતો લખવા લાગ્યા અને નેપોલિયનના કામ ઉપર ઘણી ટીકાઓ થવા લાગી. એ ઉપરથી તેને એમ લાગ્યું કે, આપણે એને સ્વતંત્રતા આપી એ બહુ ખોટું કર્યું. તથાપિ આ કટાકટીના વખતમાં તે તેમની સ્વતંત્રતા પાછી ખેંચી લઈ શકયો નહિ. વળી લોકોને પૂર્ણ સ્વતંત્રતા આપવાની પોતાની ઇચ્છા જણાવવા સારૂ તેણે આફ્રિકાથી પકડી આણેલાં માણસોને ઢોરની પેઠે વેચવાનો જે ચાલ તે વખતે હતો તે ગુલામી ધંધાને બંધ કરવાનો આરંભ કર્યો. એવી રીતે, વર્તમાનપત્રને સ્વતંત્રતા આપવી, ગુલામી ધંધો બંધ કરવો વગેરે વાતો પ્રજાના પ્રતિનિધિઓની સભાની સંમતિ લીધા સિવાય તેણે કરી. તેથી સભાસદોએ ધાર્યું કે, આગળની પેઠે જ અમારી આંખોમાં ધૂળ નાંખવાની તેની આ તજવીજ છે. કારણ કાયદા કરવાનો તમામ અધિકાર બાદશાહે પોતાની પાસે જ રાખ્યો છે.

વળી લશ્કરી લોકોને એમ લાગતું કે નેપોલિયનને અમે ગાદીએ બેસાડયો છે. અમારી મદદ વિના તે અહિં પગ મૂકી શકત પણ નહીં. તેથી બીજાઓની સમજુતી સારૂ તે જે વાત કરતો તે જોઇને સિપાઇઓ નારાજ થતા. એવી તેને બંદોબસ્તના કામમાં અડચણો ઘણી ઘણી આવી અને કાયદા કરનારી મંડળીમાં ઘણી તકરારો થતી પણ કંઈ નિયમ ઠરતા નહિ, તેથી તેણે જાતે જ રાજ્યબંદોબસ્તના નિયમો ઘડી કહાડી તે ઉપર લોકોની જેવી તેવી સંમતિ મેળવીને પ્રસિદ્ધ કરી પોતે લડાઇમાં જવા સારૂ તૈયાર થયો.

આ વખતે તેણે જતાં પેહેલાં પારિસની ચોતરફ પેહેલી વાર કરતાં ઘણો સારો બંદોબસ્ત કર્યો અને આસ્ટ્રીઆ વગેરે બીજા દુશ્મનોની સામા કાબેલ સેનાપતિ સાથે લશ્કર મોકલી, પોતાના શત્રુ માંહેના ઘણા શૂરા જે ઇંગ્રેજ અને પ્રુશિયન લોકો હતા તેમની ઉપર જાતે લશ્કર સહિત જવાનો મનસુબો કર્યો. તેનો વિચાર એવો હતો કે, પેહેલાંની પેઠે દુશ્મનનાં લશ્કરો એક બીજાની પાસે ન આવી પહોંચે એટલામાં તેમના

ઉપર ધશી જઇને તેમનો નાશ કરી નાંખવો. એવા ઇરાદાથી તારીખ અગીઆરમી જૂન સને ૧૮૧૫ ને દિવસે પારિસથી લડાઈ ઉપર જવા સારૂ નીકળ્યો, ત્યારે બોલ્યો કે, "હું વેલિંગ્ટનની ખબર લેવા સારૂ જાઊં છું." પોતાના લશ્કરની પાસે પહોચતાં જ લોકોને આવેશ આણવા સારૂ તેણે આ પ્રમાણે ભાષણ કર્યું:—

"બાહદુરો ! આજને દિવસે આપણે અગાડી મારેંગો અને ફ્રિડ્લાંડમાં જિત મેળવી છે. આપણે અને તે શું અગાડી કરતાં બદલાયા છીએ કે ? તેઓ મૂર્ખ છે, ક્ષણ વાર જિત મેળવી ફુલાઇને તે આંધળા બન્યા છે. પણ ફ્રેન્ચ લોકો ઉપર જુલ્મ કરવો કે તેમને જિતવા એ તેમની શક્તિની બહાર છે. એ જો ફ્રાન્સમાં દાખલ થશે તો આપણી કબરો અહિં થશે એમ તે જાણશે. બહાદૂરો ! આપણે અગાડી મોટા મોટા ધસારા કર્યા છે ને મોટી મોટી લડાઇઓ મારી છે તથા દુર્નિવાર સંકટો વિદારીને પાર પડયા છીએ. હવે જ આ ખરેખરા ફ્રેન્ચોને માટે દુસ્મનોને મારવાનો કે તેમ કરતાં પોતે મરવાનો પ્રસંગ આવ્યો છે."

એ ભાષણ સાંભળીને લશ્કરના લોકોને ઘણો જુસ્સો આવ્યો. આ વખતે ખુદ નેપોલિયન પાસે સવા લાખ ઉત્તમ લશ્કર હતું તે સાથે લઇને શત્રુ તરફ ચાલ્યો.

પેલી મેર ઈંગ્રેજ સેનાપતિ વેલિંગ્ટન અને પ્રુશિયન સેનાપતિ બ્લુચર એ બંને મહાપરાક્રમી પુરૂષો બેલ્જીયમમાં નેપોલિયન સાથે ટક્કર આપવાને તૈયાર જ હતા. વેલિંગ્ટન પાસે ઈંગ્રેજી લશ્કર થોડું હતું પણ સ્પેન, પોર્ટુગાલ અને જર્મનીનાં કેટલાંએક સંસ્થાનો તેના હાથ તળે હોવાથી પોણો લાખ સિપાઇઓનો સરવાળો તેની પાસે થયો હતો અને બ્લુચર પાસે એક લાખ માણસ હતાં. તે બંને જણાએ એવો મનસુબો કરી રાખ્યો હતો કે, નેપોલિયન જેના ઉપર પેહેલો હુમલો કરે તેને બીજાએ મદદ કરવી. એ વખત નેપોલિયને મહા શૂરા માર્શલ નેને વેલિંગ્ટન ઉપર મોકલી તેણે જાતે બ્લુચરના ઉપર હુમલો કર્યો. સોળમી તથા સત્તરમી તારીખે ફ્રેન્ચ અને પ્રૂશિયનો વચ્ચે બે ત્રણ સંગ્રામો થયા. તેમાં બેનાં મળીને આસરે પચાસ હજાર માણસો મુવાં. એ બંને વેળાએ

ફ્રેન્ચ લોકોની સરસાઈ થઈ. એને લીધે પ્રુશિયન સરદાર બ્લુચર શત્રુ સામેથી ઘણી ચતુરાઈથી નીકળી ગયો.

બ્લુચરને પાછો હડેલો જોઈ તેના ઉપર બીજું લશ્કર મોકલી નેપોલિયન વેલિંગ્ટનના લશ્કર તરફ વળ્યો. વાટર્લુના મેદાનમાં જ સંગ્રામ કરવાનો પ્રસંગ આણવાનું વેલિંગ્ટને પેહેલાંથી જ યોજી રાખ્યું હતું. તેણી મેર નેપોલિયન ચાલ્યો. તે ધારતો હતો કે, બ્લુચરને પાછો હઠયાનું સાંભળીને વેલિંગ્ટન ત્યાંથી ખશી જશે, પણ તે તો પોતાની તરફ ૪૯,૬૦૮ પાયદળ, ૧૨,૪૦૨ સ્વાર, ૫,૬૪૫ ગોલંદાજ અને ૧૫૬ તોપો સહિત ત્યાં પડેલો તેણે દીઠો. એ વખત નેપોલિયન પાસે પણ ૪૮,૯૫૦ પાયદળ, ૧૫૭૬૫ સ્વાર, ૭,૭૩૨ ગોલંદાજ અને ૨૪૬ તોપો હતી. નેપોલિયને જ્યારે ઇંગ્રેજી લશ્કરની છાવણી દીઠી ત્યારે બોલ્યો કે, 'આખરે ઈંગ્રેજો મારા પંજામાં આવ્યા ખરા!'

પ્રાચીન અને અર્વાચીન ઇતિહાસમાં દેશની કે પ્રાંતોની સ્થિતિ બદલનારી જે અનેક લડાઇઓ વર્ણવેલી છે તેમાંની એક આ વાટર્લુની* લડાઈ છે. આ લડાઈમાં નેપોલિયનની જિત થાત તો યુરોપખંડના કેટલાએક દેશની સ્થિતિ હાલ છે તેનાથી કદાચિત જૂદી જ દેખાત. આ લડાઈમાં નેપોલિયનના સઘળા પ્રયત્નોની આખર આવી. ઘણા ગ્રંથકારોએ આ લડાઈનું વર્ણન ઘણા વિસ્તારથી કર્યું છે. પણ એથી પુસ્તક ઘણું જ વધી જાય માટે અમે અત્રે તેનું વર્ણન કરતા નથી. નેપોલિયન વીસ વરસથી ઇંગ્લાંડનો પરાભવ કરવા સારૂ મથન કરતો હતો. પણ આખરે તે જ દેશના લોકોએ તેને હરાવ્યો. આ લડાઈમાં નેપોલિયનને હરાવ્યાને લીધે વેલિંગ્ટન શૂરાઓનો શિરોમણિ ગણાયો અને તેની કીર્તિ અમર થઈ. એથી એ પુરૂષ પોતાનામાં થયો તેનું ઈંગ્રેજો મોટું અભિમાન રાખે છે.

તારીખ સત્તરમીનો દિવસ આથમ્યો ને રાત પડી. બંને તરફની તૈયારીઓ થઈ ચૂકી હતી. બંને સરદારોએ પોતપોતાનાં લશ્કરને ઘણા સારા બંદોબસ્તથી ગોઠવ્યાં હતાં. એવામાં રાત્રે એવો જબરો વરસાદ

---

* આ મેદાન બેલ્જીઅમની રાજધાની બ્રુસેલ્સની પાસે વાટર્લુ નામે ગામ છે ત્યાં આગાડી છે. એ એક મોટું સપાટ મેદાન છે.

પડયો કે, બંનેની છાવણીઓમાં પાણી પાણી જ થઈ રહ્યાં. તંબુ ઘણા હતા તો પણ તેથી ઘણો બચાવ થયો નહીં. સામાનસરંજામ અને સિપાઈના શરીર ઉપરનાં લૂગડાં છેક લદબદ થઈ ગયાં. એ રાતે બંને પક્ષના ઘણા ખરા સિપાઇઓને નરદમ પાણીમાં જ ચારે પોહોર કહાડવા પડયા. તેથી કેટલાક તો એવા ઠીંગરાઈ ગયા કે તેમનાથી તેની જગા ઉપરથી હલાયું પણ નહી. એવી અવસ્થા થયા છતાં પણ જિત મેળવવાની આશાને લીધે બંને તરફના વીરોના હાથ ચળવળતા હતા. તેઓ ધારતા હતા કે અજવાળું કયારે થાય અને પ્રતિપક્ષી ઉપર કયારે હલ્લો કરીએ.

એમ કરતાં સવાર થઈ અને લાગલું જ યુદ્ધ શરૂ થયું. બંને પક્ષના લોકોએ મહા મહા પરાક્રમ કર્યાં. તેમાં એક વાર તો વેલિંગ્ટન ઘોડા ઉપરથી ઉતરીને જાતે તરવાર લઈ સિપાઇઓની સાથે ઉભો રહી લડવા લાગ્યો. બંને પક્ષના લોકો ધારતા હતા કે આજની લડાઈ જિતીએ તો આટલાં વર્ષના મહા ઉદ્યોગનું ખરૂં સાર્થક થશે અને જો આ અવસર જવા દીધો તો આખી દુનિઆમાં આપણી અપકીર્તિ થશે. એવું મનમાં આણીને બંને તરફના વીરો પોતાનાં માથાં હાથમાં લઇને લડયા. તેમાં પહેલાંના ઠરાવ પ્રમાણે બ્લુચર આપણી મદદે આવવાનો છે એવી ઇંગ્રેજ સરદારને ખબર હોવાથી ઇંગ્રેજો હિંમત રાખીને લડયા. ઘણા લોકો મુવા છતાં પણ તેમણે ફ્રેન્ચોને મચક આપી નહીં. એટલામાં બ્લુચર ફ્રેન્ચોની નજર ચૂકવીને આવી પહોંચ્યો. તેથી ફ્રેન્ચોએ પોતાનાં પરાક્રમોની પરાકાષ્ઠા કરી. તો પણ પ્રુશિયનને જોઈ ઇંગ્રેજોને હિંમત આવવાથી તેઓ ફ્રેન્ચો ઉપર ધસી ગયા. આ વખતે ખુદ નેપોલિયન દુશ્મન ઉપર ધસી જવાનો હતો પણ એટલામાં વિચાર ફેરવી નાંખીને શૂરા સરદાર નેને પોતાના માંહેથી વીણી કાઢેલા સિપાઇઓ આપીને દુશ્મન ઉપર મોકલ્યો. પણ ઇંગ્રેજો ધશી આવતાં જ ફ્રેન્ચોની દાણાદાણ થઈ. તેઓ ત્રાહે ત્રાહે કરતાં જ્યાં રસ્તો દીઠો તેણી મેર નાસવા લાગ્યા.

એ વખત નેપોલિયન એક ટેકરી ઉપરથી દુર્બીન વડે નિરાંતે જોતો હતો. પોતાનાં માણસોની દુર્દશા દેખતાં જ એકદમ તેનો ચેહેરો ઉતરી ગયો અને સર્વ નાશ પામ્યું એમ બોલી તે પણ મેદાનમાંથી

નાશી ગયો. હજી ફ્રેન્ચોની પીઠ પકડવાની હતી, પણ તેના સિપાઇઓ મહાભારત યુદ્ધ કરીને છેક થાકી જવાથી તેણે તે કામ પ્રુશિયનોને સોંપ્યું અને તેમણે તે ઘણી હોંસથી કબૂલ કર્યું અને ઘણી વાર સુધી તેમનો કેડો પકડીને જે ફ્રેન્ચો હાથ આવ્યા તેની નિર્દયપણે કતલ કરી. એવી રીતનો બનાવ બનવાથી નેપોલિયનના પોણા લાખ લશ્કરમાંથી માત્ર ત્રીસ હજાર માણસ બાકી રહ્યાં તેમને બીજા સરદારને હવાલે કરી પોતે પહેલાંની જે ટોળી પ્રુશિયનોની પાછળ લાગી હતી તેની મદદને સારૂ જવા નીકળ્યો. પણ તે લશ્કર હાર્યું અને તેનો સરદાર ગ્રોચી કેદ પકડાયાની ખોટી ખબર સાંભળવાથી ઘણી જ ઉતાવળે પ્રવાસ કરતો પારિસ આવી પહોંચ્યો. આ ભયંકર યુદ્ધમાં વેલિંગ્ટનનાં વીસ બાવીસ હજાર માણસો મુવાં તેમાં મોટી પદવીના સો અમલદારો મુવા અને પાંચસેં જખમી થયા હતા.

પેલી મેર પારિસમાં પહેલાં એ ત્રણ ઠેકાણે ફ્રેન્ચોની જિત થયાની ખબર મળ્યાથી ઓગણીસમી તારીખે નેપોલિયનના નામનો જયજયકાર થઈ રહ્યો હતો અને એની ખુશાલીમાં ત્યાંના અધિકારીએ સો તોપના ધડાકા કર્યાં. અને ફ્રાન્સ દેશનો વૈભવ જેમનો તેમ છે એમ તેની તરફના લોકો બોલવા લાગ્યાં. એથી બોર્બોન વંશની તરફના લોકોના ચેહેરા ઉતરી ગયા. તથાપિ બીજે જ દહાડે નેપોલિયન પારિસ પહોંચ્યો ત્યારે સઘળી બાજી ફેરવાઈ ગઈ અને તેના પક્ષના લોકોની ખુશાલીમાં ખલલ પડી ને બોર્બોન પક્ષના લોકોને જરા હિંમત આવી.

—:o:—

## ભાગ ૧૭ મો.

—:o:—

લશ્કરી લોકોની પેઠે જ બીજા લોકો પણ મને અનુકૂલ છે, એવું નેપોલિયન ધારતો હતો; પણ વાટર્લુમાં હારીને આવ્યા પછી લાગલું જ તેના જાણ્યામાં આવ્યું કે પોતાની ધારણા ખોટી છે. હવે કયા ઉપાયો કામે લગાડવા તેનો વિચાર કરવામાં તેનું મન લાગ્યું હતું, એટલામાં તારીખ ૨૧ મીએ પ્રજાના પ્રતિનિધિઓની સભા ભરાઈ તેમાં તેની વિરૂદ્ધ અનેક ઠરાવો થયા. અને પારિસ શેહેરનો બચાવ કેમ કરવો તેના મનસુબા થવા લાગ્યા.

એ જોઇને તેનો ભાઈ લુશિયન અને બીજા અમલદારો લશ્કરી લોકોને મોકલીને સભાસદોને કહાડી મૂકી સભાને વિખેરી નાખવાનું કહેતા હતા, તે વાત નેપોલિયને ગણકારી નહીં. પણ મુખ્ત્યિારોની સભામાં નેપોલિયનને પદભ્રષ્ટ કરવા બાબત તકરારો થઈ ને ઘણા મતથી ઠરાવ થશે એમ જોતાં જ તેણે જાતે જ નીચે લખ્યા પ્રમાણે જાહેરનામું મોકલ્યું:—

"ફ્રેન્ચ લોકો ! મેં દેશની સ્વતંત્રતા રાખવા સારૂ લડાઈ આરંભી, તે વેળાએ સઘળા અધિકારીઓ એકમતથી યત્ન કરશે અને આપણું કામ પાર પડશે એવું મને લાગતું હતું. માટે મેં શત્રુને લેખવ્યા નહીં, પણ હવે સઘળી વાત ઉલટી ગઈ છે. વાસ્તે ફ્રાન્સ દેશના દુશ્મનોને હું મારૂં બલિદાન આપું છું. ફક્ત મારે માટેજ દુશ્મનાઈ છે એમ તેઓ કહે છે. તે હું ખરૂં કરી દેખાડું છું. રાજકીય સંબંધે હવે મારૂં જીવતર પૂરૂં થયું. બીજા નેપોલિયનનું નામ આપીને હું મારા છોકરાને ફ્રાન્સનું રાજ્ય આપું છું. તમારે પોતાના દેશની સ્વતંત્રતા રાખવી હોય તો સઘળા એકસંપથી વર્તો. તા૦ ૨૨ મી જુન સને ૧૮૧૫."

**નેપોલિયન.**

એ જાહેરનામું જોતાં જ ફ્રાન્સ દેશ નેપોલિયન સરખા મહાવીરનું યુદ્ધકૌશલ્ય ગુમાવશે એવું મનમાં આવવાથી કાર્નોટની આંખમાંહેથી આંસુની ધારા ચાલવા માંડી. આ માણસ પેહેલાંથી જ નેપોલિયનની મહત્વાકાંક્ષાની વિરૂદ્ધ હતો પણ ફ્રાન્સ દેશની જમીન ઉપર દુશ્મનનો પગ ન અડકે એમ તેની ધારણા હતી. તેથી તે ધારતો હતો કે, ગ્રોચીનું લશ્કર હજી સુધી સારી હાલતમાં છે તે અને વાટર્લુમાંથી પાછાં આવેલાં માણસોને એકઠાં કરીને મેહેનત કીધી હોય તો કદાચ આવેલી આફત મટે, પણ એટલામાં માર્શલ ને ત્યાં આવ્યો અને કહ્યું કે, "હવે બોર્બોન વંશના રાજાને પાછો બોલાવ્યા વિના બીજો રસ્તો નથી. તે પાછો આવશે એટલે મને બંડખોર ગણીને ગોળોથી મારી નાંખશે, માટે હું અમેરિકા જઈશ. ત્યાં મારૂં જે થવાનું હશે તે થશે. તથાપિ ફ્રાન્સ દેશના ભલાને ખાતર ફકત એક જ ઉપાય રહ્યો છે તે તમે કરો." શાબાશ છે આ દેશભક્તને !

નેપોલિયન ફ્રાન્સ દેશના કલ્યાણ માટે પોતાની મેળે પદચ્યુત થયો. એ જોઈ કેટલાએક આગેવાન માણસો તેનો આભાર માનવા સારૂ તેની પાસે ગયાં. તેને પોતાની છેલ્લીવેલી મુલાકાત સમજીને બાદશાહી પોષાકમાં ઘણી શાંત વૃત્તિથી મળ્યો. તે વેળાએ એણે પોતાના છોકરાને ગાદી આપવાનું કબૂલ કરાવી લેવાનો યત્ન કર્યો, તથાપિ તે બાબત કોઇએ જ ઉત્તર આપ્યો નહીં. એવી રીતે તેની બીજી વારની બાદશાહીની આખર થઈ. આ વેળાએ તેણે માત્ર સો દિવસ બાદશાહી ભોગવી હતી.

નેપોલિયનના દિકરાને બાદશાહી આપવાનું ન ઠર્યાથી તેના કેટલાએક મિત્રો કેહેવા લાગ્યા કે એમ ન થાય ત્યાં સુધી બાદશાહનું રાજીનામું રદ સમજવું જોઇએ. એથી લશ્કરી લોકોમાં ફરીથી ગડબડ થવાનો રંગ દેખાવા લાગ્યો. તે વારે આગેવાન લોકોએ નેપોલિયનને કહ્યું કે "હવે મારો તમારા ઉપર કશો અધિકાર નથી, એમ તમે લશ્કરી માણસોને ખુલ્લી રીતે કહો," અને એ પ્રમાણે તેને લાચારીથી કરવું પડ્યું.

પછી તરત રાજ્યકારભાર તપાસવા સારૂ ફેકે, કાર્નોટ વગેરે પાંચ આસામીઓની નિમણુંક થઈ અને ફેકેએ નેપોલિયનને સમજાવ્યું કે તમે લોકોની નજર આગળ રહેવાથી ફરીને ગરબડ ઉઠવાની ધાસ્તી છે માટે તમે માલમેસનમાં જઈ રહો. તે સલાહ તેણે માની ત્યારે તેના બંદોબસ્ત સારૂ કેટલાએક સિપાઇઓ સાથે આપ્યા. તેનો જે અધિકારી હતો તે બોર્બોન વંશનો પક્ષપાતી અને નેપોલિયનનો પહેલાંથી જ વિરોધી હતો. તેને જોઇને તે સમજ્યો કે, કેદ થવા જેવી આપણી અવસ્થા થઈ.

એ વેળાએ પરાજિત થએલી ફ્રેન્ચ ફોજ એકત્ર થઇને પારિસ ભણી પાછી આવતી હતી અને બ્લુચર તથા વેલિંગ્ટન પોતપોતાના લશ્કર સહિત તેની પૂંઠે લાગેલા જ હતા. એ જોઇને રાજ્યકારભારીઓને એવી બીક લાગી કે જો માલમેસનમાંથી સટકીને ફરીથી નેપોલિયન એ લશ્કરને મળશે તો મહા પંચાયત પડશે. તેમાં વળી નેપોલિયન બીજા નેપોલિયન બાદશાહનો સેનાપતિ થઇને લડાઈ ઉપર જવા સારૂ પરવાનગી માગવાના કાગળો લખતો હતો અને કાર્નોટ એ વિચારને મળતો હતો પણ ફેકેએ તેમ થવા ન દીધું.

ફોકેના જેવા વિશ્વાસઘાતી માણસો દુનિઆમાં ઘણા જ થોડા હશે. અગાડીથી જ તે નેપોલિયન અને બોર્બોન વંશના રાજાઓને વિશ્વાસ આપી આપી ફસાવતો આવ્યો હતો. બંને પક્ષના લોકોને લાગતું કે, આ ગૃહસ્થ સંપૂર્ણ રીતે આપણા પક્ષમાં છે. અને એ પોતે એવું કર્યાં કરતો કે બંને પક્ષને એક બીજાની ખબરો બહાર ન પડે એવા પાકા બંદોબસ્તથી આપતો અને વખત આવે જે પક્ષનો પાસો ચઢતો થાય તેની તરફથી ઈનામ લેવાને તૈયાર થતો. પેહેલાં જેમ નેપોલિયન અને બોર્બોન વંશ સાથે ગટપટ કરતો તેવી રીતે હવે ફ્રાન્સ ઉપર આવનારા દુશ્મન રાજાઓ સાથે કરવા માંડી.

વળી નેપોલિયનને દેશમાંથી નસાડી મૂકવા સારૂ તેણે એક યુકિત કરી. તે યુકિત એવી હતી કે, જાણે મોટું દુઃખ થતું હોય તેવી રીતે નેપોલિયનને તેણે કહ્યું કે, "હવે તમારે શરીર અને આબરૂ બચાવવાનો એક જ રસ્તો રહ્યો છે, અને તે એ કે તમારે એકદમ અમેરિકામાં નાશી જવું." પછી આટલેથી ન અટકતાં વળી તે વિચાર પાર પાડવા સારૂ તેણે નેપોલિયનના માગનારાઓને માલમેસન મોકલી પૈસા માગવાનો તગાદો કરાવી તેને બહુબહુ-પજવ્યો.

બીજી પાસ વેલિંગ્ટનને તેણે એમ જણાવ્યું કે, નેપોલિયને અમેરિકા જવાનો ઠરાવ કર્યો છે. માટે આટલાંટિક મહાસાગરમાં તે વગર અડચણે જઈ શકે એવો બંદોબસ્ત તમે કરી આપો. આ લુચ્ચાની એમ કરવામાં બે મતલબ હતી. એક કદાચ વેલિંગ્ટન એ પ્રમાણે બંદોબસ્ત કરી આપશે તો હું નેપોલિયનનો વાહાલો થઈશ કે મારૂં એણે કામ કર્યું અને નહીં તો વેલિંગ્ટનને ખબર આપી તેની તરફનું કામ બજાવ્યા જેવું થશે. તેનો વેલિંગ્ટને જવાબ મોકલ્યો કે નેપોલિયનને અમેરિકા જવા દેવાનો મને કોઈ અધિકાર જ નથી. અને બીજી તરફથી ફોકેને એવો જવાબ મોકલી ઈંગ્રેજ સેનાપતિએ નેપોલિયનનો રસ્તો રોકવા સારૂ વાહાણો મોકલ્યાં.

એ કારસ્થાની પુરૂષે વેલિંગ્ટન તરફથી આવેલો જવાબ નેપોલિયનને જણાવ્યો અને કહ્યું કે, કદાચિત્ત ઈંગ્રેજ સરકાર તમને પકડવાની તજવીજ કરશે. માટે એવી તજવીજ તેની તરફથી થવા અગાઉ જ તમે

અહીંથી નાશી જવાની ઉતાવળ કરો. તમને અમેરિકા લઈ જવા સારૂ રોચેફોર્ટના બંદરમાં વાહાણુ તૈયાર છે.

આ તેના ઉપર છેક જ આખરની આફત આવી. નેપોલિયનને હવે શું કરવું તે સુઝે નહીં. લશ્કરી લોકોનો વિચાર નેપોલિયનને ફરીથી લડવા સારૂ તૈયાર કરવાનો હતો. તેથી જવું કે ન જવું એવી તેના મન સાથે ઘડભાંગ થવા લાગી. પરંતુ લડવાની પાછી તૈયારી કરવા છતાંયે માંડમાંડ આપણને મહા મેહેનતે સાઠ હજાર લશ્કર મળી શકશે. એટલા થોડા લશ્કર વડે ઈંગ્લાંડ, પ્રુશિયા, સ્પેન, ઈટાલિ, જર્મની આસ્ટ્રીઆ અને રૂશિયાના એકઠા મળેલા આઠ લાખ દળ સાથે લડવાને તૈયાર થવું એ મૂર્ખાઈનું કામ છે, એવી તેની ખાત્રી થવાથી એક બે વિશ્વાસુ માણસોને સાથે લઈ તારીખ ૨૯ મી જૂન સને ૧૮૧૫ ને દિવસે માલમેસનથી નીકળી પડયો.

તેનો બંદરે પહોંચતાં જ જુલાઈની ત્રીજી તારીખે વાહાણુ ઉપર ચઢાવાનો વિચાર હતો તથાપિ બારકસના કપ્તાને જણાવ્યું કે, ઈંગ્રેજી મનવારો તમને અટકાવવા સારૂ તૈયાર છે. તેથી એવી બંધીમાં મારાથી વાહાણુ હંકારાશે નહીં. એ ઉપરથી ત્યાં એક હોલાંડના વેપારીનું વાહાણુ હતું તે ભાડે કરીને તે ઉપર વેષ બદલીને છાનામાના જવાનો તેણે વિચાર કર્યો. તથાપિ તે વાહાણુ ઉપરના ટંડેલે કહ્યું કે, એ વાત ઈંગ્રેજી વહાણના ખલાસીઓના જાણ્યામાં આવ્યા વિના રહેવાની નથી. એથી કંઈ ઉપાય ન રહ્યો ત્યારે કેટલાએક જુવાન ફ્રેન્ચ ખલાસીઓએ વાહાણમાં બેસાડીને રાતની વખતે તેને લઈ જવાનો વિચાર કર્યો. તથાપિ સઘળા અનુભવી વાહાણુ ખેડનારાઓએ કહ્યું કે, હજાર રસ્તે પણ ઈંગ્રેજો ન જાણે એવી રીતે વાહાણુ જઈ શકશે નહીં અને કદાપિ જશે એમ ધારીએ તોપણ એવાં વાહાણને આટલાંટિક મહાસાગરમાં મોટું જોખમ છે. એ સાંભળી નિરાશ થઈ નેપોલિયન બોલ્યો, "જ્યાં જ્યાં લાકડાનું ઢીમચું ત્યાં ત્યાં ઈંગ્રેજી વાવટો ફડફડતો જ છે."

એમ ચાલી રહ્યું હતું એટલામાં એવી ખબર આવી પહોંચી કે, બ્લુચર અને વેલિંગ્ટન પારિસની પાસે આવી પહોંચ્યા. તેમની જોડે કરાર થઇને

પારિસમાંથી ફ્રેન્ચ લશ્કર નીકળી જવાનું ઠર્યું. હવે અરાડમો લુઈ ગાદી ઉપર બેસશે એમ ઠર્યું. ઘણે ઠેકાણે બોર્બોન વંશનો ધોળો ઝુંડો ફડફડવા લાગ્યો. એવી વેળાએ લશ્કરને મળવા જવામાં બોર્બોન પક્ષના હાથમાં સપડાઈ જવાનો ધાક હતો.

આવી અવસ્થામાં સઘળા ઉપાયો છોડી દઈ તેણે ઇંગ્રેજી વાહાણ બેલરફોના કપ્તાન મેટલાંડ જોડે સલાહ કરવાની વાત કરી. અને બે માણસને મોકલીને મેટલાંડને એમ જણાવ્યું કે, મને વગર અડચણે અમેરિકા જવા દેવાને ઇંગ્રેજ સરકારે કબૂલ કર્યું છે; એ બાબત તમારા ઉપર કાંઈ લખાઈ આવ્યું છે કે નહીં? તેનો મેટલાંડે જવાબ કહાવ્યો કે, "તમને જવા દેવાનો મારા ઉપર હુકમ આવ્યો નથી એટલું જ નહિ પણ કમનશીબે ઉલટા તમને પકડાય તો પકડીને એકદમ ઈંગ્લાંડ લઈ જવાનો હુકમ આવ્યો છે." ત્યારે નેપોલિયન તરફથી ગએલા ગૃહસ્થોએ કહ્યું કે, "નેપોલિયન પોતાની મેળે પારિસ છોડીને આવ્યો છે. તેને કોઇએ કહાડી મૂકયો નથી અથવા તો તે નાશી આવ્યો નથી." એના જવાબમાં મેટલાંડ બોલ્યો કે, "ગમે તે હો, મારે એ વાતની જરૂર નથી. ને હું તમને કોઈ પ્રકારે વચન આપી શકતો નથી. પણ ખાનગી રીતે હું એટલું કહું છું કે, નેપોલિયન ઈંગ્લાંડ આવશે તો તેની સારી રીતે બરદાસ્ત થશે. અને તે મારા વાહાણ ઉપર આવશે તો તેની સાથે કેદી પ્રમાણે નહીં ચાલું, પણ પરોણો ગણીને વર્તીશ". એથી આખરે નિરૂપાય થઇને ઈંગ્લાંડના રાજાને તેણે એવા ઇરાદાનો નીચે પ્રમાણે એક કાગળ લખ્યો:—

"મહારાજ! મારા દેશમાં ઘણા પક્ષ પડવાને લીધે તથા યુરોપ ખંડ માંહેના મોટા મોટા રાજાઓની દુસ્મનાઈને લીધે હું રાજ્યસંબંધ છોડી થેમિસ્તોકિલસની* પેઠે બ્રિટીશ લોકોમાં આવી રહું છું. મારા

---

* આ પ્રાચીન કાળમાં ગ્રીસ દેશમાં ઘણો શૂરો અને રાજ્યધોરણી પુરૂષ હતો. ઇરાની લોકોએ ગ્રીસ દેશ ઉપર સ્વારી કરી ત્યારે આથેન્સવાસીઓ ડરી ગયા હતા તે વખતે તેણે પોતાની ચતુરાઇથી સ્વદેશ ઉપર આવેલી આફતથી રક્ષણ કીધું હતું. પણ પછી બીજા કારભારીઓ જોડે અણબનાવ થવાથી તે દુસ્મનના મુલકમાં નાશી ગયો અને તેણે તેને માન આપીને એક મોટું કામ સોંપ્યું હતું.

દુશ્મનોમાં આપને મોટા પ્રબળ, સ્થિર અને ઉદાર સમજીને બ્રિટિશ લોકોના કાયદાનું રક્ષણ હું તમારી પાસે માગું છું."

**નેપોલિયન.**

દૈવગતિનો શો ચમત્કાર છે! જે લોકોને પરાજિત કરવા સારૂ ઘણાં વરસ સુધી તે પ્રયત્ન કરતો હતો, તેમને જ શરણ જવાનો પ્રસંગ નેપોલિયન સરખા દુનિયા જિતવાની ઇચ્છા રાખનારા મહત્વાકાંક્ષી પુરૂષને આવ્યો! એથી તેના મનને કેટલું માઠું લાગ્યું હશે? ઉપરનો કાગળ મોકલીને તેણે વાહાણ ઉપર જવા સારૂં હોડીમાં પગ મૂકયો. ત્યારે તેની સાથેનાં માણસોનાં મન ઘણાં જ દુઃખી થયાં અને ડસક ડસક રડવા લાગ્યાં. વાહાણ ઉપર આવ્યા પછી મેટલાંડે તેને સારૂં આદરમાન આપ્યું. તથાપિ તોપોનો અવાજ ઇત્યાદિ રાજમાન કશું ન આપ્યું. અને વાહાણ ઉપર ગયા પછી નેપોલિયને ગંભીરપણે મેટલાંડને કહ્યું કે, "તમારા રાજા અને કાયદાની છાયામાં હું આવ્યો છું."

બીજો માણસ તો આટલું અપમાન થવાથી ઝુરી ઝુરીને ક્ષીણ થઇ જાત પણ નેપોલિયનનું મન વિલક્ષણ દૃઢ હતું. તેની દૃઢતા અમાપ હતી. ઇંગ્રેજી વાહાણ ઉપર ગયા પછી હિંમતથી મન ઠેકાણે રાખી તેમાંના માણસો જોડે મીઠું મીઠું બોલવા લાગ્યો. અને વાહાણ ઉપરની તમામ વસ્તુઓ તેણે ધ્યાનથી જોઈ અને તે બધાનાં વખાણ કર્યાં, તેમાં ઇંગ્રેજ લોકોના અને તેમાં પણ તેની અરમારનાં ઘણાં જ વખાણ કર્યાં અને ખુલ્લી રીતે એમ કહી દેખાડયું કે, વેલિંગ્ટન યુદ્ધકૌશલ્યમાં મારા બરાબરીનો છતાં દૂરદૃષ્ટિ તેનામાં વધારે છે. અને વાહાણ ઇંગ્લાંડ ભણી હંકારાયું તે વારે નેપોલિયન ઉતરેલે ચેહેરે ફ્રાન્સ દેશ તરફ જોતો હતો. એ તેનું છેલ્લી વારનું જોવાનું હતું. જે દેશમાં તેણે પોતાના બુદ્ધિકૌશલ્યથી, પરાક્રમથી અને મહાત્વાકાંક્ષાથી ઘણાં વરસ સુધી ઘણી સારીમાઠી વાતો કરી હતી, તે દેશ ફરીથી આઘેથી પણ તેની નજરે પડયો નહીં.

એ વાહાણ ઇંગ્લાંડના કિનારા પાસે આવ્યું ત્યારે મેટલાંડ ઉપર હુકમ આવ્યો કે, તમારા વાહાણ ઉપરના કોઈ પણ આદમીને જમીન ઉપર આવવા દેશો નહીં. પણ નેપોલિયનને પોતાના દેશના કાંઠા ઉપર

આવેલો સાંભળતાં જ તેને જોવાને આતુર થયેલા હજારો લોકો હોડીમાં બેશીને આવ્યા. તેથી તેના વાહાણની આજુબાજુ કીડીઓના થરની પેઠે હોડીઓની ભીડ થઈ. એ વખત નેપોલિયન સઘળાની નજરે પડે એવી ઊંચી જગાએ બેઠો હતો. તેને લોકો આનંદભેર સલામ કરતા અને તે પણ લગાર મોંઢું મલકાવીને સલામ પાછી વાળતો.

પછી તારીખ ૩૧ મી જુલાઇએ ઇંગ્રેજ સરકારના બે અમલદારો વાહાણ ઉપર આવ્યા ને તેમણે નેપોલિયન બાબતનો સરકારનો છેલ્લો થએલો ઠરાવ જાહેર કર્યો તેમાં આવી બે કલમો હતીઃ—

કલમ ૧ લી, સેનાપતિ બોનાપાર્ટને ઈંગ્લાંડના કિનારા ઉપર ઉતરવા દેવો નહીં, તેને સેંટ હેલિનામાં લઈ જવો. ઇંગ્રેજ સરકારના તાબા માંહેલું એ જ ઠેકાણું તેને લાયક છે. ત્યાંથી ફરીથી છૂટી જવાની બીક નથી, અને એને પણ સ્વતંત્રપણે મરજીમાં આવે તેમ ફરવાને બનશે.

બીજી, સાવ્હરી અને આલેમંડ વગર બીજા પસંદ પડે તે ત્રણ કારભારી તેની સાથે લેવા. વળી પોતાનો વૈદ અને બીજાં બાર માણસો સાથે લઈ જાય.

અરરર ! નેપોલીયન જેવા મહત્વાકાંક્ષી પુરૂષ ઉપર આ તે શીઆફત ! ! મોંઢામાંથી શબ્દ નીકળતાં જ લાખો માણસ ભેગા કરનાર નેપોલિયન જેવા પુરૂષને શત્રુએ મુકરર કરી આપેલા ટાપુમાં મુકકર કરી આપેલાં બારા માણસો સાથે લઈ જવાનો હુકમ પાળવાનો વખત આવે એ શું ! શું આ મોટાઈ મેળવવાના લોભનું પરિણામ ! વાસ્તે ભૂખણ કહે છે તે ખરૂં છે કે, "કરોની તમે કોટી લક્ષ પ્રકાર, લખ્યા લેખ મિથ્યા ન થાય લગાર."

"તમારે આ બાબત કંઈ કહેવાનું છે" ? એમ પેલા ઇંગ્રેજ અધિકારીએ તેને પૂછ્યું ત્યારે નેપોલિયન શાંત ને ગંભીર સ્વરથી બોલ્યોઃ—"લડાઈમાં પકડેલા બંદીવાનના જેવી મારી વ્યવસ્થા જોવાને ઇંગ્રેજ સરકારને અધિકાર નથી. તમારા એકાદ ગામમાં જાઉં તેવી રીતે હું તમારા વાહાણમાં આવ્યો. 'તમને કેદ કરવામાં આવશે' એવું જો મને જણાવવામાં આવ્યું હોત તો હું એમાં બીલકુલ આવત જ નહિ.

વળી ઈંગ્રેજ સરકારે મને સેનાપતિની પદવીથી બોલાવ્યો એ ગેરવાજબી છે. મારી પદવીનો હક્ક ગયો નથી. ત્રણ મહિના પેહેલાં લુઈ જેવો ફ્રાન્સનો રાજા હતો, તેવો જ હું પણ એલ્બાનો બાદશાહ હતો. એક રાજાએ બીજા રાજાના મુલક ઉપર સ્વારી કરી એટલે તેની પદવી જાય એવું કંઈ નથી. ઈંગ્રેજ સરકાર ઉપર મેં ભરોંસો રાખ્યો તેનો તેણે ઘાત કર્યો તો દુનિઆમાં તેની અપકીર્તિ થશે. આસ્ટ્રીઆ કે રૂશિઆનો બાદશાહ મારી આવી દુર્દશા ન કરત. સેંટ હેલિનામાં મને કેદ રાખવાથી ત્યાંની હવાએ હું મરી જઈશ. માટે ત્યાં ન જવાનો મારો નિશ્ચય છે."

ઈંગ્રેજ સરકાર કહે તે કર્યા વિના તેને બીજો રસ્તો નહોતો, એમ છતાં તેણે ઉપર કહ્યા પ્રમાણે કહ્યું. તેથી ઈંગ્રેજ સરકાર તેનું કહેવું નહિ માને તો એ આપઘાત કરશે એવી ગપ ઉડી હતી. કારણ ઉપર કહેલું ભાષણ સાંભળીને એના વાહાણ ઉપરની કેટલીએક ફ્રેન્ચ સ્ત્રી હતી તે રડી પડી હતી. પણ નેપોલિયન આપઘાત કરશે એ વાત તદ્દન ખોટી હતી એમ એક ગ્રંથકાર કહે છે. કારણ "જીવતો નર ભદ્રા પામશે, મુવા પછી કાંઈ નહિ મળે." આ તેનો દૃઢ નિશ્ચય હતો. પોતાનો ગયેલો વૈભવ પાછો નથી જ મળવાનો એ શા ઉપરથી કહી શકાય? એમ તેને આખર સુધી લાગતું હતું.

પણ ફ્રાન્સમાં તો અરાઢમો લુઈ પાછો ગાદી ઉપર બેઠો અને ઈંગ્રેજો ને પ્રુશિયનો પારિસ શેહેરમાં પેઠા. તેમણે નેપોલિયને અગાડી દેશો જિતીને આણેલાં ચિત્રો, પુતળાં અને પુસ્તકોનું હરણ કર્યું, વગેરે બાબતોનો સંબંધ હવે નેપોલિયનના ચરિત્રમાં રહ્યો નથી, માટે એ વાત અમે કરતા નથી.

નેપોલિયન શરણ આવ્યો છતાં તેને પોતાના દેશમાં આવવા ન દીધો, ને તેની બાદશાહી પદવી રદ કરીને સેનાપતિ કહ્યો તેથી નેપોલિયનના પક્ષના કેટલાએક ગ્રંથકારો ઈંગ્રેજ સરકારને માથે દોષ મૂકે છે. તથાપિ ઈંગ્રેજ સરકારની તરફેણના ઈંગ્રેજ ગ્રંથકારો કહે છે કે, નેપોલિયનને ઈંગ્લાંડમાં આવવા દીધો હોત તો ફરીથી યુરોપ ખંડમાં ગડબડ મચીને રકતપાત થવાનો સંભવ આવત. કેમકે ઈંગ્લાંડ અને ફ્રાન્સ છેક

જ પાસે પાસે છે. વળી ઈંગ્લાંડનાં વર્તમાનપત્રોને ઘણી સ્વતંત્રતા હતી ને ઈંગ્લાંડમાં તેની તરફના લોકો પણ ઘણા હતા એને લીધે અનેક મસલતો કરીને ફરીથી ગરબડ થઈ રહેત. વળી તેણે કરાર કર્યાં છતાં એલ્બામાંથી છૂટી આવીને કરેલા કરાર કોરણે મૂકયા, તેનો વિશ્વાસ ફરીથી કરવો ઘટતો નથી, એવું પણ કેટલાકનું કહેવું અને સમજવું હતું. તેના બીજા શત્રુની પ્રજાઓએ તો જો નેપોલિયન જીવતો હાથ આવે તો તેને ગોળીથી મારવાનો વિચાર કર્યો હતો. અને તેની બાદશાહી પદવી રદ કરવા બાબત તેઓ એમ કહે છે કે, એમિન્સના તહનામા વખતે તેને જે પદવી હતી તે ઇંગ્રેજ સરકારે કાયમ રાખી. તે પછી એણે જે વાતો કરી તે ઇંગ્રેજ સરકારને અસલથી જ કબૂલ નહોતી.

નેપોલિયનને ઈંગ્લાંડમાં આણવા સારૂ તેની તરફના લોકોએ ઘણી મેહેનત કરી, ને એણે જાતે પણ ઈંગ્લાંડના રાજાને મળવાની પરવાનગી મેળવવા સારૂ બહુ ખટપટ કરી. પણ રાજાના પ્રધાનમંડળે તેમ કરવા દીધું નહીં. પોતાના છટાદાર ભાષણથી બીજા માણસનું મન વશ કરી લેવાની કળા નેપોલિયનમાં સંપૂર્ણપણે વસતી હતી તેથી પ્રધાનોને એવી બીક લાગી કે, આ બે જણા મળશે તો કદાપિ આપણો કરેલો બંદોબસ્ત ધૂળ મળશે. એ બાબત લાર્ડ કીથ નામે ઇંગ્રેજી લશ્કરનો એક મોટો અમલદાર નેપોલિયન અને રાજાની મુલાકાત વિષે બોલતાં બોલ્યો હતો કે, "મારા મનની તો ખાત્રી છે કે, જો તમે તેને મળવા દીધા હોત તો અરધા કલાકમાં તેમની વચ્ચે સારી દોસ્તી બંધાઈ જાત."

મેટલાંડે વિશ્વાસઘાત કર્યો એમ કહીને નેપોલિયનના પક્ષકારોએ તેના ઉપર નિંદાનો વરસાદ વરસાવ્યો છે અને નેપોલિયનનું જોઇએ તે કરતાં વધારે માન રાખ્યાનું કહીને કેટલાક ઇંગ્રેજો તેને ઠપકો દે છે. એમ છતાં નેપોલિયન બાબત લખે છે કે, "જેણે આપણા દેશને આટલાં દુઃખ દીધાં તેના ઉપર ઇંગ્રેજ અમલદારને દયા આવેલી જોઈ નવાઈ લાગશે. તથાપિ બીજાને ખુશ કરવાની શકિત તેનામાં એટલી વિલક્ષણ હતી કે, મારા જેવા મહિના સુધી તેની પાસે રહેલા છતાં અનેક મોહક ગુણ ધરાવનાર અને મોટા વૈભવે ચઢેલા માણસની મે

દીઠી, એવા પ્રકારની ખરાબ સ્થિતિ જોઇને મનમાં દયા ઉત્પન્ન થઈ માઠું ન લાગે એવા માણુસ કવચિતજ જડશે."

સામાનની તૈયારી થઈ અને વાહાણુને હંકારવાનો વખત આવ્યો ત્યારે નેપોલિયનની જોડે કયાં કયાં માણસો જવાનાં તે ઠર્યું. તેમાં બેર્ત્રાંડ અને માન્થોલોન નામના તેની તેહેનાતના બે મોટા કારભારીઓ પોતાનાં બઇરી છોકરાં સુદ્ધાં સાથે જવા નીકળ્યા. અને પોતાના ધણીને છોડીને જેમને જવું પડયું તે ઘણા દલગીર થયા. સઘળા જ પોક મૂકીને રડવા લાગ્યા. કેટલાકે નેપોલિયનના પગ પકડયા તે કેમે કર્યા છોડે નહી. સાવ્હરી તથા આલેમંડ પોતાને સાથે જવાની રજા મળવા સારૂ ઈંગ્રેજ અમલદારની આજીજી કરતા હતા પણ તે વાત કબુલ થઈ નહીં તેથી તેઓ બીધા કે અમને પકડીને લુઈ રાજાને સોંપી દેવાનો ઈંગ્રેજ સરકારનો વિચાર છે. પણ ઈંગ્રેજ સરકાર તેમ નહી કરે એવું તેમને વચન મળવાથી તે નિરાંતે બેઠા. ઉપર કહેલા બેર્ત્રાંડ અને માન્થોલોન વગર બીજો એક કામદાર, એક વૈદ, નવ ચાકર અને ત્રણ દાસી એટલાં માણસોને નેપોલિયન જોડે સેંટ હેલિના જવાનું ઠર્યું. વળી નેપોલિયને સાથે આણેલી સંપત્તિમાંથી સોના રૂપાનાં વાસણો જ તેની સાથે લઈ જવાની પરવાનગી મળી. પણ રોકડા ચાલીસ હજાર રૂપીઆ હતા તે ઈંગ્રેજ સરડારે જમાકર્યા અને કહ્યું કે, તમારો ખરચ અમે ચલાવીશું.

પછી તારીખ ૮ મી આગષ્ટ સન ૧૮૧૫ ને દિવસે નાર્થમ્બર્લાંડ નામનું વાહાણ યુરોપખંડને જિતનારને લઇને સેંટ હેલિના બેટમાં કેદ નાંખવા સારૂ લઈ ચાલ્યું. એ વાહાણ ઉપર મુખ્ય અમલદાર સર જોર્જ કાકબર્ન નામે હતો. તેણે નેપોલિયનને પોતાનો બરોબરીઓ ગણીને વધારે માન આપ્યું નહીં પણ તેની સાથે સારીરીતે ચાલ્યો હતો. નેપોલિયને પણ પોતાનું મન સાવધ રાખ્યું હતું. એ વાહાણ તારીખ ૧૫ મી ઓકટોબરે સેંટ હેલિના પોહોંચ્યું.

એ બેટ આફ્રિકા ખંડની પશ્ચિમે આટલાંટિક મહાસાગરમાં છે. એમાંની જમીન ખડકાળ છે. વાહાણ બંદર પાસે આવવાથી નેપોલિયને તે આખા બેટને દુર્બિનથી ધ્યાન દઇને જોયો. વાહાણમાં બેઠાને ઘણા

દિવસ થયા હતા તેથી તરત તે જમીન ઉપર ઉતરી પડયો. ત્યાં તેને જોવા સારૂ ઘણા લોકો આવવા લાગ્યાથી કેટલાક દહાડા સુધી એક બાજુએ જઈ રહ્યો. પછી સઘળી જગાઓ તપાશીને લાંગવુડ નામે ત્યાંના અમલદારને રહેવાની જગા હતી ત્યાં રહેવાનો ઠરાવ થયો. ત્યાંનો બંગલો સાધારણપણે ઘણો જ મોટો હતો તોપણ નેપોલિયનને અડચણ ન પડે માટે તેમાં બીજો વધારો કર્યો. એ મકાન તૈયાર થતાં સુધી તે અને તેનાં માણસો પોતપોતાની સવડ પ્રમાણે જૂદે જૂદે ઠેકાણે રહ્યાં હતા અને તે તૈયાર થયા પછી પોતાના સામાન અને પુસ્તક વગેરેની સારી ગોઠવણ કરી સાથેનાં બધાં માણસો સહિત તેમાં રેહેવા ગયો. લડાઈ અને રાજ્યકારભાર વગેરે કામ સમાપ્ત થવાથી એની બુદ્ધિ સ્થિર ન રહેતાં ગ્રંથો લખવા ભણી વળશે એવું ધારવામાં આવતું. પરંતુ તેના શરીરની ચપળતા બંધ પડતાં જ તેની બુદ્ધિની તીવ્રતા પણ નષ્ટ થઈ.

નેપોલિયન સેંટ હેલિનામાં રહ્યા પછી ઈંગ્રેજ સરકારે તેને ઘણો પજવવા માંડયો છે એવો તેના મિત્રોએ આખા યુરોપખંડમાં ઘોંઘાટ કરી મૂકયો. ત્યાંની હવા સારી નથી, તેને રેહેવાને સારૂ ઘર નથી, જોઇએ તેટલા ચાકરો નથી. રાત્ર દિવસ સખત પેહેરો હોવાથી તેને બહાર નીકળવાની છૂટ નથી. સારો ખોરાક મળતો નથી એટલું જ નહિ પણ તે પૂરતો મળતો નથી. બઇરી છોકરાંનો વિયોગ, ખરચવાને સારૂ પૈસા છેક થોડા, વગેરે ઘણી બાબતો વિષે લોકોમાં વાતો ચાલી રહી.

તથાપિ કંઈ કારણ ન છતાં એ બધું પોતાની ભણી યુરોપના લોકોનાં મન ફરીથી વાળવા સારૂ નેપોલિયને કરાવ્યું હશે એમ કેટલાએક ગ્રંથકારોનું કહેવું છે. તેઓ કેહે છે કે, ત્યાં જે ઘરો હતાં તેમાંથી જે સારૂં હતું તેમાં નેપોલિયન રહેતો હતો. તેને જોઇએ એટલી જગા હતી. પુસ્તકો વગેરે તેની પાસે સામાન હતો. ચાકરો પણ જોઇએ તેટલા હતા. ખરચને સારૂ દર વરસે એક લાખ વીસ હજાર રૂપીયાની નિમણુંક બાંધી હતી. લુગડાં લત્તાં પણ જોઈતાં જ હતાં. તેના ખાવાપીવાનો બંદોબસ્ત પણ ઈંગ્રેજ સેનાપતિના જેવો હતો. તે કોઇને પૂછ્યા વિના બે ગાઉ સુધી જઈ શકતો. રજા લઇને ચાર ગાઉ અને પેહેરા સાથે ૭ ગાઉ જવાની

પરવાનગી હતી. અને ઇંગ્રેજ અમલદારને સાથે લઇને તે બેટના ગમે તે ભાગમાં જવાની છૂટ હતી. બઇરી છોકરાં ન મોકલવા દેવાનો દોષ ઇંગ્રેજ સરકારને માથે ન હતો. તેને આસ્ટ્રીઆના બાદશાહે મોકલ્યાં નહીં. સેંટ હેલિનાની હવા વધારે ખરાબ નથી ને નેપોલિયન જેવા માણસને બીજી જગાએ રાખવાની સવડ નહોતી. વળી ઇંગ્રેજ અધિકારીને બતાવ્યા વિના યુરોપમાં કોઈ પણ પત્ર લખવાની તેને રજા નહોતી. એ અટકાવને માટે નામાંકિત ઇંગ્રેજ કવિ સર વાલટર સ્કાટ ઇંગ્રેજ સરકારને દોષ દે છે. તેના જવાબમાં પણ કેટલાએક ગ્રંથકાર કહે છે કે, અગાડીના જેવી ગરબડ ન થાય તેને માટે જ એવી ગોઠવણુ કરવાની ફરજ પડી હતી. નેપોલિયન આવા જાપતામાં છતાં પણ તેના મિત્રોએ તેને ત્યાંથી નસાડી મૂકવાનો યત્ન કર્યો હતો. એ કામને માટે જ એક માણસે ઇંગ્લાંડમાં એક જાતનું નવાઈ જેવું વાહાણુ તૈયાર કરાવ્યું હતું. અને તે કેટલીક વાર સુધી પાણીમાં બુડેલું રહે એવી ગોહવણુ કરી હતી. એવી ધારણાથી કે રાતની વખતે તેને સેંટ હેલિના આગળ લઈ જવું અને પાણીમાં ડુબાડી રાખવું, અને લાગ આવે ત્યારે નેપોલિયનને લઇને નાશી જવું. તથાપિ તે વાહાણુની આવી ચમત્કારિક રચના જોતાં સરકારે તે ભાંગી નંખાવ્યું.

કેટલેક દિવસે નેપોલિયનને સેંટ હેલિનાના ઇંગ્રેજ અમલદાર સર હડસન લો સાથે કજીઆ થવા લાગ્યા, તેથી યુરોપ ખંડ માહેનાં વર્તમાનપત્રોમાં અને રાજયકીય સભાઓ વગેરેમાં ઘણી જ ચર્ચા થવા લાગી. અને હડસન લો નેપોલિયનને ઘણું દુઃખ દે છે, એમ ઠેકાણે ઠેકાણે લોકો બોલવા લાગ્યા. ઇંગ્લાંડના પ્રસિદ્ધ કવિ લોર્ડ બાયરને નેપોલિયનની સ્તુતિ ઉપર કેટલીક કવિતા લખી તેમાં પણ નેપોલિયનને દુઃખ દીધાનું વર્ણન કર્યું છે. આ બાબત કેટલાએક ગ્રંથકારો કહે છે કે, નેપોલિયનના દોસ્તોએ અમથી જ સહરાગત કરીને આખા યુરોપમાં ફેલાવી મૂકી. હડસન લો તેની સાથે રીતસર જોઇએ તેવી રીતે વર્તતો હતો. એમ હિંદુસ્તાનમાંથી આવનારા કેટલાએક વાહાણુ ઉપરના લોકો ત્યાં જતા તેમણે કહ્યું છે. એમાંના કેટલાએક માણસો નેપોલિયનને મળવા સારૂ જતા તેની સાથે તે ઘણી મીઠાશથી બોલતો હતો. ચોવીસ

કલાકમાં એક વાર તો કોઈ પણ ઈંગ્રેજ કામદારની નજરે પડવો જોઇએ, વગેરે કેટલીક વાતો નેપોલિયનને અપમાન ભરેલી લાગતી હતી. તથાપિ તેમાં હડસન લોનો ઉપાય નહોતો. તેને તો સરકારનો હુકમ અમલમાં માત્ર આણવાની ફરજ હતી.

સેંટ હેલિનામાં તે હતો ત્યારે રોજ સવારમાં ઉઠતો ને ઉઠીને તરત પગે અથવા ઘોડા ઉપર બેશીને ફરવા જતો અને જે દિવસ ન જાય ત્યારે કોઈ પાસે પોતે અગાડી કરેલી વાતોનો ઇતિહાસ બેઠો બેઠો લખાવતો. ફરીથી દશ વાગતે જમ્યા પછી બે ત્રણ કલાક વાંચતો અથવા લખવાની કાંઈ બાબત કહેતો. ત્યાર પછી કોઇને મળવાનું હોય તો મળતો. પછી ગાડીમાં કે ઘોડા ઉપર બેશીને સાથેના માણસો જોડે ફરવા જતો ને પાછો આવ્યા પછી પાછો વાતચિત કરવા કે લખાવવા બેસતો. તે રાત્રે આઠ વાગે વાળું કરતો અને હંમેશાં સાદું ખાતો. તેનો આહાર મોટો હતો. પણ ગમે તે ખાધેલું તેને પચતું નહોતું. તે ઘણો દારૂ પીતો નહોતો પણ તપખીર ઘણી સુંઘતો હતો. રાત્રે વાળું કીધા પછી કેટલીક વાર સુધી કોઈ કંઈ વાત કરે અથવા વાંચે તે સાંભળતો ને પછી સુઈ જતો. આખી ઉમર ઉદ્યોગમાં જવાથી તેને થોડી જ ઉંઘ જોઇતી હતી અને એ થોડી નિદ્રામાં પણ ઝબકીને ઉઠવાની તેને ટેવ હતી; એને લીધે જાગે કે તરત વાંચવા માંડવા સારૂ પુસ્તક લઇને કોઈ તેની તેની પાસે તૈયાર રહેતું હતું. તે પોતાના શરીરનાં ઘણાં જતન કરતો હતો ને રોજ નહાતો હતો તથા ટયુલરિઝના મેહેલમાં જે પોષાક હતો તે જ અહીં પણ પેહેરતો હતો.

વાટર્લુની લડાઈ પછી એના શરીરની શક્તિ ધીમે ધીમે ઓછી થવા લાગી. પણ સન ૧૮૧૭ ના વરસથી તેના મોંઢા ઉપરનું તેજ ઓછું થવા લાગ્યું. તે જોઇને તેને વધારે છૂટ આપવા સારૂ તેની સાથેના માણસો વિનંતી કરવા લાગ્યા. પણ એમાં કંઈ કારસ્થાન હશે એવો વેહેમ લાવીને ઇંગ્રેજ અમલદારે તે અરજ નાકબૂલ કરી. સને ૧૮૧૮ ના સપ્ટેંબર મહિનામાં તેની પ્રકૃતિ ઘણી બગડી. એ જોઇને તો વૈદને પણ ધાક લાગ્યો. અને વૈદે નેપોલિયનને કહ્યું કે તમે ખુલ્લી હવામાં ફરો હરો, નહિ તો પ્રકૃતિ ઘણી જ બગડી જશે. કેમકે નેપોલિયને કેટલાએક દિવસ

સુધી બહાર ફરવા જવાનું બીલકુલ બંધ કર્યું હતું. એથી જરા વૈદે ફરવા જવાનું કહ્યું ત્યારે તેણે કહ્યું કે પેહેરાના સિપાઇઓ અપમાન કરે છે, તે ખમીને મારાથી બહાર ફરવા જઈ શકાતું નથી. ત્યારે વૈદે કહ્યું ફરવાનું બંધ કર્યાંથી પરિણામ ખોટું થશે, ત્યારે નેપોલિયન બોલ્યો કે જે ઇંગ્રેજ સરકારે મને આ હવામાં મોકલ્યો છે, તેની કીર્તિને મારા મોતથી કાળાશ લાગશે, તે લાગવા દ્યો. જે એક વાર નશીબમાં લખ્યુ, છે તે થવાનું છે. જ્યારે ત્યારે એક દહાડો તો છે જ. નેપોલિયન પાસે એક ઇંગ્રેજ વૈદ હતો તે લંડન માંહેના નેપોલિયનના એક માણસ જોડે પત્રવ્યવહાર રાખે છે એવો સંશય આવ્યા ઉપરથી હડસન લોએ તેને પાછો ઈંગ્લાંડ મોકલી દીધો હતો. અને બીજો વૈદ મંગાવવાનો હતો, તથાપિ નેપોલિયને તેને કહ્યું કે તમે આણેલા વૈદનું હું ઓસડ લઈશ નહિ. પછી તેની બેન પોલાઇને એક ઇટાલિયન વૈદને મોકલ્યો અને નેપોલિયને લખ્યા ઉપરથી તેના બનેવીએ બે પાદરીઓને પણ મોકલ્યા. હવે તેની પ્રકૃતિ ઘણી જ બગડતી ચાલી. કોઈ કહે છે કે, નેપોલિયન પોતાના મનના દુઃખથી વેહેલો મુવો. કારણ આવી હદ વિનાની મહત્વાકાંક્ષા રાખનાર અને આખા યુરોપખંડને તાબામાં લેનાર માણસને દુસ્મનની કેદમાં રહેવું પડવાથી મનમાં દુઃખ વડે તેનો અંત આવે એ સહેજ છે.

હવે તો તેણે ફરવાનું છોડવાની પેઠે ઓસડ પણ છોડી દીધું. ને પેલો ઇટાલિયન વૈદ ઓસડ ખાવાનો આગ્રહ કરવા લાગ્યો ત્યારે તે બોલ્યો, "વૈદરાજ! ઓસડથી કશું ફળ નથી. આપણે યંત્રની પેઠે જીવવાનું છે. અને યંત્રના જેવી જ આપણી રચના છે અને તેના જેવો જ આપણો સ્વભાવ છે. જે જીવનકળા વડે માણસ જીવે છે તેને માટે તમે કાંઈ ઉપાય કરશો નહીં. તેને એમ ને એમ રહેવા દ્યો, અને તેને પોતાને પોતાનો બચાવ કરવા દ્યો. આપણા ઓસડ કરતાં તે પોતાની મેળે જ સારી રહેશે. આપણું શરીર એક ઘડીઆળના જેવું છે. તે અમુક વખત ચાલે એવી યોજના કરેલી છે. તે ઘડીઆળ કરનારથી પણ ઉઘાડાશે નહીં. માટે તે પોતાની મેળે જ ચાલવાનું હશે ત્યાં સુધી ચાલશે. તેમાં જો તેણે પોતાના ગમે તેવા હથિઆર વડે એક વાર

બરાબર કર્યું તો તેના કરતાં દશગણું વધારે બગડીને આખરે ભાંગી જશે."

શરીરની સાથે તેનું મન પણ ક્ષીણ થતું ચાલ્યું. ચેહેરો છેક ખિન્ન અને ઉદાસ થયો, તથા તે વારે વારે બેશુદ્ધ સરખો થવા લાગ્યો, અને એક વાર તે પોતાની મેળે જ બોલ્યો:–"હું પેહેલાં નેપોલિયન હતો, હવે હું કંઈ નથી. મારૂં અંગબળ, બુદ્ધિબળ સર્વ નાશ પામ્યું. હવે હું જીવતાં છતાં મુવા જેવો જ છું."

નેપોલિયનનું શરીર છેક બગડતું ચાલ્યું. હડસન લોએ એ વાત ઇંગ્રેજ સરકારને જણાવી, ત્યારે તે સરકારે કેપ્ આફ ગુડહોપથી નેપોલિયનને જોઈએ એવો વૈદ મંગાવવાનો હુકમ લખ્યો. તથાપિ તે આવી પહોંચ્યાની પેહેલાં એનો અંતઃકાળ પાસે આવ્યો, અને ઓસડ ખાવાને સારૂ ફરીથી વૈદોએ ઘણું કહ્યું, ત્યારે નેપોલિયન બોલ્યો: "આપણી ઘડી નીમેલી છે, નશીબમાં લખેલું છે તે કરતાં એક ક્ષણ વધારે આવરદા કોઇને મળવાનું નથી."

સને ૧૮૨૧ ના એપ્રિલ માસમાં તેણે પોતાનું મૃત્યુપત્ર કર્યું, તેમાં પોતાની પેટી માંહેલી સઘળી વસ્તુઓ પોતાના છોકરાને આપવાનું લખી રાખ્યું. આ લેખ ઘણો જ ચિત્તવેધક કહેવાય છે. તેમાંની એક કલમમાં ડયુક ઓફ વેલિંગ્ટનના ઉપર ગોળી ફેંકનાર કાતિઓ નામના માણસને ઇનામ આપવા સારૂ કંઈક પૈસા જુદા કહાડી મૂકયા હતા. આવો મોટો દ્વેષ શૂરા પુરૂષોને શોભતો નથી. એ મૃત્યુપત્ર થયા પછી તેણે એમ કહી રાખ્યું હતું કે, 'મારા મુવા પછી મારૂં શરીર ચીરીને માંહેના રોગની તપાસ કરી તેનું પરિણામ ઠરે તે મારા છોકરાને જણાવવું. કારણ મને ઉપરાછાપરી ઓકારીઓ આવે છે. એ ઉપરથી લાગે છે કે, મારા પેટનાં સર્વ અવયવો બગડેલાં છે. અને જે રોગથી મારો બાપ મુવો, તે જ રોગ મને લાગ્યો છે. તે રોગનું લક્ષણ પેટના હેઠલા ભાગમાં માસગ્રંથી થાય છે તે હશે. માંટ પેલિયરના વૈદે મને કહ્યું હતું કે, એ રોગ તમારા કુટુંબમાં વંશપરંપરા રહેશે.' વળી તેણે પોતાના શરીરને કેમ દાટવું તે બાબત પાદરીઓને કહી રાખ્યું કે, હું નાસ્તિક નથી અથવા પોતાને જેમ યુકિતબંધ સારૂં લાગે એવું કરનારો નથી.

મારો પરમેશ્વર ઉપર વિશ્વાસ છે. હું મારા બાપના ધર્મ પ્રમાણે ચાલનારો છું. હું રોમન કયાથોલિક ધર્મ પાળનારા કુળમાં જન્મ્યો તે જ પ્રમાણે મરીશ, ને તેમાં કહેલા આશ્રયનો સ્વીકાર કરીશ.

નેપોલિયનનો અંતઃકાળ છેક પાસે આવેલો લાગ્યાથી પાસેના માણસોએ વળી વૈદ લાવવાની મેહેનત કરી. પણ તેના આગળ એમનું કંઈ ચાલ્યું નહીં. તેનો એટલો ધાક હતો કે, તે અવાચક થયો તો પણ શ્વાસના ધબકારાથી ચાકરો બીતા હતા. પાદરીઓએ પ્રાયશ્ચિત્તના જેવો કંઈક સંસ્કાર છે તે કર્યો. ત્યાર પછી તે બેશુદ્ધ થયો. સને ૧૮૨૧ ના મે મહિનાની ચોથી તારીખે સેંટ હેલિનામાં જબરૂં તોફાન થયું. તેના પાટામાં ઝાડો મૂળ સુદ્ધાં ઉખડી ગયાં; તે તોફાન પાંચમી તારીખે પણ હતું. તે દિવસે સાંજે છ વાગતે પાંચ વરસ, દશ મહિના ને વીસ દહાડા કેદ ભોગવી પોતાની પર વરસની ઉમરે નેપોલિયને પ્રાણ છોડયો. એવું કહેવાય છે કે મરણ પર્યંત તેના મનમાં લડાઈના વિચારો ઘોળાતા હતા.

છઠ્ઠી તારીખે વૈદોએ એનાં માણસોની રૂબરૂ એની લાશને એના ઠરાવ્યા પ્રમાણે ચીરી ત્યારે એવું માલમ પડયું કે, પાહાના જેવાં ચાંદાંઓથી તેનો આખો કોઠો છવાઈ ગયો હતો.

જે ફ્રેન્ચ લોકો ઉપર તે આટલી પ્રીતિ કરતો હતો, તેમાં સીન નદીના કાંઠા ઉપર એની લાશને દટાવાની તેની ઇચ્છા હતી. પણ લુઈ રાજા તેમ કરવા નહીં દે; એવું સમજીને હડસન લોએ જે ઠેકાણે બેસીને નેપોલિયન હવા ખાતો હતો અને જો સેંટ હેલિનામાં દાટવો પડે તો અહીં દાટજો એમ તે કહેતો હતો ત્યાં દાટવાનું ઠર્યું.

તારીખ આઠમી મેને દિવસે નેપોલિયનની લાશને ભૂમિદાહ કરવાનો સમારંભ થયો. મારેંગોની લડાઈ વખતે તેણે જે ડગલો પેહેર્યો હતો તે તેની લાશને પેહેરાવ્યો. બેટનાં તમામ માણસો નેપોલિયન બાદશાહની લાશ જોવા આવ્યાં. અને લશ્કરી ખાતાનાં સર્વ માણસો એક પછી એક જઈને સન્માનપૂર્વક બાદશાહના ઠંડા હાથનો સ્પર્શ કરવા લાગ્યાં. બેટનો મુખ્ય અધિકારી અને બીજા સઘળા અમલદારો તેના પ્રેતની

પછવાડે ચાલ્યા હતા. અને ઠરાવેલે ઠેકાણે ગયા પછી પાદરીઓએ પ્રેતસંસ્કાર કર્યો, ત્યારે જેનું નામ સાંભળીને યુરોપખંડ ગભરાતો હતો, અને જેનું નામ રહેવા સારૂ પથરા ઉપરનો લેખ કોતરવાની જરૂર નથી, એવા નેપોલિયન બાદશાહના સાડાત્રણ હાથના શરીરને તૈયાર કરેલી લાકડાની પેટીમાં મૂકીને લોકોએ તેના ઉપર મટોડી વાળી દીધી.

એક ઉત્તમ ગ્રંથકાર કહે છે કે, માણસની મહત્વાકાંક્ષા મિથ્યા છે. એવી ખાત્રી કરી આપનારી વાત આના કરતાં કદાચિત બીજી બની નહીં હોય. આ બનાવ જોઇને દુનિઆમાં મનાયલી મોટાઇના મિથ્યાત્વ બાબત કદિ પણ વિચાર ન કરનાર માણસનું મન પણ ઉદાસ થયા વિના રહ્યું નહીં હોય.

એવી રીતે આ મહા પરાક્રમી પુરૂષની આખર આવી. પુસ્તકની આખરે જેનું ચરિત્ર લખાયું હોય તેના સ્વભાવ વગેરે બાબતનું સંક્ષેપ વર્ણન કરવાનો ચાલ છે. તથાપિ ઉપોદ્ઘાતમાં કહ્યા પ્રમાણે નેપોલિયન વિષે તેમ થવું કઠણ છે. માટે આરંભથી બનેલા બનાવોનું મનન કરીને નેપોલિયન કેવો હતો, તે વાંચનારાઓએ સમજવું જોઇએ. કારણ ગ્રંથ-કર્તાઓએ તેના સ્વભાવનું એક બીજાથી છેક વિરૂદ્ધ રીતે વર્ણન કરેલું છે. કેટલાકો તેને દુર્ગુણની ખાણ, ને રાક્ષસ કહે છે. અને કેટ-લાક તેને સદ્ગુણનો સમુદ્ર કહે છે. એ ઉપરથી એમ જણાય છે કે, તેનામાં ગુણ અને દોષ બંને હતા. ગુણ હોવાથી તે જગત્પ્રસિદ્ધ થયો અને અવગુણ વડે તેનો નાશ થયો. એ બંને વાતો ખરી છે. પણ એના અવગુણનો વિચાર કરતાં ફ્રાન્સ દેશના લોકોની સ્થિતિનો વિચાર મનમાં આણવો જોઇએ.

તે જાતે વારંવાર કહેતો કે, ભાગ્યોદયથી જ મારો નાશ થયો. ત્રીશ વરસની ઉમર થયા પહેલાં જ મારે હાથ મોટી સત્તા આવી, તથા મોટી મોટી વાતો હું કરવા લાગ્યો. એક વિદ્વાન ગ્રંથકાર એમ કહે છે કે, નેપોલિયન સરખા તીખા તીવ્ર બુદ્ધિવાન અને મહા ધૈર્યવાન માણસને દારિદ્ર અને અપ્રસિદ્ધપણું જઈ એકદમ મોટી કીર્તિ, ઘણી સંપત્તિ અને મોટી સત્તા મળ્યા પછી તેના મન ઉપર સ્વાભાવિક અસર થાય, તેનો વિચાર જે નહીં કરે, તેનાથી નેપોલિયનના ઉદયકાળ અને પાયમાલીના વખતના સ્વભાવ બાબત ખરૂં

મત બાંધવાને બનશે નહીં. જે વાતથી બીજાં માણસો પ્રકાશી નીકળે છે, તે જ વાતનું પરિણામ નેપોલિયનના મન ઉપર નાશકારક થયું. આપણામાં કોઈ દેવતાઈ ગુણ છે, એમ તેને લાગવા માંડ્યું અને તેથી આપણને કોઈ પણ રીતની અડચણ નથી એમ સમજવા લાગ્યો; તથા સઘળા માણસોએ મારે વશ વર્તવું, મારાં વખાણ કરવાં, અને મને માન આપવું, એમ તેને લાગવા માંડ્યું.

નેપોલિયન દુષ્ટ હતો એમ તો કહી શકાતું નથી. તે દશ લાખ કરતાં વધારે માણસોના નાશનો કારણભૂત થયો ખરો, તથાપિ એવી રીતે આજ સુધી જે અનેક મહા પુરૂષો થયા, તેમાંના ઘણા ખરાને દુષ્ટ કહેવા પડશે, કારણ માત્ર મહત્વાકાંક્ષા પૂરી કરવા સારૂ પ્રવૃત્ત થઈ લાખો માણસોનો સંહાર કરનારા તેમાંથી ઘણા મળશે. કદાચ નેપોલિયન કરતાં તેને હાથે થોડાં માણસો મુવાં હશે, તેથી કંઈ તેઓ એના કરતાં સારા કહી શકાશે નહી. એના જેવા જ તેમને પ્રસંગ આવ્યા હોત, તો એની પેઠે ન જ કરત, એ શા ઉપરથી કહી શકાય ? હાલ પૃથ્વી ઉપર જે રાજાઓ છે તેમના પૂર્વજોએ ન્યાયથી જ રાજ્ય મેળવ્યાં હશે કે ? મોટી મોટી લડાઇઓ કરીને હક્કદાર રાજાઓને હાંકી મૂકીને પોતે રાજા થઈ બેઠેલા એવાં રાજ્યો આજે પૃથ્વીની પીઠ ઉપર કેટલાં હશે ? "બળીઆના બે ભાગ" નો દુષ્ટ નિયમ ઇશ્વરકૃપાએ દુનિયામાંથી ક્યારે નાશ પામશે ? અદ્યાપિ તો એમ ચાલ્યાં જ કરે છે.

ઉપર લખેલું નેપોલિયનનો દોષ ઢાંકવા સારૂ નથી. પણ પથરાની પેઠે તેને એકલાને ન અથડાવતાં આજ સુધીમાં જે તેના જેવા થયા છે તેની સરખામણીમાં નેપોલિયનને મેરૂ પ્રમાણે પોરવવાની મતલબથી લખ્યું છે. ખરૂં કહીએ તો આપવડાઇનું કૃત્ય જ માણસને લજાવનારૂં છે. આજ પર્યંત અનેક ધર્મોએ કાંઈ કાંઈ વાતોનો માણસને ફાયદો કર્યો છે. તેમાંની એક વાત ગુલામગિરી અથવા માણસ વેચવાનો ચાલ નાબુદ કરવાની છે. એને ખ્રિસ્તી ધર્મની મદદ છે. જે ધર્મને યોગે એ ચાલનો નાશ થયો હતો; તેના જ અનુયયીઓમાં મનુષ્યવિક્રયનું અતિ નીચ કર્મ અતિશય વધી ગયું હતું. તથાપિ તેમનામાં ઇશ્વરી પ્રેરણાએ માણસ વેચવાં એ અતિ નીચ અને ધર્મ વિરૂદ્ધ કામ છે, એમ કેટલાકની મસ-

જણ થઈ ત્યારે તેમણે ઘણી અડચણો શોધીને અતિ પસારો પામેલા ગુલામી વેપાર રૂપિ વિષવૃક્ષને થડમૂળથી કાપી નાંખ્યું. એવી જ રીતે આ યુદ્ધ રૂપિ વિષવલ્લીને મૂળ માંહેથી ઉખેડી કહાડવાની કોઇને ઇશ્વરી પ્રેરણા નહી થાય વારૂ ? દુશ્મનો આપણા ઉપર ધશી આવે, ત્યારે તેનો નાશ કરવો પડે એ તો સ્પષ્ટ છે. તથાપિ કોઈ પણ કારણથી મોટાં ટોળાં બંને મેર થઇને મનસ્વી રકતપાત કરે, એ માણસની માણસાઇને કલંક લગાડનારૂં નથી કે ? પડોશીનું ખેતર લઈ લેવા સારૂ તેનો નાશ કરેલો સાંભળીને માણસને કંપારી આવે છે. તથાપિ એક રાજાનો બીજાએ મુલક લેવા સારૂ લડાઈ કરી, એ સાંભળીને માણસો ખેદ પામતાં નથી, એ આશ્ચર્યની વાત છે.

એટલું ખરૂં છે કે, બીજી વાતોમાં સુધારો થઈ માણસનું અજ્ઞાનપણું નાશ પામતું જાય છે, અને એ જ પ્રમાણે લડાઇના કામમાં પુષ્કળ સુધારો થયો છે. હમણાં અમારા સાંભળ્યામાં આવ્યું છે કે એક જર્મન વિદ્વાને એવી ગોળીઓ બનાવી છે કે તેના ધાતથી માત્ર લશ્કર મૂર્છા ખાઈ પડે, ને થોડી વારે ઉઠીને બેઠું થાય. ( કહેવાય છે કે અસલના વારામાં મોહાસ્ત્ર બાણોનો ઉપયોગ થતો હતો. ) વળી હાલમાં પહેલાં જેટલી લડાઇઓ થતી નથી, અને થાય છે તે અગાડીના જેવી નાશકારક નથી હોતી.

નેપોલિયનના અવગુણ ભણી થોડી વાર નજર ન કરતાં માત્ર તેના ગુણનો જ વિચાર કરીએ તો તેનાથી દુનિયાને અને વિશેષે યુરોપખંડને ઘણા ફાયદા થયા છે. તેણે યુદ્ધકળામાં પુષ્કળ સુધારો કર્યો છે. એક વિદ્વાન ગ્રંથકાર કહે છે કે, યુદ્ધવિદ્યાના કામમાં નેપોલિયન પાસેથી શીખેલી બાબતોથી જે ડાહાપણ પ્રાપ્ત થયું, તે વડે જ આખરે તેના લોકોએ નાશ કર્યો. ફ્રેન્ચ લોકો છેક બગડી ગયા હતા, તેને નેપોલિયને ઠેકાણે આણ્યા. અર્વાચીન શાસ્ત્ર અને કાળાકૌશલ્યના સુધારાને તેણે ઉત્તેજન આપ્યું, કાયદામાં સુધારો કર્યો. એ બાબત તો હજી ફ્રેન્ચો નેપોલિયન તરફ પૂજ્ય ભાવથી જુવે છે. અને તે વૈભવ ઉપરથી પડયો ત્યારે ફ્રેન્ચોને માઠું લાગ્યું. પણ તેના નામનો દ્વેષ કોઇએ ન કર્યો એટલુંજ નહિ પણ ઉલટો તેમણે પૂજ્ય ગણ્યો, એમ માન

વાનાં ઘણાં કારણો છે. સને ૧૮૪૦ ના સપ્ટેંબર માસમાં મોટા મોટા ફ્રેન્ચોએ ખટપટ કરીને ઇંગ્રેજ સરકારની પરવાનગી લઈ, નેપોલિયનની દાટેલી લાશ ખોદી કહાડી, સ્વદેશમાં આણીને મોટા રાજકીય સમારંભથી મૃત્યુપત્રમાં તેણે લખ્યા પ્રમાણે સીન નદીને કાંઠે દાટી. અને તેનું પુતળું કરીને જાહેર જગ્યામાં મૂકયું. ને અગાડી જતાં તેના ભત્રીજાને સર્વાનુમતે ફ્રાન્સની ગાદી મળી. તેણે ત્રીજા નેપોલિયનને નામે કેટલીક મુદત સારૂં રાજ્ય ચલાવ્યું. એ સઘળું નેપોલિયન ઉપર ફ્રેન્ચ લોકોના મનમાં પ્રેમ વગર કેમ બને ?

એના સઘળા દુર્ગુણોમાં મહત્વાકાંક્ષા મુખ્ય હતી. એને લીધે જ તેના સઘળા સદ્ગુણો ઉપર પાણી ફરી વળ્યું. અને તેની બુદ્ધિ તથા તથા બીજા ગુણોનો લોકોને થવો જોઇએ તેટલો ફાયદો થયો નહીં. અને ખુદ તેનો પણ નાશ થયો. તેની જાતની દુર્દશા તો વાંચનારા જાણી ચૂકયા. વળી પોતાના કુટુંબની મોટાઇને માટે તેણે આવડી મોટી જેહમત ઉઠાવી. તે પણ વ્યર્થ ગઈ.

તેની પેહેલી ધણીયાણી જોસેફાઇનની વ્યવસ્થા પાછળ આવી ગઈ છે. ને બીજી ધણીયાણીથી જે છોકરો થયો તેને તેણે રોમના રાજાનું નામ આપ્યું, એ વાત પણ કરી ગયા છીએ. આપણને નહીં તો આપણા છોકરાને ફ્રાન્સની ગાદી મળે, એ નેપોલિયને કરેલી ખટપટ ફોકટ ગઈ. તે એલ્બામાં ગયો, ત્યારથી તે છોકરો તેની માની જોડે મોસાળમાં ગયો તે આખર સુધી ત્યાં જ હતો. આષ્ટ્રીઆના બાદશાહે તેના વિદ્યાભ્યાસ વગેરેની સારી તજવીજ કરી હતી. આ છોકરો પણ સારા સ્વભાવનો અને ઉદાર મનનો હતો. તથાપિ વીસમે વર્ષે જ તેને ક્ષય રોગ લાગીને મરી ગયો. અને નેપોલિયનની બીજી ધણીયાણી (આસ્ટ્રીઆની રાજકન્યા) પોતાની તહેનાતના જ એક માણસ સાથે પુનર્વિવાહ કરી સાધારણ માણસની પેઠે એકાંત વાસમાં જ રહેતી હતી. એ જાતે યુરોપખંડના મોટા બાદશાહની દીકરી અને આખા યુરોપખંડને જિતનારા નેપોલિયન જેવા વિજયી પુરૂષની પટરાણી, ધણીનો વૈભવ નાશ થવાથી પિહેર રહેવા લાગ્યા પછી પોતાની મોટાઇને ભૂલી જઈ એક હલકા માણસ સાથે

પુનર્વિવાહ કર્યો, એ આશ્ચર્યકારક વાતનો વિચાર પુનર્વિવાહના શત્રુઓએ કરવાનો છે.

એવી રીતે નેપોલિયનનો અને જેમની ઉપર તેની અત્યંત પ્રીતિ હતી, તથા આપણો નહીં તો તેમનો તે વૈભવ રહે, એવી તેની ઇચ્છા હતી, તેનો નાશ થયો. મહત્વાકાંક્ષાથી થએલા પાપનું આના કરતાં બીજું ફળ શું મળે? જેની ઇચ્છા હતી, તે મહત્વ તો ગયું, પણ તે તે મેળવવાને કરેલાં સર્વ કામનું પ્રાયશ્ચિત્ત ભોગવવું પડયું.

આગલાને ઠેસ વાગે તો પાછલો સંભાળીને ચાલે. એવી રીતે જગતમાં કોઈ પણ સારી કે નઠારી વાત બની તો તે ઉપર ધ્યાન દઇને વિચાર કરવાથી કંઈ પણ નવું જ્ઞાન મળે છે. ફ્રાન્સ દેશની રાજ્યક્રાન્તિ અને નેપોલિયન બોનાપાર્ટની મહત્વાકાંક્ષા એ બંનેથી યુરોપખંડના રાજા અને પ્રધાનોને મોટો ફાયદો થયો. રાજ્ય ગમે તેવડું મોટું હોય **તથાપિ પ્રજાના કલ્યાણ તરફ મન ન લગાડતાં સ્વચ્છંદે રાજા વર્તવા લાગ્યાથી કેટલીક મુદત સુધી તો પ્રજા સાંખે છે, પણ આખરે કંટાળીને તેનો નાશ કરવાને પ્રવૃત્ત થયા વિના લોકો રહેતા નથી;** એ વાત મન ઉપર લઇને યુરોપિયન રાજાઓ પેહેલાં કરતાં હાલમાં પ્રજાના ભલા સારૂ વધારે મન લગાડવા મંડયા છે. તથા પ્રજા સંતુષ્ટ હશે તો જ આપણો વૈભવ સ્થિર રહેશે, એવું તેમને લાગવા માંડયું છે. તેવી જ રીતે લોકોને પણ લાગવા માંડયું છે કે, દેશ, કાળ, વર્તમાન ઇત્યાદિ તરફ ધ્યાન ન રાખતાં કોઈ પણ વાત બદલી કે નાશ કરવાનો વખત આવ્યો છે એમ ન જોતાં માત્ર તર્ક શાસ્ત્રે ઉત્તમ ઠરાવેલી વાત કરવાને એકદમ તૈયાર થઈ જવાથી, હાથ માંહેનું છોડી દઇને નાસનારની પુંઠે લાગનારની પેઠે નવો ફાયદો ન થતાં જે છે તે પણ જશે. ઘણી મુદતથી ચાલતી આવેલી રીતમાં જે ખોટું હોય તો તે સાવકારા અને યુક્તિથી કાઢી નાંખવાને જે સાધનો આપણે યોજીશું તે જ પ્રતિકૂલ થઈ આપણો સમૂળો નાશ કરશે, એ વાત ધર્માંતર, રાજ્યાંતર વગેરે બાબતો કરવાની ઇચ્છા રાખનારાઓએ હંમેશાં ધ્યાનમાં રાખવી જોઇએ.

ફ્રાન્સ દેશની રાજ્યક્રાંતિ અને નેપોલિયન બોનાપાર્ટની મોટાઇ મેળવવાનો લોભ આ બંને પ્રલયાગ્નિમાંથી એકની ઝાળ પણ પોતાના ઉપર આવવા દીધી નહીં, એવો આખા યુરોપખંડમાં માત્ર ઈંગ્લાંડ દેશ જ છે. ઝાળનો સ્પર્શ ન થવા દીધાથી ઈંગ્રેજ લોકોની હિંમત, ગાંભીર્ય, દૃઢ નિશ્ચય, શૌર્ય, રાજનિષ્ઠા અને ઉત્તમ રાજ્યવ્યાવસ્થા વગેરે ગુણોની કીર્તિ દુનિયામાં ફેલાઇને તેમની સત્તા વધતી ચાલી. અને તે ગુણો જ્યાંસુધી તે મનામાં રેહેશે, ત્યાં સુધી એમ જ વૃદ્ધિંગત થતી જશે, એમાં કાંઈ સંશય નથી.

નેપોલિયન બોનાપાર્ટનાં ઘણાંખરાં મોટાં કામોની હકીકત અમે આ પુસ્તકમાં આપી છે. તે ઉપરથી તે કેવા પ્રકારનો માણસ હતો તે જૂદું જણાવવાની જરૂર રહી નથી. તથાપિ એનાં કામો ઉપરથી તે વિલક્ષણ પુરૂષ હતો, એ મારા એક મરાઠા મિત્રે એના ચરિત્ર ઉપરથી કહાડેલું તાત્પર્ય આપી, તથા એની મા લિટિશિયાએ પોતાના દીકરાને કેદમાંથી છોડવા બાબત યુરોપના મોટા બાદશાહોને કરેલી અરજની મતલબ આપીને આ વિષય સમાપ્ત કરીએ છીએ.

લોકોનાં મન પોતાની તરફ ખેંચી લેવાની વિદ્યા એનામાં સંપૂર્ણ હતી. એ તો એના ઈંગ્રેજ દુશ્મન લોર્ડ કિથ અને તે વખતના પ્રધાનમંડળની પણ ખાત્રી થઈ છે. વળી તે મોટો સાહસિક હતો, અને હાથમાં પકડેલું કામ પૂરૂં કરવું, એ તો બાનું જ હતું, તેથી એ પોતાની ઉમ્મરમાં સાઠ લડાઇઓ લડ્યો હતો અને તેમાંની ઘણીખરીમાં ફતેહ પામ્યો હતો. તે ઉપરથી સાબીત થઈ શકે છે કે, દુનિઆના પંકાયલા મહા વીરો સિકંદર, હાનિબલ અને સીઝર કરતાં યુદ્ધકૌશલ્યમાં એ ચઢીઆતો હતો.

ધર્મ સંબંધી એના વિચાર ઘણા સારા નહોતા, પણ કોઈ ધર્મને અનુસર્યા વિના દેશનો વ્યવહાર બરાબર નહી ચાલે, માટે તેણે ફ્રાન્સનો આગલો ધર્મ પાછો દેશમાં સ્થાપન કર્યો. તેણે એ કાર્ય ધર્મને માટે નહી, પણ પોતાની મતલબ પાર પાડવાને માટે જ કર્યું એમ કહી શકીએ. વળી તે મતલબને સારૂ જ ઘણી કુંવારીઓને પડતી મૂકીને વિધવા જોસેફાઈન સાથે પરણ્યો અને તેનાથી તેને ઘણાં ફળ મળ્યાં. છતાં માત્ર સંતાનની મતલબ સારૂ તેણે એ બિચારીને પડતી મૂકીને આ-

સ્ટ્રીઅન કન્યા સાથે પરણ્યો હતો. એ ખુલ્લું કહેતો કે જગતમાં પ્યાર અને દોસ્તી નથી, ભય અને મતલબથી માણસો ચપળ બને છે. તેને બીજી બધી વાતો કરતાં શૂરાપણાની કીર્તિ ઘણી વહાલી હતી.

તે યુદ્ધકૌશલ્યમાં એવો તો નિપુણ હતો કે, ટુંકી મુદતમાં થોડા લશ્કરથી પોતાના દુશ્મનના મોટા મોટા ચાલાક સરદારના ઘણાં લશ્કરને ઉપરાઉપરી હરાવ્યાં. તેથી એક આસ્ટ્રીઅન વૃદ્ધ સરદારે તો એને ન ઓળખવાથી એને મોંઢે જ કહ્યું હતું કે, " હમણાં એક જુવાનીઓ ફ્રેન્ચ સરદાર આવ્યો છે, તેને લડાઈના ધારાનું જ્ઞાન ન હોવાથી ઘડીમાં આમ તો ઘડીમાં પેલીમેર એમ ઘુમે છે, તેથી લડવાને ઘણો કઠણ પડે છે." વળી કેહેવાય છે કે તે શુકન માનનારો હતો. હમેશાં પોતાની પાસે એક શુકનાવલિ રાખતો અને તેમાંથી મળેલા શુકન પ્રમાણે કામ કરતો. જો કે શુકન, મુહુર્ત ખોટાં છે તો પણ મળેલા શુકનથી શુકન માનનારો માણસ ધારેલો હેતુ પાર પડશે જ, એવી આશાએ ઉત્તેજિત રહીને કામ કરે છે.

એ સઘળા ઉપરથી આપણે કહી શકીશું કે, એ મોટો માણસ હતો. કલકત્તાવાળા પ્રખ્યાત બાબુ કેશવ ચંદ્ર સેને એને મોટો માણસ ગણી ઈશ્વરી અંશ કહ્યો હતો અને શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં એને જ મળતું કંઈક કહ્યું છે. અ. ૧૦. શ્લો. ૪૧.

**यद्यद्विभूत्सत्वं श्रीमदूर्जितदेवाया ।**
**तत्त्वदेवावगच्छ त्वं मम तेजोंशसंभवम् ॥**

અર્થ—જે જે પ્રાણી ઐશ્વર્યવાન, શોભાયમાન, અથવા બળ વગેરેથી મોટા છે તેમાં મારો અંશ છે એમ તમારે જાણવું.

નેપોલિયન કેદ પડયો ત્યારથી તેની અને તેના કુકુંબની દુર્દશા થઈ. એની માતુશ્રી કેવી ગુણવતી હતી, તે તો આપણે અગાડી કહી ગયા છીએ. તે ઇટાલીમાં રહેતી હતી, અને એણે નેપોલિયનને માંદો સાંભળીને સન ૧૮૧૮ માં એકસલાચાપેલમાં એકઠા થએલા યુરોપના રાજાઓને એક વિનંતીપત્ર લખ્યો હતો. તે પત્રની મતલબ આ પ્રમાણે હતી:—

"મહારાજો? હું નેપોલિયન બોનાપાર્ટની મા છું. તેનો જીવ મારા જીવ કરતાં મને વધારે વાહાલો લાગે છે. પરમેશ્વર અત્યંત મોટો અને અત્યંત દયાળુ છે અને તમે બધા તેના અંશની મૂર્તિઓ છો. દુનિઆમાં બધી વાતનો અંત છે માટે હું તમને હાથ જોડી, ખોળો પાથરીને માગું છું કે, મારા છોકરાને બંધનથી મુકત કરો, ને તેને દુખમાંથી છૂટો કરો. મહારાજો! આપ પરમેશ્વરના પ્રતિનિધિ છો. મારી અનાથની વિનંતિ કબુલ કરો, તેથી આપના ઉદારપણાની કીર્તિ દુનિઆમાં નિરંતર ગાજી રહેશે, ને તેથી આપને શોભા મળશે."



## આ ગ્રંથ ઉપર વિદ્વાનોના અભિપ્રાય.

૧ આ પુસ્તકનાં બાર ફાર્મો આપે મોકલ્યાં તે મેં જોયાં અને લગત પાછાં મોકલું છું.

૨ આપે એક એવા મહાન પુરૂષનું જીવનચરિત્ર લખવાનું માથે લીધું છે કે, તે પ્રકટ થએથી હોંશથી ન વંચાય તો નવાઈ કહેવાય.

૩ નેપોલિયનનું ચરિત્ર જેટલું વિસ્તારવાળું કરવું હોય, તેટલું થઈ શકે એમ છે, કેમકે એની જીંદગી અગણિત અજાએબ જેવા બનાવોની ભરેલી છે; અને તેથી જ જ્યારે પેલા અપૂર્વ નવલકાર સર વૉલ્ટર સ્કૉટને કોઇએ પૂછ્યું કે તમે નેપોલિયનના ચરિત્રનાં નવ પુસ્તક બાહાર પાડયાં તેના કરતાં તમે તમારી એકાદ અનુપમ નવલ લખી હોત તો કેવું સારૂં થાત! ત્યારે તેણે માર્મિક વચનોથી જણાવ્યું કે મારે એક નવલ લખવા જેટલો અવકાશ નહતો તેથી જ મેં નેપોલિયનના ચરિત્રના નવ ખંડ લખ્યા છે!

૪ વિશેક વર્ષ ઉપર એ અદ્વિતિય પુરૂષની 'ટેબલ-ટૉક' વાંચીને હું સાનંદાશ્ચર્ય સખેદાશ્ચર્ય પામ્યો હતો. હૅનિબૅલ, સીઝર અને સિકંદરનાં તેજસ્વી નામ અને કામ અમર તપે છે, તથાપિ મારા મનથી નેપોલિયન તો સૂર્યમંડળમાં સૂર્ય છે; ભલે નેપોલિયન હારો, કેદ થાઓ, પદભ્રષ્ટ થાઓ. પણ તેથી શું? સૂર્ય રાહુથી ઘેરાય તેથી રાહુ શું સૂર્યની બરાબરી કરી શકે? અગર સૂર્યની મહત્તા કાંઈ મટે છે? લાલી અને દુપ્લેની તે સમયની ફ્રેન્ચ સરકારે વિચિત્ર પ્રકારની અવગણના કરી, તેથી તેના પૂર્વપક્ષી ઇંગ્રેજોએ શું તેની કમ કદર કરી છે, અને તેમની શકિતની સ્તુતિ કરવામાં મણા રાખી છે? કેમકે છેવટે સત્ય અને ન્યાય તરે છે.

૫. એવા અસાધારણ વીર પુરૂષને તમે ગુજરાતી ભાષામાં સજીવન કરીને ગુર્જર પ્રજા ઉપર ઉપકાર કર્યો છે. આપની ભાષા શૈલી એવી સરલ છે કે તે સામાન્ય કેળવણીવાળા માણસ પણ વાંચીને સમજી શકશે.

મુ. ધારવાડ, તા૦ ૨૮-૨-૧૯.

**ગણપતરામ અનુપમરામ ત્રવાડી.**

ગયા મહિનાની ૨૩મી તારીખતા ના. ૧૯૧૮ના મે માસમાં દર્શાવેલા **નેપોલિયન બોનાપાર્ટના જન્મવૃતાંત્તના** પુસ્તક વિષે હું નીચે પ્રમાણે લખું છું:—

એ પુસ્તક બીજા ગ્રંથોના આધારે રચાયલું છે. કયા મૂળ ઉપરથી એ નીકળેલું છે તે બતાવવાને ઉપોદ્ઘાત કે પ્રસ્તાવના આપેલાં નથી.

છતાં એ પુસ્તક મનોરંજક અને ઉપયોગી છે. મને એમ માલમ પડે છે કે એ શાળોપયોગી અને સાધારણ પુસ્તકાલયો સારૂ લાયક છે અને એ પુસ્તક નિશાળોના ઉપલા વર્ગોના પ્રાઈઝ લીસ્ટમાં રાખવા જેવું છે. મારો એવો અભિપ્રાય છે કે એ વિષે સ્કુલ બુક કમીટીનો અભિપ્રાય લેવો.
અમદાવાદ તા૦ નવેંબર ૧૮૮૬.

**મહીપતરામ રૂપરામ.**

* * * "એ વિષય મનોરંજક અને ઐતિહાસિક છે."
અમદાવાદ, તા૦-૫-૮૮. **જે. એ. દલાલ.**

શાળોપયોગી પુસ્તકાલયો અને ઇનામો સારૂં આ પુસ્તક મંજુર થાય એવું છે.
નડીઆદ તા૦ ૫-૧૧-૮૯. **માધવલાલ હરિલાલ.**

ગયા આગસ્ટની ૨૩મી તારીખમાં ૩૪મા નંબરના સરક્યુલરમાં નેપોલિયન બોનાપાર્ટના જન્મવૃતાંતના પુસ્તક વિષે અભિપ્રાય માંગેલો તેના જવાબમાં લખવાનું કે, એ પુસ્તક ઇનામો અને પુસ્તકાલયોને વાસ્તે લાપરી શકાય એવું છે. પરંતુ એ બહાર પડે તે પેહેલાં એનું બરાબર પુનરાવર્તન થવું જોઇએ, કારણ કે એમ માલમ પડે છે કે એ ઘણી ઉતાવળમાં તૈયાર થયલું છે. **મોહનલાલ રણછોડદાસ.**

એ મનોરંજક ગ્રંથ છે અને ઈનામ અને પુસ્તકાલયોને વાસ્તે મંજુર થાય એવો છે. કેટલીક જોડણીની ભૂલો છે તે ગ્રંથ છપાતાં પેહેલાં સુધરશે. **ગોપાળજી સુ. દેશાઇ.**

નેપોલિયન બોનાપાર્ટનું જન્મવૃતાંત્ત-એ ગ્રંથમાં ઘણી વાંચવા લાએક બાબતો છે. ભાષા સરળ છે અને વાકયો ઘણાંખરાં સારાં ગોઠવાયલાં છે.

નેપોલિયનની પડતી અને ચડતીમાં ભાગ્યનો ફેરફાર, માણસોની કૃઢતા અને માયાની ન્થુનતા આપત્તિ અને વિપત્તિના સમાગમ અને કાળ માં જોઇએ તેવી ધારણાની અંદર પરમેશ્વરની મદદની નિશાનીઓમાં સૂચવેલી લખનારની ટીકા સારી છે.

અગર ઉપર દર્શાવેલી સૂચના પ્રમાણે વર્તવામાં આવશે અને એની કિંમત સાધારણ રાખવામાં આવશે, તો તે ઈનામ અને પુસ્તકાયલયોને યોગ્ય થશે.
અમદાવાદ ૧૮-૨-૯૦

**ઉત્તમરામ નં. ભટ્ટ**

